# ત્યાગમૂર્તિ

અને

બીજા લેખો



મહાત્મા ગાંધીજી

ના

સામાજિક લેખોનો સંગ્રહ

નવજીવન પ્રકાશન મંદિર

અમદાવાદ

ચાર આના ૧૯૮૨

## નિવેદન

ત્યાગમૂર્તિ અને બીજા લેખો'ની આ બીજી આવૃત્તિ ગુજરાતી આલમ સમક્ષ મૂકતાં અમને આનંદ થાય છે. આ આવૃત્તિમાં 'હિંદુધર્મ'વાળો એક લેખ કમી કરી બીજા આઠ નવા લેખો ઉમેર્યા છે.

વ્યવસ્થાપક,
નવજીવન પ્રકાશન મંદિર

# અનુક્રમણિકા

૬

# ત્યાગમૂર્તિ

હિંદુ વિધવાને ઘડીને વિધાતાએ હાથ ધોઇ નાખ્યા છે. જ્યારે જ્યારે પુરુષવર્ગને પોતાનાં દુઃખની કથા કરતો હું સાંભળું છું ત્યારે ત્યારે વિધવા બહેનોની પ્રતિમા મારી પાસે ખડી થાય છે. પોતાનું દુઃખ રોનાર પુરુષને જોઇ હું હસું છું.

હિંદુધર્મ સંયમને ઊંચામા ઊંચી કોટિએ લઇ ગયો છે અને વૈધવ્ય તેની પરિસીમા છે. પુરુષ તો પોતાના દુઃખનું નિવારણ કરે. તેનું દુઃખ તેની મૂર્ખાઇને લીધે હોય છે. ઘણું દુઃખ તો કેવળ આર્થિક લોભને ખાતર ભોગવે છે. પણ વિધવાનું શું? તેનો બિચારીનો પોતાના દુઃખમા હાથ જ નથી. તેના દુઃખનું નિવારણ તેની પાસે નથી જ. રૂઢિધર્મે તે દ્વાર તદ્દન બંધ કર્યું છે અનેક વિધવા દુઃખને દુઃખ માનતી નથી. ત્યાગ એ તેને સારૂ સ્વાભાવિક વસ્તુ થઇ પડી છે. ત્યાગનો ત્યાગ તેને દુઃખરૂપ થાય વિધવાનું દુઃખ જ તેનું સુખ મનાયું છે.

આ સ્થિતિ ખરાબ નથી, સરસ છે. તેમાં હિંદુધર્મની શ્રેષ્ઠતા રહી છે. વૈધવ્યને હું હિંદુધર્મનું ભૂષણ માનું છું. વિધવા બહેનોને જોઉં છું ત્યારે મારૂં માથું અનાયાસે નમે છે. વિધવાનું દર્શન મારે સારૂ અપશુકનની નિશાની નથી. પ્રાતઃકાલમા તેનું દર્શન કરી હું કૃતાર્થ થાઉં. તેનો આશીર્વાદ મને મોટી બક્ષિસ માનું. તેને જોઇ સર્વે દુઃખો ભૂલી જાઉં. વિધવાની પાસે પુરુષ પામર પ્રાણી છે. વિધવાના ધૈર્યનું અનુકરણ અસંભવિત છે. પ્રાચીન કાળનો વારસો જે વિધવાને મળ્યો છે તેની આગળ પુરુષના ક્ષણિક ત્યાગની પૂંજીની શી કિંમત હોઇ શકે?

વિધવાને જો દુઃખ થાય તો તે કોને સંભળાવે? જો જગતમા કોઇને સંભળાવી શકે તો તે માને જરૂર સંભળાવે. પણ સંભળાવીને કરે શું? માની મદદ શી મળે? 'ધીરજ રાખ બહેન' એટલું કહી મા પોતાને કામે વળગે. માનું ઘર તેનું ઘર જ ક્યા છે? વિધવાને તો સાસરે રહેવું, સાસુનું દુઃખ તો વહુ જ જાણે. વિધવાને તો સેવા જ ધર્મ. દિયરની, જેઠની, સાસુની; સસરાની, જે આવે તેની તેણે સેવા જ કરવાની. એ સેવા કરતાં તે થાકતી જ નથી તે તો વધારે સેવા કરવાનું બળ માગે છે.

આ વિધવાધર્મનો લોપ થાય, સેવાની આ સાક્ષાત મૂર્તિનું કોઇ પોતાના અજ્ઞાનમા, ઉદ્ધતાઇમાં ખંડન કરે તો હિંદુધર્મને મોટી હાનિ પહોંચે.

આવા વૈધવ્યને કઇ રીતે સુરક્ષિત કરી શકાય? દસ વર્ષની કન્યાને પરણાવનાર માબાપને વૈધવ્યના પુણ્યમા કંઇ ભાગ મળી શકે? જે કન્યા આજે પરણી આજે જ રાંડી તે

વિધવા ગણાય? વૈધવ્યની અતિશયતાને ધર્મનું નામ આપી આપણે મહાપાપ નથી કરતા? જો વૈધવ્યને સુરક્ષિત રાખવું હોય તો પુરુષે પોતાનો ધર્મ વિચારવાની જરૂર નથી? જેનું મન વિધવા નથી થયું તેનું શરીર વિધવા રહે? આજ પરણેલી બાળાના મનને કોણ ઓળખનાર છે? તેના પ્રત્યે બાપનો શો ધર્મ છે? કે બાપે તો દીકરીના ગળા ઉપર છરી ફેરવી તેની પ્રત્યેના પોતાના ધર્મનું પાલન કરી લીધુ?

વૈધવ્યની પવિત્રતા સાચવવાને ખાતર, હિંદુધર્મની રક્ષાને ખાતર, હિંદુસમાજની સુવ્યવસ્થાને ખાતર આટલા નિયમોની જરૂર છે એમ મારો નમ્ર અભિપ્રાય છે:

૧. કોઇ બાપે પંદર વર્ષની અંદર પોતાની દીકરીને પરણાવવી જ નહિ;

૨. જે વિવાહ આજ લગી ઉપરની મર્યાદાની અંદર થઇ ગયા હોય તે દીકરી પંદર વર્ષની અંદર વિધવા થઇ હોય તો તે દીકરીને પરણાવવાની તજવીજ કરવાનો બાપનો ધર્મ છે;

૩. પંદર વર્ષની બાળા જો વિવાહ પછી એક વર્ષની અંદર વિધવા થાય તો ફરી પરણવાનું માબાપે તેને ઉત્તેજન આપવું જોઇએ;

૪. દરેક કુટુંબીએ વિધવા પ્રત્યે સંપૂર્ણ માનની નજર રાખવી જોઇએ. માબાપે કે સાસુસસરાએ તેને પોતાનું જ્ઞાન વધારવાનાં સાધન પૂરાં પાડવા જોઇએ.

આટલા નિયમો અક્ષરશઃ વળગવા સારૂ મેં નથી રજૂ કર્યા. તે કેવળ માર્ગદર્શક છે. વિધવા પ્રત્યેનું આપણું કર્તવ્ય એ નિયમોની દિશામાં છે એ વિષે મને તો શંકા નથી,

આ કે આવા નિયમોને અમલમા કોણ મુકે? હિંદુ-સમાજની પાસે આવા કાર્ય માટે જ્ઞાતિઓ એ કુદરતી વાહન છે. પણ તેમાં સુધારો ન થાય ત્યા સુધી જે માબાપો ઉપરના નિયમોને અનુકૂળ હોય તેમણે શુ કરવું? તેઓએ જ્ઞાતિમાં સુધારો થાય એવા પ્રયત્નો કરવા ને તેમાં તાત્કાલિક સફળતા ન મળે તો બંધનમુક્ત થઇ વિધવાને સારૂ યોગ્ય વર શોધવો. બન્ને પક્ષ જ્ઞાતિ બહાર રહેવા તૈયાર થાય, અને બહાર રહીને પણ જ્ઞાતિને વીનવે, જ્ઞાતિના મહાજનને આઘાત ન પહોંચાડે, સત્યાગ્રહ કરવાનો વિચાર ન કરે, અથવા કરે તો સમજે કે પોતે વિનયપૂર્વક બહાર રહેશે તો તે જ સત્યાગ્રહ છે. જો આવો વિવાહ અનિવાર્ય સમજી કરવામા આવ્યો હશે, જો તેમા સંયમ જ ઉદ્દેશ હશે, જો આ બહિષ્કૃત થએલ કુટુંબનું બધુ વર્તન શુદ્ધ હશે, તો મહાજન પોતે જ તેઓને પાછા જ્ઞાતિમા દાખલ કરશે એટલુ જ નહિ પણ મહાજન સુધારાનો સ્વીકાર કરશે ને બીજી દીન વિધવાઓ ઉપર થતો બળાત્કાર નબૂદ થશે.

આવા સુધારા તુરત નથી થઇ શકતા. તેનું બીજ રોપાય એ જ બસ છે. પછી તેનું વૃક્ષ થયા વિના રહેનાર જ નથી.

આ તો મેં નાનો સુધારો સૂચવ્યો છે. મહાન સુધારો થવો અશક્ય લાગવાથી જ ઉપરનો સુધારો સૂચવ્યો છે. ખરો સુધારો તો એ છે કે જેમ સ્ત્રી તે પ્રમાણે પુરુષ પણ ઘરભંગ થાય તો ફરી ન જ પરણે. હિંદુધર્મના રહસ્યને આપણે ઓળખીએ તો દુઃખે કરી સાધી શકાય એવા સંયમને મોળો કરવાને બદલે તેવી જાતના બીજા સંયમ આપણા જીવનમાં દાખલ કરી એ સંયમને દૃઢ કરીએ. પુરુષ વિધુર રહે તો

સ્ત્રીને પોતાનું વૈધવ્ય ભારે ન લાગે. વળી પુરુષ વિધુર રહે તો હાલ જોવામા આવતા કજોડા અને બાળલગ્ન બંધ થાય

એક ભય રહે છે તેમાથી આપણે બચી જવું જોઇએ. "વૈધવ્ય સર્વથા સરસ છે. થોડી બાળવિધવાઓ હોય તેમને પુનર્વિવાહ કરવાની જંજાળમા પડવાની શી જરૂર છે? આપણે તો પુરુષને પણ ઘરભંગ થયે વિધુર રાખવા છે; વળી બાળલગ્નો પણ નાબુદ કરવાં છે. એટલે કોઇ પણ સ્થિતિમાં સ્ત્રીના પુનર્લગ્નની જરૂર નથી" આવી દલીલ સાભળી છે. આ દલીલમાં ભય રહેલો છે; કેમકે ખરૂં જોતા એ શબ્દજાળ છે. આ દલીલ કેટલાક અંગ્રેજ મિત્રોની દલીલના જેવી છે. "તમે તો અહિંસાવાદી છો. અમને પણ અહિંસાધર્મ શીખવવા માગો છો. એટલે અમે ગમે તેવી હિંસા કરતા હોઇએ તોપણ તે હિંસાની સામે હિંસાથી થવાનું તો તમારાથી લોકોને કહેવાય જ નહિ." આમ મને કેટલાક કહે છે. આ દલીલમા જે દોષ રહેલો છે તેવા દોષ જાણ્યેઅજાણ્યે આપણે કર્યાં જ જઇએ છીએ. દલીલ કરનારા અંગ્રેજ ભૂલે છે કે જો કે મારે બન્ને પક્ષને અહિંસાધર્મ શીખવવો છે તોપણ જે અહિંસાધર્મને સમજવા અસમર્થ છે એટલે કે ભીરુ છે, તેને મારે અહિંસાની વાત કઇ રીતે કરવી? મારા પુત્રને હું એ ધર્મ નહોતો સમજાવી શક્યો; ત્રાસથી ચીમળાઇ ગએલી બેતિયાની ગરીબ રૈયતને એ ધર્મ હુ નહોતો શીખવી શક્યો. તેમને મારે કહેવું પડ્યું હતુંઃ "જો તમારી પસંદગી કેવળ તમારી સ્ત્રીને પડતી મેલી ભાગવા અને લાકડી લઇ અત્યાચારીની સામે બચાવ કરવા વચ્ચે જ હોય, જો તમે અત્યાચારીની સામે નીડરપણે તેને ભાઇ સમજી ઊભા રહી

પ્રહાર કર્યા વિના મરતાં સુધી સત્યાગ્રહ કરવા તૈયાર ન હો તો બેશક લાકડી વતી બચાવ કરી ઝૂઝજો" સત્યાગ્રહ નામર્દનો ધર્મ નથી. નામર્દ મટી માનવી મર્દ બને પછી જ તે અહિંસાધર્મ શીખવાને પાત્ર બને છે.

હવે આપણે વિધવા વિષેની દલીલરૂપે પથરાએલી શબ્દ-જાળ તપાસીશું તો માલમ પડશે કે તે દલીલ જે પુરુષ પડે વિધુર રહેવા તૈયાર હોય તે જ કરી શકે; બીજા જેઓ વિધુરપણું પસંદ ન કરતા હોય, અથવા પસંદ કરતા છતા તેનું પાલન કરવા તૈયાર ન હોય તેમને વિધુરપણાની આવશ્યકતાને સ્વીકારીને વૈધવ્યપ્રથાનો બચાવ કરવાની દલીલ તરીકે તેનો ઉપયોગ કરવાનો અધિકાર નથી. સાઠ વર્ષનો બીજવર ડોસો પોતાની નવ વર્ષની કહેવાતી સ્ત્રીનું વૈધવ્ય વધાવી પોતાના વસિયતનામામા એ વૈધવ્યની સ્તુતિ કરે ને બિચારી વિધવા થનારી બાળાની વન્દના કરતા લખેઃ "ન કરે નારાયણ ને મારૂં મૃત્યુ મારી પરમપવિત્ર ધર્મપત્નીના કરતા વહેલું થાય તો હુ જાણું છું કે તે તો વિધવા રહી મને, પોતાના ને મારા કુટુંબને, અને હિંદુધર્મને શોભાવશે. આ બાળાને પરણીને હું શીખ્યો છું કે પુરુષે પણ વિધુર રહેવું જોઇએ. હું વિધુર રહ્યો હોત તો ઘણું સારૂં હતું. હું મારી દુર્બળતા કબૂલ કરૂં છું. પણ પુરુષની દુર્બળતા એ તો વૈધવ્યને વધારે શોભાવનારી છે. તેથી મારી બાળપત્નીની બાબતમા હું ઇચ્છું છું કે તે મારા અવસાન પછી વિધવા રહી સંયમધર્મને શોભાવે." આવી દલીલની અસર તે બાળપત્ની ઉપર કે વસિયતનામુ વાંચનારની ઉપર શી થાય?

આ દલીલ તપાસવાની આવશ્યકતા હતી, કેમકે ઊંચા ધર્મના પ્રવર્તનના આશ્રય તળે કે તેને બહાને ધર્મ જેવા જણાતા અધર્મનો બચાવ થયાં જ કરે છે. વૈધવ્યની વ્યાખ્યામાં બાળવિવાહ આવી જ ન શકે. વિધવા એટલે તે સ્ત્રી કે જેનો પતિ મૃત્યુ પામ્યો છે — એ સ્ત્રી કે જેણે લાયક ઉમ્મરે પોતાની ઇચ્છા કે સંમતિથી વિવાહ કર્યો છે ને જેણે સ્ત્રીપુરુષ વચ્ચેનો સંબંધ જાણ્યો છે. આ વ્યાખ્યામા અક્ષતયોનિનો કે માબાપે હોમી દીધેલી કુમળી વયની બાળાનો સમાવેશ થતો જ નથી ને થવો ન જ જોઇએ. એટલે બાળાઓના મનાતા 'વૈધવ્ય'નો બચાવ કરવો એ જ અનર્થ છે. પણ જ્યારે પુરુષે સુદ્ધા વિધુર રહેવાની આવશ્યકતા છે એવા કથનમાત્રથી આવી બાળાઓને વિધવા રાખવાનું જ પ્રતિપાદન કરવામા આવે છે ત્યારે તો તેમ કરનાર અનર્થમા ઉદ્ધતાઇ અથવા ઘોર અજ્ઞાન ઉમેરે છે.

# કોણ બચાવે?

સાહેબ,

મારી નાતને આપ જાણો છો. દક્ષિણ આફ્રિકામાં મારા નાતીલાઓના કેટલાક નમૂના આપે જોયા છે. હાલ એક કિસ્સો એ નાતમાં બનવાની ધમકી આપી રહ્યો છે તે પ્રત્યે 'નવજીવન' દ્વારા સમાજનું ધ્યાન ખેંચવા રજા લઉં છું.

કાઠિયાવાડી ગામ મારી નાતનું છે. પ્રસંગવશાત હું ત્યાં ગયો હતો. ત્યાં એક કિસ્સાથી આખું ગામ ખળભળી ઊઠેલું મેં જોયું. સાંજે કેટલાક યુવકોએ મારી પાસે આવીને બધી વાત કરી. પ્રસંગ આવો છે. એક ગૃહસ્થ રંગુનવાસી હતા, ત્યા પોતાની સ્ત્રીના વર્તનથી સારી પેઠે કંટાળ્યા. અહીં આવી તે સ્ત્રીને રજા આપી. સ્ત્રીને ચાર છોકરા છે. ગૃહસ્થની ઉમ્મર લગભગ ૫૦ વર્ષની છે. સ્ત્રીના દુર્વર્તનને દંડવાને માટે

તેઓ ફરી લગ્ન કરવાની તૈયારી કરી રહ્યા છે; આઠ દિવસમાં તો નાત આખી ખળભળી ન ઊઠે તો, તેમના લગ્ન થશે.

મારી નાતનું કશું બંધારણ નથી — નિઃસીમ સ્વચ્છંદ એ મારી નાતની ખાસિયત કહું તો અડચણ નથી મારી નાતે દારૂડીઆઓને સંઘર્યા છે, વ્યભિચારીને સંઘર્યા છે, સ્ત્રીઓના ઉપર અત્યાચાર કરનારાઓને સંઘર્યા છે, જીવતી સ્ત્રી ઉપર અનેક સ્ત્રી પરણનારાને પણ સંઘર્યા છે. છતાં આજકાલ નાતનો અનેક વર્ષનો નિદ્રાજડ અંતરાત્મા કયાંક કયાંક જાગી રહ્યો છે. ઉપર કહેલું ગામ નીતિની દૃષ્ટિએ મારી નાતના ગામોમાં ભારે નમૂનેદાર છે એમ તો નથી જ, પણ ત્યાંના યુવાનોનો અંતરાત્મા આ કિસ્સાને લીધે ઉછળ્યો, તેમણે ગામના માણસોને એકઠા કરી સભાઓ ભરી, પેલા ભાઇને નાત બહાર કરવાની ધમકી આપી, સભામાં કડવા વેણો પણ સારી પેઠે કહ્યા, આટલામા હું ત્યા પહોચ્યો. મેં એ ભાઇને મળવાનો વિચાર કર્યો. સવારે એ ભાઈ નહોતા, એટલે તેમને આ કામમાં સંમતિ આપવાનું જેમને વિષે કહેવાતું હતું એવા તેમના એક સંબંધીને હું મળ્યો. ગામના યુવાનોએ પેલા ભાઇને નાત બહાર કરવાની, તેની સાથે કશો સંબંધ ન રાખવાની ધમકી આપી, એટલે તે પોતાના દુરાગ્રહમા વધારે મક્કમ થયા. પોતે પૈસાદાર છે, એટલે નાત બહાર મૂકવામાં આવે તો પોતાની સાથે કેટલા રહેશે તે વ્યવસ્થા કરવા લાગ્યો, અને દુર્ભાગ્યે તેને બેચાર માણસ મળ્યા છે. તેમાંના એક આ ઉપર કહેલાં સંબંધી છે.

તેમને મળીને બધી હકીકત મેં જણાવી. તેઓ તો આ કામમાં પોતાની સંમતિ નથી એટલી વાતની મને ખાતરી

આપવાને આતુર હતા. 'પેલા ભાઈ મને પૂછ્યા વિના વિવાહ કરી આવ્યા, ત્યાર પછી લોકોએ તેની સતાવણી કરવા માંડી એટલે મેં તેનો પક્ષ લીધો છે. બાકી તે પરણે એમ હું નથી ઇચ્છતો.' એ તેમના કહેવાનો સાર હતો. મેં તેમને કહ્યું: 'જો તમારી સંમતિ ન હોય તો તો તેના લગ્નમા તમે શામેલ નહિ રહેશો એટલું વચન તો તમે આપો ના? અને એટલુ તે ભાઇને પણ તમે કહો એટલે તેટલાથી તેના ઉપર જે અસર થવાની હોય તે થાય.' જવાબમા તેણે જણાવ્યું, 'ના; એ વચન મારાથી ન અપાય. જે કામ થતું આપણે રોકી શકતા નથી તેમાં પાછળથી ભાગ લેવામાં શું પાપ છે?' 'તમારા અંતરાત્માને એ કામ પાપરૂપ લાગતુ હોય તો તો તમે ભાગ તો ન જ લઇ શકો, ભાગ લો તો પાપ તમને પસંદ છે એમ તમારે કબૂલ કરવું જોઇએ.' પણ એ વાત તેમને ગળે ન ઉતરી. આખરે મારી બધી વાત પેલા લગ્ન કરવાને તૈયાર થએલા ભાઇને સંભળાવવાનું તેણે વચન આપ્યું. મેં તેમને માટે એક પત્ર લખી કાઢ્યો, અને તે પત્ર પૂરો કરી હું આપવા જતો હતો ત્યાં તો તે ભાઇ પોતે જ જડી આવ્યા

મેં મારો પત્ર તેમના હાથમા મૂક્યો. તેમની સાથે થએલી વાતો ટુંકામા અહીં આપી દઉં. મેં તેમને જણાવ્યું: 'મને બોધ આપવાનો કે ધમકી આપવાનો કશો હક નથી, હું તો તમારા પ્રત્યે સેવાભાવથી પ્રેરાઇને તમારી પાસે આવ્યો છું. ગામના માણસોએ તમને પ્રેમથી વીનવવાને બદલે સભા ભરી તમારા ઉપર સખત ટીકા કરી તે હું પસંદ કરતો નથી. હું તો જો બને તો તમને સમજાવીને એ કામમાંથી તમને રોકવા ઇચ્છું છું.'

પેલા ભાઇઃ 'તમે મારી મુશ્કેલી, મારી વિટંબણા જાણતા નથી, આ ગામના છોકરાઓ બધા કેવા તે તમે નથી જાણતા.'

'તમારી મુશ્કેલીઓ અને તમને પડેલાં દુઃખો મેં સાભળ્યાં છે, તે કારણે તમે તમારી સ્ત્રીનો ત્યાગ કર્યો છે તે પણ સાંભળ્યું. હવે તેને વધારે સજા કરવા ઇચ્છો છો ?'

હસીને 'હા'

'પણ એ તો પાડાને વાંકે પખાલીને ડામ દેવા તમે નીકળ્યા છો.'

'કેમ પખાલીને કેમ ?'

'તમારી સ્ત્રીનો વાંક, તેને માટે તમે તમારા બાળકોને, તમને પોતાને, અને પારકી નિર્દોષ બાળાને ડામ દેવા નીકળ્યા છો.'

'એ બાળાને ડામ દેવાય છે એ સમજું છું. પણ શું કરૂં ?'

'તમને પોતાને તમે ડામ દો છો એ સમજો છો ?'

'ના મને તો સુખ થશે.'

'હાલની સ્ત્રીએ આપ્યું તેટલું કે તેથી વધારે ?'

'ના, પણ મારા છોકરાંની સંભાળ કોણ લે ?'

'તમે રસોઇઓ રાખી શકો છો; બીજી સ્ત્રી પરણશો તે એ છોકરાની સંભાળ જ લેશે એવી શી ખાતરી છે ?'

'આ ગામના લોકો બહુ ખરાબ છે, એ લોકોએ મને બહુ પજવ્યો.'

'તે હું માનું છું, પણ હું તમને ક્યાં કહું છું કે તમે તમારી આગલી સ્ત્રીને બોલાવીને રાખો. તમે ન પરણો એટલું

જ તમારી પાસેથી માગું છું. નાતની ધમકીથી ડરીને નહિ, પણ તમારા અંતરાત્માને પૂછીને, તમારૂં અને બીજાનું હિત વિચારીને ન પરણો એમ માગું.'

'છોકરાને રસોઇઓ ન સંભાળી શકે.'

'હું સંભાળું તો? હું મારા આશ્રમમાં લઇ જઇને તેમને કેળવણી આપું, તમે ખર્ચ મોકલી આપજો.'

એ વાતને તેમણે હસી કાઢી.

'રસોઇઆ તો બહુ ત્રાસદાયક હોય છે, ચોરી કરે છે, બદમાશી કરે છે.'

'તમે તમારી સ્ત્રીને જેટલી બદમાશી કરવાને માટે કાઢી છે તેથી વધારે બદમાશી કોઇ રસોઇઓ કરે?'

જવાબ ન મળ્યો.

'અને તમને પારકી કન્યાનો ભવ બગાડવા માટે કશું દુઃખ થતું જ નથી?'

'થાય છે, પણ—' કરીને હસ્યા. વાતમાં ને વાતમા પોતાની નિર્દોષતાનો દાવો કરતા કહેવા લાગ્યાઃ 'છોકરીના બાપને મેં રૂપિયા આપ્યા નથી હો.'

'તે તો ગમે તેમ હોય. પણ તેનું હિત તમે કરવાના કે? તમારી લગ્નને લાયક ઉમ્મર છે કે?'

'ઉમ્મર તો ન કહેવાય.'

'ત્યારે તમે શું જોઇને તૈયાર થયા છો?'

'અમે સંસારી રહ્યા. તમે તો ગાંધીના માણસ એટલે બીજી વાત કરો.'

'તમારે સંસાર ભોગવવાનો હજી બાકી રહ્યો ? ૫૦ વર્ષ ઓછાં છે ? બીજા કેટલા માણસ તમે એવા બતાવી શકો છો કે જેનો સંસાર ૫૦ વર્ષે સ્ત્રી વિના નથી ચાલી શકતો ?'

'તમે તો સમજતા નથી. માણસ ખાયપીએ એમ તો તમે માનો ને ?'

'હા.'

'ત્યારે ખોરાકમાંથી લોહી થાય છે, અને લોહીમાંથી વીર્ય થાય છે તેને——

*     *     *

[ આ ફૂદડીવાળો ભાગ છાપ્યો જાય તેમ નથી. વાચનાર સમજી જશે. મો૦ ક૦ ગાંધી ]

'એ તો ઠીક. પણ તમે પ્રારબ્ધમા માનો છો ?' 'હા.'

તમે એમ માનતા હશો કે તમારા પ્રારબ્ધમાં હવે સુખ લખેલું છે.'

'હા.'

'હાલની સ્ત્રીને પરણ્યા ત્યારે પણ તેમ જ માન્યુ હતું ના ?'

'ના, ત્યારે વિચાર કર્યો ન હતો, પણ આ વેળા એમ લાગે છે કે મારા પ્રારબ્ધમાં સુખ છે. અને ન હોય તોપણ શું ? પ્રારબ્ધમાં દુઃખ હશે તો દુઃખી થઇશ, તેમા નાતને શું?'

'તમારી સાથે વધારે વાત કરવાનો તો મને વખત નથી રહ્યો, પણ મેં જે કાગળ તમને લખીને આપ્યો છે તે ફરીવાર વાંચી જજો, અને શાંતિમા બેસીને તમારા અંતરાત્માને પૂછજો. જે તમે કરો છો તે ઠીક કરો છો ?' આટલું કહીને મેં રજા લીધી.

રજા લેતા મનમા થયું કે મારામા વધારે પ્રેમ અને વધારે સેવાવૃત્તિ હોત તો હું તેમને સમજાવી શકત. પણ ન હોય તે ક્યાથી લાવું? છતા તેમને જઇને આટલું સમજાવવાની ઇચ્છા તો ન જ રોકી શકયો.

ગામના યુવકો છોકરીના પિતાની પાસે જવા ઇચ્છે છે, અને તે પોતાની છોકરીનુ જે ગંભીર અહિત કરી રહ્યા છે તે ન સમજે તો કાઇક 'સત્યાગ્રહ' કરવાનો વિચાર કરી રહ્યા છે. છોકરીના બાપને ઊબરે જઇને તેઓ લાઘણ નહિ કરે એવી આશા રાખુ છું.

દરમ્યાન આવે પ્રસંગે નાતના માણસો શું શું કરી શકે તે વિષે આપને કાઇ પ્રકાશ પાડવા જેવું લાગે તો પાડશો એવું ઇચ્છું છું. મને તો આ કાગળ લખતા શરમ આવે છે. પણ શરમ ઉઘાડી પાડવામા ઘણી વાર સેવા રહેલી છે.

લિ૦ આપનો
**મહાદેવ દેશાઇ**

['ત્યાગમૂર્તિ' વિષેનો લેખ લખાયા પછી ઉપરનો કાગળ મારે હાથ આવ્યો છે. આવા દાખલા હિંદુસ્તાનમાં બન્યા જ કરે છે. વૃદ્ધ પુરુષ પોતાની વિષયવાસનાને વશ થઇને એક બાળાનો જન્મ બગાડવા બેઠો છે તેને એકાએક સમજાવવો મુશ્કેલ છે. બાળાનો બાપ, જેને પૈસા મળવાનો સંભવ છે, તેને કેમ પોતાની દીકરીના હિતની વાત સમજાવી શકાય? જ્યા વિષય અને સ્વાર્થ માણસની આંખે પાટા બાંધે છે ત્યાં તેને ખોલનાર કોણ મળે?

છતાં જો જ્ઞાતિના મહાજન ધારે તો આ ગરીબ ગાયને બચાવી શકે છે. મહાજન કંઇ કરવા તૈયાર ન હોય તો જેઓ આ પરોપકારનું કામ કરવા ઇચ્છતા હોય તેઓ મહાજનને વચમા પડવા વીનવે. તેમ પણ ન થઇ શકે તો જેઓ આ અઘોર કૃત્ય અટકાવવા ઇચ્છતા હોય તેઓ વિનયપૂર્વક બાળાના બાપને સમજાવે તેમજ વિવાહ કરનારને પણ સમજાવે. તેઓ અવશ્ય આ બન્ને વ્યક્તિઓનો ત્યાગ તો કરે જ. તેમનાં ભોજનાદિ કાર્યોમા ભાગ ન લે ને તેમ કરી પોતે આ પાપની ભાગીદારીમાથી મુક્ત થાય. જે સમાજમાં આવા ગુન્હા થતા હોય તેમા આખા સમાજનો દોષ માનવો જ ઘટે છે. કેમકે જે વસ્તુની વિરુદ્ધ તીવ્ર સામાજિક અભિપ્રાય હોય તે વસ્તુ કરવાની ધૃષ્ટતા એકાએક કોઇ કરતું નથી. અને જ્યાં સમાજની દરકાર ન કરતાં ઉદ્ધતાઇથી કોઇ વ્યક્તિ સમાજની મર્યાદા છોડે છે ત્યા સમાજની પાસે શાત અસહકાર રૂપી સુંદર હથિયાર રહેલું છે ને તેની મદદથી સમાજ દોષમુક્ત બની શકે છે.

મો૦ ક૦ ગાંધી ]

## બાળવિધવાઓનું પ્રમાણ

હિંદુસ્તાનમાં બાળવિધવાઓનું પ્રમાણ કેટલું છે તે નીચેના આંકડાઓ ઉપરથી જણાશે:

| વય | પરણેલી સ્ત્રીઓ | વિધવાઓ |
| --- | --- | --- |
| ૦ - ૧ | ૧૩,૨૧૨ | ૧,૦૧૪ |
| ૧ - ૨ | ૧૭,૭૫૩ | ૮૫૬ |
| ૨ - ૩ | ૪૯,૭૮૭ | ૧,૮૦૭ |
| ૩ - ૪ | ૧૩૪,૧૦૫ | ૯,૧૭૩ |
| ૦ - ૫ | ૩૦૨,૪૨૫ | ૧૭,૭૦૩ |
| ૫ - ૧૦ | ૨,૨૧૯,૭૭૮ | ૯૪,૨૪૦ |
| ૧૦ - ૧૫ | ૧૦,૦૮૭,૦૨૪ | ૨૨૩,૦૩૨ |

આ પ્રમાણે હિંદુસ્તાનમા ૧૫ વર્ષની વયની નીચેની ૩,૫૦,૦૦૦ વિધવાઓ છે. આમાથી ૧૭,૦૦૦ ઉપરાંત વિધવાઓ પાચ વર્ષની વયની અંદરની છે.

હિંદુ અને મુસલમાનમાં વિધવાઓની સંખ્યા નીચે પ્રમાણે છેઃ

| વય | હિંદુ | મુસલમાન |
|---|---|---|
| ૦ – ૧ | ૮૯૬ | ૧૦૯ |
| ૧ – ૨ | ૭૫૫ | ૬૪ |
| ૨ – ૩ | ૧,૫૬૪ | ૧૬૬ |
| ૩ – ૪ | ૩,૯૮૭ | ૫,૮૦૯ |
| ૪ – ૫ | ૭,૬૦૩ | ૧,૨૮૧ |
| ૦ – ૫ | ૧૪,૭૭૫ | ૨,૧૩૩ |
| ૫ –૧૦ | ૭૭,૫૮૫ | ૧૪,૨૭૬ |
| ૧૦ –૧૫ | ૧૮૧,૫૦૭ | ૩૬,૨૬૪ |

પ્રાંતદીઠ ૧૦ વર્ષની નીચેની વિધવાઓની સંખ્યા નીચે પ્રમાણે છેઃ

| | |
|---|---|
| બંગાળ | ૧૭,૫૮૩ |
| બિહાર | ૩૬,૨૫૭ |
| મુંબઇ | ૬,૭૨૯ |
| મદ્રાસ | ૫,૦૪૬ |
| જોડયા પ્રાંતો | ૧૭,૨૦૯ |
| વડોદરા | ૭૮૩ |
| હૈદ્રાબાદ | ૬,૭૮૨ |

આ આંકડાઓ ભયંકર છે, હૃદયને પીગળાવે એવા છે. વિધવાઓના પ્રશ્નનો કોયડો છોડવાને કોઇ પ્રયત્ન કરશે ?

લિ૦ કંચનલાલ મગનલાલ ખાંડવાળા

## વિધવાનો શાપ

૨૧. કંચનલાલ ખાંડવાળાનો કાગળ કેવળ વિધવાઓને વિષેના આંકડાઓથી જ ભરેલો છે. તે આંકડા જેના વાંચવામાં આવે તેનું હૃદય રડવું જ જોઈએ. વિધવાવિવાહ એ જ એ દરદનો સીધો ઇલાજ છે એમ અધીરા સુધારક બોલી ઊઠશે. મારાથી એમ નથી કહી શકાતું. હું પણ કુટુંબી છું. મારા કુટુંબમાં ઘણી વિધવાઓ છે. પણ તેઓને ફરી પરણવાનું કહેવાને મારી જીભ ન જ ચાલે. તેઓ ફરી પરણવાનો વિચાર પણ નહિ કરે. તેનો ઉપાય તો એ છે કે પુરુષોએ પુનર્વિવાહ નહિ કરવાની પ્રતિજ્ઞા લેવી જોઈએ.

પણ તે સિવાયના બીજા ઇલાજો છે એ પણ આપણે લેતા નથી — લેવા માગતા નથી. આ રહ્યા એ ઇલાજોઃ

૧. બાળલગ્ન બંધ થવા જોઇએ.

૨. વરકન્યાને સાથે રહેવાનો સમય ન આવે ત્યાં સુધી હરગીજ વિવાહ ન કરવા.

૩. જે સ્ત્રી પોતાના ધણી સાથે મુદ્દલ નથી રહી તેને પરણવાની છૂટ આપવી જોઇએ એટલું જ નહિ પણ તેને પરણવાનું ઉત્તેજન આપવું જોઇએ. આવી સ્ત્રીઓ વિધવા ન જ ગણાવી જોઇએ.

૪. જેઓ પંદર વર્ષની અંદર વૈધવ્ય પામી છે અને જેમની વય હજુ જુવાન છે તેવી વિધવાઓને પુનર્લગ્નની છૂટ મળવી જોઇએ.

૫. વૈધવ્ય એ અપશુકનની નિશાની ગણાય છે તેને બદલે તેને પવિત્ર ગણી તેને માન મળવું જોઇએ.

૬. વિધવાઓને સારૂ શિક્ષણ અને ધંધાનો સુંદર પ્રબંધ થવો જોઇએ.

આટલા સુધારા થાય તો વિધવાના શાપમાંથી હિંદુસંસાર બચી જાય એમાં શક નથી. ઉપરના સુધારા દરેક કુટુંબ, દરેક નાત પોતાને સારૂ કરી શકે છે. એકબીજા એકબીજાની રાહ જોઇને બેસે છે તેમાં જ ઘણા સુધારા અટકી પડે છે. જેને જે વખતે જે પુણ્યકર્મ લાગે તેણે તે જ વખતે તે આચરવું એવો ઇશ્વરી કાયદો છે. પાપકર્મ કરતાં વિચારવું, જોષ જોવડાવવો, હજારોની સલાહ લેવી ને છેવટે પણ ન જ કરવું. પુણ્યકર્મ કરતાં રાહ જોવી એ ઇશ્વરના ગુન્હેગાર બનવા જેવું છે, છતાં આપણું વર્તન ઉલટું જ હોય છે. પાપકર્મ કરતાં ડરતા નથી. પુણ્યકર્મ કરવા સારૂ પરિષદોની રાહ જોઇએ છીએ!

## વિધવાનો બળાપો

સુરતથી અગિયાર વિધવા બહેનોએ પોતાનો બળાપો કાઢનારા બે કાગળ લખ્યા છે. 'અમે વૈષ્ણવ, વણિક વિધવા, બાળરાંડ' એવી રીતે આ બહેનોએ પોતાનો કાગળ શરૂ કર્યો છે. પોતાના નામ આપ્યા છે, પણ માબાપનું નામ અને ઠેકાણું છુપાવ્યાં છે. હું દિલગીર છું કે આ બહેનોએ પોતાની પૂરી ઓળખ નથી આપી. વર્તમાનપત્રોનો કાયદો તો એવો છે કે નનામા કાગળ ઉપર તંત્રી ધ્યાન ન જ આપે, અને એ કાયદો જરૂરનો છે. તંત્રીની ફરજ એ છે કે લખનાર પોતાનું નામ જાહેરમાં મૂકવા ન ઇચ્છે તો તે ઇચ્છાને પૂરેપૂરું માન આપવું. પણ તેની જાણને સારુ લખનારે પૂરી ઓળખ આપવી જ જોઇએ. એમ ન થાય તો બળવાન ઇચ્છા છતાંયે પોતાના છાપાદ્વારા જેટલી સહાય કરી શકાય તેટલી તંત્રી

કરી શકતો નથી. આ બહેનોના જ દાખલામા હું જોઇ શકું છું કે તેમનું ઠામઠેકાણું હું જાણતો હોઉં તો વધારે ખબર કાઢી શકું, અને તેઓના દુઃખમા ભાગ લેનાર પણ શોધી શકું. મજકુર કાગળોમાં આવી અને બીજી ત્રુટીઓ છતાંયે તેમા કેટલીક સામાન્ય વસ્તુઓ એવી છે કે બધાએ તે જાણવી જોઇએ. આ અગિયાર બહેનોમાંની ત્રણ થોડી કેળવણી પામેલી છે. આઠ 'અક્ષરશૂન્ય' છે. તેમાની એક આઠ દહાડે માડ 'નવજીવન' વાચવા પામે છે. ન્યાતીલા 'હડહડ' કરે, 'ભક્ષણી' કહે, ગમે તેવાના આશ્રયે રહેવું પડે, કેળવણીનું મીંડું, ઘીખાંડ પણ થોડાં જ ખાવા મળે. સુરતમાં વણિકની ન્યાત બેતાળીસ છે તેમાં બાળવિધવા કંઇ નહિ તો સાતસેં હશે. ધર્મ શું ચીજ છે તે કોઈ જાણતું નથી. 'અમે વિધવાધર્મ સમજીએ છીએ પણ એ ધર્મ સાચવી શકીએ એવા સાધન અમને મળતા નથી. અમને કોઇ આશ્રમમાં રાખી સારૂં શિક્ષણ આપવામા આવે, અમને સેવાધર્મ શીખવવામા આવે તો અમે વિધવાધર્મ સાચવવા તૈયાર છીએ. જો તેમ ન થાય તો અમારી સામે એટલી બધી લાલચો હોય છે કે અમને પતિસંગની જરૂર છે. ... ... ... ... જ્યારે જ્ઞાનમાર્ગ મંદ પડ્યો ત્યારે વલ્લભે ભક્તિમાર્ગનો પ્રચાર કર્યો. કાળે કરીને રૂઢિઓમા ફેરફારો થયા તે જ પ્રમાણે વિધવાને વિષે થવાની જરૂર છે.'

આ સિવાય બીજું આ કાગળોમાં ઘણું લખ્યું છે. વિધવાઓ કેમ ભ્રષ્ટ થાય છે એ પણ લખ્યું છે. બન્ને કાગળોનો હું આપી શકું એવો સારાશ મુખ્ય ભાગે મારા શબ્દોમાં મેં આપવા પ્રયત્ન કર્યો છે. વિધવાનો પ્રશ્ન હિંદુ-

સંસાર પાસે નાનોસૂનો નથી. ભાગ્યે એવું હિંદુ કુટુંબ હશે કે જેની ઉપર વિધવાની જવાબદારી નહિ હોય. સુધારકોએ એ પ્રશ્નનો એકદેશીય માર્ગ સૂચવી દીધો છે. પુનર્લગ્ન એ જ વિધવાના દુઃખનો ઉપાય છે એમ કહી દીધું છે. મને તો એ વિચાર ભયંકર લાગે છે. વૈધવ્યમા હું તો ઘણું રહસ્ય જોઉં છું. વૈધવ્યનો ઉપયોગ પણ એટલો જ જોઉં છું. પુરુષો પણ ઘરભંગ થઈ પુનર્લગ્નનો વિચાર ન કરે એ વધારે સરસ ન હોત? પણ એવી હીલચાલ જરાયે થતી હોય એવું જોવામા નથી આવતું. પરંતુ એવા વિચારથી અથવા વિચારના અમલથીયે બાળવિધવાનો બળાપો કેમ બંધ કરી શકાય? હજારો પુરુષો ઘરભંગ થયા પછી સ્વેચ્છાએ પુનર્લગ્ન ન કરે તેથી જેને બળાત્કારે વૈધવ્ય ભોગવવું પડે તેવી બાળાને સારૂ શો રસ્તો? હઠપૂર્વક વિધવાને પુનર્લગ્ન કરતી અટકાવવી એમાં ધર્મ હશે? વૈધવ્ય શોભાવી શકાય એવી સ્થિતિમા વિધવાઓને મૂક્યા વિના વિધવાઓની પાસેથી પવિત્રતાની આશા રાખી શકાય?

આ બધા ગૂંચવાડા ઝટ ઉકેલી શકાય એવા નથી. દરેક પક્ષમાં ઓછુંવત્તું સત્ય રહેલુ છે. વાદવિવાદમા ઊતર્યા વિના હું નીચેના નિર્ણયો હિંદુસંસાર સમક્ષ મૂકવા ઇચ્છું છું:

૧. વૈધવ્યનો ભંગ કરવાનો પ્રયત્ન ધર્મને હાનિકર્તા છે.

૨. વિવાહ ધાર્મિક ક્રિયા છે. પ્રેમ એક જ વખત પરણી શકે છે.

૩. વિધવા પૂજ્ય છે. તેનો તિરસ્કાર એ પાપ છે. પવિત્ર વિધવાનાં દર્શન શુભ શુકન છે તેને અપશુકન ગણવા એ પાપ છે.

૪. વિવાહ જો ધાર્મિક ક્રિયા હોય અથવા ગણાય અને એ કેવળ પવિત્ર પ્રેમની નિશાની રૂપે હોય, તો કજોડા અને બાળલગ્ન પાપરૂપ જ ગણાવા જોઇએ. જો પચાસ વર્ષે નવ વર્ષની કુમારિકાને પરણવામાં બાધ ન ગણાય અને એવા વિવાહ કરનારને ન્યાત બહાર ન મૂકી શકાય તો એવી કુમારિકા વિધવા થાય અને પુનર્લગ્ન કરે તો તેને ન્યાત બહાર મૂકવી અને એવી બીજી રીતે દંડવું એ પણ પાપ જ ગણાય.

ધર્મના પાલનમા બળાત્કારને અવકાશ જ નથી. એટલે સુરતમાં બાળવિધવાઓને વિષે વૈષ્ણવોને અને બીજાં હિંદુ કુટુંબોને હું તો એ સલાહ આપુ કે વિધવાઓના મન અને શરીર સારી રીતે રોકાએલા રહે, તેઓ લાલચોમાં ન ફસાય એવી યોજના ઘડો અને તેને અમલમા મૂકો. તેમ કરતાં છતાં પણ જે કેવળ બાળવિધવા છે તેને વિવાહ કરવાને ન લલચાવવી એ જેટલું જરૂરનું છે તેટલું જ તેના માર્ગમાં કાંઇ પણ વિઘ્ન જો તેને વિવાહ કરવો હોય તો ન મૂકવું એ જરૂરનુ છે. વૈધવ્ય પાળવું એ પુણ્યકર્મ છે, પણ વિધવા-વિવાહ સર્વથા પાપકર્મ તો નથી જ. જ્ઞાતિઓ જો વર્ણાશ્રમ-ધર્મને શોભાવવા માગતી હોય, તેનો લોપ થવા દેવા ન ઇચ્છતી હોય તો તેમા આવી ગએલી અનેક પ્રકારની કુવ્યવસ્થાઓને દૂર કરવી પડશે, અને તેમા ઉત્પન્ન થતા દરેક પ્રશ્નનો ધાર્મિક દૃષ્ટિથી ફડચો કરવો જોઇશે. એટલે હું વિધવાને કહું કે તમે તમારા વૈધવ્યને પવિત્ર ગણી શોભાવજો. તેવા દાખલા હિંદુ-સંસારમાં અનેક પડયા છે. જ્ઞાતિઓને કહું કે જો બાળ-વિધવાઓ પુનર્લગ્ન કરવા ઇચ્છે તો તેમને તરછોડશો નહિ, તેમને જ્ઞાતિ બહાર ન મૂકશો.

# વિધવા વિષે વધારે વિચાર

વૈધવ્ય એ હિંદુધર્મની શોભા છે. અખંડિત પતિવ્રતનો અર્થ તો એ જ હોઇ શકે કે એક વખતે જેને જ્ઞાનપૂર્વક પતિ ગણ્યો અને જાણ્યો તેનો દેહપાત થતા પણ તેનું જ સ્મરણ રાખીને સંતોષ વાળવો એટલું જ નહિ પણ તે સ્મરણમાં આનંદ માનવો. અને એ જ રીતે હિંદુસ્તાનની હજારો વિધવા આચરણ કરીને પ્રાત:સ્મરણીય બની છે. થોડા જ સમય પહેલાં ગં૦ સ્વ૦ રમાબાઇ રાનડેને મળવા જવાનો મને પ્રસંગ આવ્યો હતો અને એમના ખાસ ઓરડાની અંદર જ મેં એમના દર્શન કર્યાં. એ ઓરડામાં મુખ્ય સ્થાને મેં એક કોચ જોયો અને તેની ઉપર ન્યાયમૂર્તિ મરહુમ રાનડેની છબી જોઇ. હુ સમજ્યો તો ખરો, પણ મારી સમજ બરાબર હતી કે નહિ એ જાણવા સારૂ એમને મેં પૂછ્યું, 'આ છબી કોચ ઉપર કેમ રાખી છે?' એમણે કહ્યું, 'એ કોચ એમનો જ હતો. એની ઉપર જ હમેશા એ બિરાજતા તેથી એ કોચને મેં એમની છબીને સારૂ જ રાખેલો છે. અને

એની છાયા તળે હું હમેશાં વસું છું અને સૂઉં છું.' આ પવિત્ર શબ્દો સાંભળી હું આનંદમાં ગરકાવ થયો અને વૈધવ્યની શોભા વધારે સમજ્યો. આવી પતિવ્રતા રમાબાઇ હિંદુસ્તાનમા ઠેકઠેકાણે છે એ તો હું જાણું છું.

પણ પત્નીવ્રતા પુરુષો ક્યા હશે? અને જો ન હોય તો પતિવ્રતા સ્ત્રીઓની પૂજા કરીને પુરુષોએ સંતોષ વાળી લેવાનો છે કે પોતે પણ પત્નીવ્રત દઢતાપૂર્વક પાળીને પતિવ્રતા સ્ત્રીઓની પૂજા કરવાની છે? અનુકરણના જેવી બીજી કઇ પૂજા હોય? અથવા જ્યા અનુકરણનો જરાયે વિચાર નથી ત્યાં શાબ્દિક પૂજાની કેટલી કિંમત આંકી શકાય? પાંચ વર્ષ થયાં હું હિંદુસ્તાનમા વસી હિંદુસ્તાનના જીવનનો પ્રત્યેક ક્ષેત્રમા સારી પેઠે અનુભવ કરી રહ્યો છું. સામાન્ય રીતે ચારિત્રવાન ગણાતા — પોતાની સ્ત્રી ઉપર સારી પ્રીતિ રાખતા દેખાતા જુવાનોને ઘરભંગ થતાં તુરત જ સગાઇ કરતા અને પરણવા બેસતા મેં જોયા છે અને હું અત્યંત ખેદ પામ્યો છું. જો આપણે અમુક રિવાજના ગુલામ ન બની ગયા હોઇએ તો ઘરભંગ થએલ પુરુષ સ્મશાનમાથી હજી ઘેર પહોચ્યો નથી તેના પહેલા જ પરણવાનો વિચાર કરી શકે એ આપણને કમકમાટી ઉપજાવનારો વિચાર લાગવો જોઇએ. તેને બદલે મા પોતાના ઘરભંગ દીકરાને તુરત પરણતો જોવા ઇચ્છે છે. સાસુ પણ પોતાના ઘરભંગ થએલા જમાઇને પરણવામાં ઉત્તેજન આપે છે અને જમાઇ એ ઉત્તેજન લેતાં જરાયે શરમાતો નથી. એવા પુરુષના રડવાનો શો અર્થ હશે? એવો પુરુષ પોતાની આગલી સ્ત્રીનું સ્મરણ રાખવા અનેક ઉપાયો યોજે એની શી કિંમત? અથવા તો પોતે નવી સ્ત્રી

લાવેલો છે એની ઉપર જે હાવભાવ રેડી રહેલો છે તેની તે નવી સ્ત્રીએ કેટલી કિંમત ગણવી? આવું જીવન વિચારમય કેમ ગણી શકાય? હું તો એમા અધર્મ જ જોઉ છું અને જ્યા લગી પુરુષવર્ગ આ પ્રમાણે ઉદ્ધતાઇ વાપરવા તૈયાર છે ત્યાં લગી વૈધવ્યનાં વખાણ કરવા એ પણ મને તો કેવળ દંભ લાગે છે અને પુરુષના સ્વાર્થની પરિસીમા જણાય છે.

જે સ્ત્રીની સાથે પુરુષે કેટલાક વર્ષો સુધી મૈત્રી રાખેલી છે, જેના દુઃખે તે દુઃખી થયો છે, જેના સુખમા ભાગ લીધો છે, જેની સાથે ભોગવિલાસ કર્યા છે, જેની સાથે ચોવીસ કલાક રહ્યો છે, તે સ્ત્રીનો દેહપાત થતા શું પુરુષે સામાન્ય મિત્રના વિયોગથી જેટલો શોક પાળે તેટલો પણ નહિ પાળવો? ઇંગ્લંડમા જ્યા વિધવાને પુનર્વિવાહ કરવાની છૂટ છે ત્યા લોકલજ્જાને વશ થઇને પણ ખાનદાન સ્ત્રીની બીજા પુરુષનો સંગ કરવાની એક વર્ષ લગી હિંમત ચાલતી નથી. પણ હિંદુસ્તાનના પુરુષની ખાનદાની ઘણે ભાગે સ્મશાનની હદથી આગળ નથી જઈ શકતી અને કોઇ કોઇ વખતે તો ચિતામા પોતાની પવિત્ર સ્ત્રીના દેહની ભસ્મ થાય છે અને સ્મશાનની હદમા જ નાતીલાઓ તેની સાથે નવા વિવાહની વાત કરતા અચકાતા નથી અને ઘરભંગ થએલો પુરુષ તે સાંભળતાં શરમાતો નથી. આ દયાજનક સ્થિતિમાથી હિંદુસ્તાને ઉગરી જવું આવશ્યક છે વિધવાવિવાહની હીલચાલમા પણ હું તો પુરુષનું જાણ્યેઅજાણ્યે સ્વાર્થીપણું જોઉં છુ. વિધવાને પરણુતી કરી મૂકીને પુરુષ પોતાની શરમ ભૂલી જવા ઇચ્છે છે. જો વિધવાના વૈધવ્યનું દુઃખ પુરુષ માનતો હોય તો પોતે અખંડ પત્નીવ્રત પાળીને એ દુઃખ વિસરાવી શકે આવા વિષયોમાં

લોકમત એટલો બધો ક્ષીણ થઈ ગયો છે કે સુશિક્ષિત, ખાનદાન કુટુંબના ગણાતા પુરુષો પણ કજોડાં કરતાં, ઘરભંગ થતાં તુરત પરણવામાં જરાયે લજ્જિત નથી થતા એવું મેં હિંદુસ્તાનમા ચોમેર જોયું છે.

પણ પુરુષો પોતાની ફરજ બજાવે યા ન બજાવે, સ્ત્રીઓ પોતાના હક કેમ સિદ્ધ ન કરે? સ્ત્રીઓને મતાધિકાર જરૂર મળવો જોઈએ. પણ જે સ્ત્રીઓ પોતાના સામાન્ય હક સમજતી નથી અથવા સમજતી છતી તે હકો મેળવવા શક્તિ નથી ધરાવતી એ મતાધિકારને લઈને શું કરશે? સ્ત્રીઓ મતાધિકાર ભલે મેળવે, ભલે હિંદુસ્તાનની ધારાસભાઓમાં જાય, પણ સ્ત્રીઓની પ્રથમ ફરજ પુરુષો તરફથી જાણ્યે કે અજાણ્યે થતા અત્યાચારોમાથી બચી હિંદુસ્તાનને શોભાવવાની ને વીર્યવાન બનાવવાની છે. જ્યારે અજ્ઞાની મા પોતાની તેટલી જ અજ્ઞાની છોકરીને તુરત ઘરભંગ થએલા પુરુષના વિષયાગ્નિમાં હોમી દેવાને તૈયાર છે ત્યારે જ એવા પુરુષો હજી વિયોગદુ:ખનાં આસુ સૂકાયાં નથી ત્યા જ ફરી પરણવાનો વિચાર કરી શકે છે મારી તો માન્યતા છે કે આવા પ્રકારના સુધારા કરવા એ સ્ત્રીઓનો હક છે એટલું જ નહિ પણ એ સ્ત્રીઓની ફરજ છે — પોતા પ્રત્યે, પુરુષ પ્રત્યે અને હિંદુસ્તાન પ્રત્યે.

## ‘આ તો બળાત્કારે સંયમ’

એક બાળવિધવા જેણે પોતાનું નામઠામ મને મોકલ્યું છે તે નીચે પ્રમાણે પોતાનો બળાપો રજૂ કરે છે:

“આ એક હિંદુ સમાજના હડહડતા અન્યાયથી કચડાતી અનાથ વિધવાનો પોકાર ધ્યાન પર લેશો.

“હું કડી પ્રાંતના એક નાના ગામડાની રહીશ છું. મારી કોમ ગુજરાતમાં પહેલે નંબરે મશહૂર એવી પાટીદારની છે. હું ગુજરાતી સાધારણ વાંચતાંલખતાં જાણું છું. હાલ મારી ઉમ્મર ૨૫ વર્ષની છે. મારા પિતા એક સારા ખેડૂત હતા. પણ દૈવયોગે તેમને જુવાનીમાં જ અમારા કુટુંબમાં ત્રણ જણને — મા, નાનો ભાઈ અને મને — મૂકી ઈશ્વરે બોલાવી લીધા! અમારે માથે કેટલુંક કરજ હતું તે જમીન વગેરે આપીને વાળ્યું અને સુખેદુઃખે દિવસ ગાળવા લાગ્યાં. એમ પાંચસાત વર્ષ નીકળી ગયાં. અમારી કોમમાં અને ખાસ કરીને આ કડી પ્રાંતમાં સાટાંતેખડાં, કન્યાવિક્રય અને બાળલગ્નનો કુરિવાજ વિશેષ છે. હું પણ બાળવયે જ આ રિવાજની ભોગ થઈ પડી! મારા પિતાએ બે વાર લગ્ન કર્યું હતું તેમાં એક વારનું સાટું બાકી હતું. હું હરતી-

ફરતી, રમતી થઈ કે આટાંવાળાની આંખમાં તુરત આવી, ને તે આગળે આવીને બેઠા. 'છોડી નાની છે' એમ કરી કરી માએ અગિયાર વર્ષની કરી, અને અગિયારમા વર્ષે મારાં લગ્ન કરી નાંખ્યાં મારા પતિએ બીજી વારના મારી સાથે લગ્ન કરેલાં, એટલે તેમની ઉમ્મર ૩૫થી ૪૦ વરસની હતી. આપ વિચારશો કે આ કેવું સરખું જોડું મળ્યું! સાસરે કોઇ નાનું મોટું નહિ હોવાથી લગ્ન પછી તરત જ ઘર માંડવું પડ્યું અને કામનો ભોગ થવું પડ્યું. મારા પતિ મૂળ ગામડાના અને ઉમ્મરે પહોંચેલ, મારી વય બિલકુલ નાની; આવા કજોડે જેને સંસાર માંડવો પડયો હશે તેને જ મારી વીતણીની ખબર પડે આમ મારાં ત્રણ વર્ષ ગયાં, એટલે મારી ઉમ્મરનું ૧૪મુ વર્ષ. એક દિવસ મારા પતિને સહેજ તાવ આવ્યો ને બેત્રણ દિવસ રહ્યો. બસ, તેમનું પણ તેડું આવ્યું. તે પણ સિધાવ્યા! ૧૪ વર્ષની વયે હું વિધવા થઇ! ગુજરી ગયે દસ પંદર દિવસ થયા ત્યાં તો દિયર-જેઠે મારી મિલકત જપ્ત કરી, વહેંચવા માંડી. રહેવાનું ઘર સરખું પણ ના રહેવા દીધું. ૬ મહિને મને ખાવાના પણ સાંસા પડવા માંડયા. વળી અધુરામાં પૂરૂં થોડું દેવું હતું તે પણ મારે જ ભરવાનું. પાચેક વીઘાં જમીન મને આપી હતી તેમાંથી ત્રણ વીઘાં વેચી દેવું પતાવ્યું પણ જેઠ મને સુખે રહેવા દે તેવા નહોતા. મારી પાસે થોડીક જણસો હતી તે પડાવી લેવી હતી. એટલે મારપીટ શરૂ કરી એક બે વખત તો માર નહિ સહન થવાથી આપઘાત કરવા તૈયાર થએલી, પણ કેટલાક સમજુ લોકોએ આવી સમજાવેલી આમ સુખેદુઃખે દિવસ કાઢવા લાગી. મહેનતમજૂરી કરી પેટ ભરૂં છુ ……

"અમારો પાચ ગામનો ઘોળ છે તેટલામાં જ કન્યા આપલે થાય છે. બાળલગ્ને તો અહીં કાળો કેર વર્તાવ્યો છે; તેમાંયે ખાસ કરીને કજોડાંએ. પુરુષ કરતાં સ્ત્રીની ઉમ્મર લગભગ ત્રણથી ચાર ગણી નાની હોય છે. એટલે સેંકડે ૮૦ જણીઓની મારા જેવી સ્થિતિ થાય છે. અમારા પાંચ ગામમાં અમારી વસ્તી પંદરેક હજારની છે. તેમાં પાંચ હજાર વિધવા! તેમાંની ત્રણ હજાર પથી ૧૫ વર્ષની અંદરની.

અને વિધવા થઇ એટલે તો ગમે તેટલી લાડકી હોય છતાં તેના કેવા હાલ થાય છે તે તો આપને જણાવવા પડે તેમ નથી કારણ કે આપ પણ એક વખત ગૃહસ્થ હતા અને દુનિયાનો અનુભવ લીધેલ છે. ત્રણ હજારમાંથી કેટલીયે એવી નીકળે કે તેને પૂછતાં કહેશે કે હું પરણી છુ કે કેમ તે પણ મને ખબર નથી આમાંથી ઘણી ઉમ્મરે આવતાં સંયમ નહિ જાળવાવાથી અનીતિએ વળી કોઈ પરાયા પુરુષ સાથે ચાલી જાય છે. આવા દાખલા દર વર્ષે આ દરેક ગામમાં પાંચથી ઓછા નથી બનતા. તે વખતે તેનાં માબાપને નીચું ઘાલવું પડે છે આ બધાનો કેમ આરો આવશે? આના કરતાં પુનર્લગ્નનો રિવાજ હોય તો શું ખોટું? જે પવિત્ર હશે, જે સંયમી હશે તે તો આવો રિવાજ પડશે છતાં પોતાની આબરૂ સાચવી બેસી રહેશે; પણ આ તો બળાત્કારે સંયમ. આજ સુધીમાં આબરૂવાળાં ઘરોમાંથી જ ઉપરના દાખલા બન્યા છે; છતા કોઇની આંખ ઉઘડતી નથી. આજકાલ સાંભળવા પ્રમાણે દરેક જગાએ આ વિષે ઉહાપોહ થાય છે પણ અહીં કશું નહિ.

"મારો લખવાનો હેતુ એ છે કે આપ આ વિષે કંઈક કરો અથવા માર્ગ બતાવો. હાલ તો સમાજના આગેવાન પુરુષ આપ જ છો. આપનો થોડો પ્રયત્ન પણ જરૂર ફળશે. આપના છાપામાં પણ આ કરુણ કથની ઉતારો એવી મારી અને મારા જેવી હજારોની ઇચ્છા છે. અમારાં દુઃખ આપ નહિ જુઓ તો કોણ જોશે? કાઠિયાવાડ, સુરત જીલ્લો વગેરેમાં પુનર્લગ્નનો રિવાજ છે તેથી શું ત્યાંના પાટીદારો હલકા ગણાય છે? ત્યા અધર્મ પણ થોડો જ હશે.

"અમને કકળતી મૂકી નથી સમાજ ઊંચે ચઢવાનો કે નથી પ્રજાની ઉન્નતિ થવાની. આ પ્રશ્ન નાનોસુનો નથી મારા જેવી લાખો બલ્કે કરોડોનો છે. તેના ઉકેલ સિવાય, જેમ આપ અંત્યજના ઉકેલ સિવાય પ્રજા એક પગલું પણ આગળ ન ભરી શકે એમ કહો છો તેવો જ આ છે."

આવા કાગળો આવ્યા કરે છે એટલું જ નહિ પણ જ્યાં ત્યાં બાળવિધવાઓને હું જોયા કરૂં છું. અસંખ્ય બહેનોના

સંબંધમાં આવવાથી તેઓનું દુઃખ હું સમજી શકું છું. તેમના દુઃખમાં પુરુષ જેટલી સંપૂર્ણતાએ ભાગ લઈ શકતો હોય તેટલી સંપૂર્ણતાએ ભાગ લેવા ખાતર હું સ્ત્રીસમ બની રહ્યો છું — વિશેષ બનવા પ્રયત્ન કરું છું. ઘણી બહેનોને માની ખોટ પૂરી પાડવા પ્રયત્ન કરું છું. તેથી આ બહેનનું દુઃખ હું પૂરેપૂરું સમજી લઉં છું.

બાળવિધવા જેવી વિરોધી વસ્તુ જ ન હોવી જોઇએ એવો મારો અભિપ્રાય દૃઢ થતો જાય છે. વૈધવ્ય એ ધર્મ નથી; સંયમ એ ધર્મ છે. બળાત્કાર અને સંયમ એ વિરોધી વસ્તુ છે. એક મનુષ્યને ઉતારે છે ત્યારે બીજી વસ્તુ તેને ચઢાવે છે. બળાત્કારે પળાએલું વૈધવ્ય એ પાપ છે; સ્વેચ્છાએ પળાએલું વૈધવ્ય ધર્મ છે; આત્માની શોભા છે; સમાજની પવિત્રતાની ઢાલ છે. પંદર વર્ષની બાળા સમજપૂર્વક વૈધવ્ય પાળે છે એમ કહેવામા ઉદ્ધતાઇ અને અજ્ઞાન જ છે. પંદર વર્ષની બાળાને વૈધવ્યની વેદનાની ખબર પણ શી પડે? તેને પરણવાની બધી સગવડ માબાપે કરી દેવાનો તેમનો ધર્મ છે. દુષ્ટ રિવાજને વશ થવામા પામરતા છે, તેનો વિરોધ કરવામા પુરુષાર્થ છે.

પાટીદારના લગ્નવિધિને વિષે ને તેઓમાં પડેલા રિવાજને વિષે મેં ખૂબ સાભળ્યું છે. આ બહેનના કાગળમાં અતિશયોક્તિ જેવું કશું હું નથી જોતો.

જુવાન વિધવાઓને હું શી સલાહ આપુ? તેનો વિચાર કરતાં મારી અશક્તિનું મને માપ આવી રહે છે. તેને પરણવાનું કહેવું સહેલું છે. પણ તે કોને પરણે? પતિ કોણ શોધે? જ્ઞાતિ બહાર પરણે? શોધ્યા પતિ ક્યાયે મળે ખરા? શું જાહેરખબર

આપીને પરણે ? પરણવું એ કંઇ સોદો છે ? જ્યાં લોકમત વિરુદ્ધ છે અથવા ઉદાસીન છે ત્યાં બાળવિધવાએ પતિ શોધવો એ લગભગ અશક્ય છે. યોગ્ય પતિ ન મળતાં ગમે ત્યાં બંધાઇ જવું એવી સલાહ મારાથી તો કેમ જ અપાય ?

એટલે મારે તો કેવળ આ બાળવિધવાના વડીલોને જ વીનવવા રહ્યા. એમના હાથમાં 'નવજીવન' આવે જ ક્યાંથી ? એઓ ઘણેભાગે છાપાં વાચનાર હોતા નથી. આવું ધર્મસંકટ છે.

વિધવાઓને હું આટલી સલાહ તો આપી શકું છું. તેઓએ શાંતિથી દુઃખ સહન કરવું. તેઓએ પુરુષ કે સ્ત્રી વડીલોની પાસે પોતાનું હૃદય ઠલવવું ને પોતાની બધી ઇચ્છાઓ રજુ કરવી. વડીલ ન સમજે કે ન માને તો નિશ્ચિંત રહેવું. અને લાયક પતિ મળી આવે તો તેઓએ વિવાહ કરી લેવો. એવો પતિ શોધવાને સારૂ જેમ દમયંતીએ, સાવિત્રીએ, પાર્વતીએ તપ કર્યાં તેમ તેઓ પણ આ યુગને અનુકૂળ ને આ યુગમાં શક્ય એવું તપ આદરે. એ તપ અભ્યાસ છે. વિધવાને સારૂ અભ્યાસ—શારીરિક, માનસિક ને આધ્યાત્મિક —જેવી બીજી મનને સ્થિર કરનારી વસ્તુ નથી. શારીરિક તપ તેઓ પ્રત્યેક ક્ષણ રેંટિયાને આપીને કરે, માનસિક તપ અક્ષરજ્ઞાન મેળવીને કરે અને આધ્યાત્મિક તપ આત્મશુદ્ધિ કરીને, આત્માને ઓળખીને કરે. આ ત્રણ કાર્યમાં વડીલો રોકે નહિ ને રોકે તોયે એ નિરર્થક છે. એ ત્રણ વસ્તુનો અધિકાર બધાનો છે તે ન મળે તો અવશ્ય વિધવા સત્યાગ્રહ આદરે.

આ ઉપાય પણ કઠિન છે એ હું જાણું છું. પણ સદુપાયમાત્ર કઠિન જેવા લાગે છે, છેવટે કઠિન નથી હોતા એવું ભગવદ્‌વાક્ય છે.

વડીલો જો નહિ સમજે તો પસ્તાશે કેમકે દરેક જગ્યાએ હું દુરાચાર અનુભવી રહ્યો છું. વિધવાની ઉપર બળાત્કાર કરવામા નથી તેની, નથી કુટુંબની કે નથી ધર્મની રક્ષા. ત્રણેનો નાશ આપણી દૃષ્ટિ આગળ થતો હું જોઇ રહ્યો છું.

પુરુષવર્ગ જેના આશ્રયતળે બાળવિધવાઓ છે તે સમજે.

## જ્ઞાતિસુધારો

જ્ઞાતિસુધારાનું ઘણું કામ વ્યક્તિઓના જીવનથી ને દૃષ્ટાંતથી થઈ શકે છે. પણ સમાજસુધારાને હું રાજપ્રકરણથી ભિન્ન વસ્તુ નથી ગણતો. નીતિ અથવા ધર્મ જેમ તેમા હોવા જ જોઇએ તેમ જ સમાજસુધારાને વિષે કહી શકાય. જે સમાજની આતરવ્યવસ્થા મેલી છે તેને સ્વરાજ નથી સભવતું. ખરૂં જોતા અસ્પૃશ્યતાનિવારણ એ સમાજસુધારાનો પ્રશ્ન ગણાય. તે એવો વ્યાપક અને આવશ્યક છે કે તેનો નિકાલ લાવ્યા વિના સ્વરાજ મળવું જ અશક્ય છે એમ હવે આપણે માનતા થઇ ગયા છીએ.

# ગં૦ સ્વ૦ વાસંતીદેવી

કેટલાક વર્ષ પર્વે મે સ્વર્ગવાસી રમાબાઇ રાનડેના દર્શનનુ વર્ણન આપ્યુ હતું તેમને મે આદર્શ વિધવા તરીકે આલેખ્યા હતા

આ વેળા મારે નસીબે એક મહાન વીરની વિધવાના વૈધવ્યના આરંભનું ચિત્ર આપવાનુ રહ્યું છે.

વાસંતીદેવીની સાથેનો મારો પરિચય સન ૧૯૧૯ની સાલથી છે. ગાઢ પરિચય ૧૯૨૧મા થયો તેમની સરળતા, તેમની ચાતુરી ને તેમના અતિથિસત્કાર વિષે તો બહુ સાભળ્યું હતું. તેનો અનુભવ પણ ઠીક થયો હતો. જેમ દાર્જીલિંગમાં દેશબંધુની સાથેનો મારો સબંધ વધ્યો તેમ વાસંતીદેવી સાથેનો પણ વધ્યો તેમના વૈધવ્યમા તો પરિચય બહુ જ વધી ગયો છે. દાર્જીલિંગથી શબ લઇને કલકત્તે આવ્યા છે, ત્યારથી હું તેમની સાથે જ રહ્યો છું એમ કહી શકાય વૈધવ્ય પછીની પહેલી મુલાકાત તેમના જમાઇને ઘેર થઇ ઘણી બહેનોથી વીંટળાઇને તેઓ બેઠા હતા પૂર્વાશ્રમમા તો હું તેમની કોટડીમાં

પેસું એટલે તેઓ જ સામા આવે ને બોલાવે. વૈધવ્યમાં મને કોણ બોલાવે? પુતળાની જેમ સ્તબ્ધ થઇ બેઠેલી બધી બહેનોમાથી મારે તેમને ઓળખી કાઢવાના હતા. એક મિનિટ સુધી તો હું ખોળી જ રહ્યો સેંથામા સિંદુર, કપાળે ચાલ્લો, મોઢામાં પાન, હાથે બંગડીઓ અને સાડીએ કોર, હસમુખો ચહેરો—આમાની એકે નિશાની હું ન જોઉં ને વાસંતીદેવીને કેમ ઓળખું? જ્યા તેઓ હોવા જ જોઇએ એવું માન્યું હતું ત્યા જઇને હું તો બેઠો ને નિહાળીને મુખમુદ્રા જોઇ. જોવું અસહ્ય થઇ પડ્યુ. ચહેરો તો ઓળખ્યો. રૂદન રોકવું મુશ્કેલ થઇ પડયું. છાતી પથ્થર જેવી કરી આશ્વાસન આપવુ તો દૂર જ રહ્યું.

એમના મુખપરનું હમેશનું હાસ્ય આજે ક્યા હતુ? મેં એમને સાત્વન આપવા, રીઝવવા, બોલાવવા અનેક પ્રયત્ન કર્યા. ઘણીવારે હું સહેજ સરળ થયો.

દેવી જરા હસ્યા.

મને હિંમત આવી ને હું બોલ્યો

‘તમારાથી રડાશે નહિ તમે રડશો તો બધા રડશે. મોના (મોટી દીકરી)ને માડ છાની રાખી છે, બેબી (નાની દીકરી)ની હાલત તો તમે જાણો છો સુજાતા (પુત્રવધૂ) પોકે પોકે રોતી હતી તે ભાગ્યે શાંત થઇ છે. તમે દયા રાખજો. તમારી પાસેથી તો હવે બહુ કામ લેવું છે.’

વીરાંગનાએ દૃઢતાપૂર્વક જવાબ આપ્યો

‘હું રડવાની નથી. મને રડવું આવતુ જ નથી. પછી શું?’

આનો મર્મ હું સમજ્યો, મેં સંતોષ વાળ્યો.

રડવું દુઃખનો ભાર હળવો કરે છે. આ વિધવા બહેનને તો ભાર હળવો નહોતો કરવો, ઉંચકવો હતો તે કેમ રડે મારાથી હવે કેમ કહેવાય 'ત્યારે ચાલો આપણે ભાઇબહેન પેટભરી રડીએ ને દુઃખ ઠાલવીએ?'

હિંદુ વિધવા તો દુઃખની પ્રતિમા છે તેણે સંસારન દુઃખનો બોજો વહોરી લીધો છે તેણે દુઃખને સુખ કરી મૂક છે. દુઃખને ધર્મ કરી મૂક્યો છે.

વાસંતીદેવીથી બધી જાતના ખોરાક ખવાતા. તેન ૧૯૨૦ સુધીના કાળમા તેમને ત્યા છપ્પન ભોગ થતા સેંકડો માણસો જમતા. તેમને તંબોળ વિના એક ઘડી ચાલતું. પાનની દાબડી પાસે પડી જ હોય.

હવે શણગારમાત્રનો ત્યાગ, તંબોળનો ત્યાગ, પકવાનોન ત્યાગ, માસમત્સ્યનો ત્યાગ, કેવળ ધણીનું ધ્યાન, પરમાત્મા ધ્યાન

ઘણી બહેનોને તેમના શણગાર ઓછા કરવા હું વીન છું. ઘણીને વ્યસનો છોડવા કહું છું. કોઇક જ ત્યાગે. પ વિધવા? જે પળે હિંદુ સ્ત્રી વિધવા થાય તે જ પળે તે વ્યસન ને તેનો શણગાર સરપની કાચળીની જેમ સરી પ છે. તેને ન જોઇએ કોઇનું ઉત્તેજન, ન જોઇએ કોઇની મદ રિવાજ તુ શું નથી કરી શકતો?

આ દુઃખ સહન કરવામા ધર્મ છે કે અધર્મ? આ બીજા ધર્મમા તો નથી ભાળ્યુ. હિંદુ ધર્મશાસ્ત્રીઓએ ભુ તો નહિ કરી હોય? વાસંતીદેવીને જોઇને હું ભૂલ નથી જોતો પણ ધર્મની શુદ્ધ ભાવના ભાળું છું. વૈધવ્ય એ હિંદુધર્મ

શણગાર છે ધર્મનું ભૂષણ વૈરાગ છે, વૈભવ નહિ. ભલે દુનિયા બીજુ કહેવું હોય તો કહે.

પણ હિંદુશાસ્ત્ર કયા વૈધવ્યને વખાણે છે ને વધાવે છે? પંદર વર્ષની મુગ્ધા જે વિવાહનો અર્થ પણ નથી જાણતી તેના વૈધવ્યને નહિ. બાળવિધવાઓને સારૂ વૈધવ્ય ધર્મ નથી, તે અધર્મ છે વાસંતીદેવીને મદન જાતે આવીને લલચાવે તો તે પોતે ભસ્મ થઇ જાય વાસંતીદેવીને શિવની જેમ ત્રીજી આખ છે. પણ પંદર વર્ષની બાળા વૈધવ્યને શું જાણે? તેને સારૂ તો એ અત્યાચાર જ છે. બાળવિધવાઓની ભરતીમા હિંદુધર્મની પડતી જોઉં છુ. વાસંતીદેવી જેવીના વૈધવ્યમા શુદ્ધ ધર્મનુ પોષણ જોઉં છું. વૈધવ્ય સર્વ પ્રકારે, સર્વ સ્થળે, સર્વ કાળે, અનિવાર્ય સિદ્ધાંત નથી. જે સાચવે તે સ્ત્રીને સારૂ તે ધર્મ છે.

રિવાજના કુવામા તરવું સારૂ છે. તેમા ડૂબવું એ તો આત્મહત્યા છે.

જેમ સ્ત્રીને તેમ પુરુષને હોવું જોઇએ. રામે તે કરી બતાવ્યુ. સતી સીતાનો ત્યાગ પણ તેમનાથી ન સખાયો. પોતે જ કરેલા ત્યાગથી પોતે જ બળ્યા. જ્યારથી સીતા ગયા ત્યારથી રામચંદ્રનુ તેજ ઘટ્યું. સીતાના દેહનો ત્યાગ તેમણે કર્યો, પણ સીતાને પોતાના હૃદયની સ્વામિની બનાવી. તેમને ત્યારથી ન ખપ્યા શણગાર કે ન ખપ્યો બીજો વૈભવ. કર્તવ્ય સમજીને તટસ્થપણે રાજકારભાર ચલાવીને તે શાંત રહ્યા.

જે આજે વાસંતીદેવી સાખી રહેલ છે, જેમાંથી તે પોતાનો વિલાસ ખેંચી શકી છે તે વસ્તુ પુરુષવર્ગ ન કરે ત્યા લગી હિંદુધર્મ અધૂરો. એકને ગોળ ને બીજાને ઘોર

એવો ઉલટો ન્યાય ઈશ્વરી દરબારમા હોય નહિ ને છે જ નહિ. પણ અત્યારે તો હિંદુઓમા પુરુષે એ ઈશ્વરી કાયદાને ઉલટાવી સ્ત્રીને સારૂ વૈધવ્ય કાયમ રાખી પોતાને સારૂ સ્મશાનભૂમિમા જ બીજો વિવાહ યોજવાનો અધિકાર રાખ્યો છે!!!

વાસંતીદેવીએ હજુ સુધી કોઈના દેખતા આંસુનું ટીપું સરખું નથી પાડ્યું. છતા તેમના ચહેરામા તેજ તો આવતું જ નથી. કેમ જાણે લાબા મંદવાડમાથી ઊઠ્યા ન હોય એવો તેમનો ચહેરો લાગે છે. આ સ્થિતિ જોઇ મે થોડો સમય બહાર નીકળી હવા ખાવા વીનવણી કરી. મારી સાથે મોટરમાં તો બેઠા. પણ બોલે શાના? ઘણી વાતો મેં કાઢી તે સાભળી પણ પોતે તેમા ભાગ્યે જ ભાગ લીધો હવા ખાધી તો ખરી પણ પસ્તાયા. આખી રાત નિદ્રા ન આવી. 'જે વસ્તુ મારા પતિને અતિશય પ્રિય હતી તે મેં અભાગણીએ આજે કરી? આ તે શોક?' આવા વિચારોમા રાત્રિ ગાળી. ભોંબલ (તેમનો દીકરો) મને આ ખબર આપી ગયો. મારો આ મૌનવાર છે મેં કાગળ ઉપર લખી નાખ્યું છે: 'આ ગાડપણુ માતાજીમાથી આપણે કાઢયે છૂટકો. આપણા પ્રિયતમને પ્રિય એવી ઘણી વસ્તુઓ આપણે તેના વિયોગ પછી કર્યે જ છૂટકો છે માતાજી વિલાસને અર્થે મોટરમા નહોતા બેઠાં, પણ કેવળ આરોગ્યને ખાતર. તેમને સ્વચ્છ હવાની બહુ જરૂર હતી. આપણે તેમને બળ આપી તેમનું શરીર સાચવવું પડશે પિતાજીના કાર્યને દીપાવવા ને વધારવા સારૂ આપણને તેમના શરીરનો ખપ છે. આટલું માતાજીને કહેજો.'

'માતાજીએ આ વાત જ તમને કરવાની મને ના પાડી હતી. મારાથી ન રહેવાયું એટલે હું કહેવાને આવ્યો છું. હાલ તુરત તો તેમને મોટરમા ન જવાનુ કહો એ જ ઠીક લાગે છે.' ભોબલ બોલ્યો.

બિચારો ભોબલ! કોઇનો વાળ્યો ન વળે એ દીકરો આજ બકરી જેવો થઇને બેઠો છે. તેનું કલ્યાણ થાઓ.

પણ આ સાધ્વી વિધવાનું શુ? વૈધવ્ય વહાલું લાગે છે, છતાં અસહ્ય લાગે છે. સુધન્વા ઉકળતા તેલમા પડયો નાચે, ને મારા જેવા દૂર રહી જોનારા સુધન્વાનું દુઃખ કલ્પીને કાંપે. સતી સ્રીઓ તમારૂં દુઃખ તમે સંઘરજો. તે દુઃખ નથી પણ સુખ છે. તમારા સ્મરણ કરી ઘણા તર્યાં છે ને તરશે.

વાસતીદેવીનો જય હો.

# બાળલગ્ન અને શાસ્ત્રાર્થ

'ત્યાગમૂર્તિ' વિષેના લેખ ઉપર એક ભાઇ લખે છે તેનો ભાવાર્થ આ છે; 'તમે ૧૫ વર્ષ લગી કન્યાના લગ્ન કરવાની વિરુદ્ધ છો, પણ શાસ્ત્ર તો સ્ત્રીધર્મ પ્રાપ્ત થતા પહેલાં કન્યાને પરણાવી દેવાની આજ્ઞા કરે છે. જેઓ બાળલગ્નની વિરુદ્ધ છે તે પણ તે શાસ્ત્રના નિયમને પાળનારા છે આ ધર્મસંકટનું શુ?' મને તો આ ધર્મસંકટ નથી જણાતું. શાસ્ત્રને નામે ઓળખાતા પુસ્તકમા જે કઇ લખ્યુ હોય તે સાચું જ ને તેમા કશો ફેરફાર ન જ થઇ શકે એવુ કહેનાર અથવા માનનારને ઘડીએ ઘડીએ ધર્મસકટ આવવાનું. એક જ શ્લોકના અનેક અર્થ થાય છે ને તે એકબીજાના વિરોધી પણ હોય છે. વળી શાસ્ત્રોમા કેટલાક અચળ સિદ્ધાતો હોય છે ને કેટલાક કાળ, ક્ષેત્ર ઇ૦નો વિચાર કરીને તે કાળ કે તે ક્ષેત્રને જ લાગુ પડનારા હોય છે. જ્યાં સૂર્ય છ માસ સુધી આથમે નહિ એવા ઉત્તર ધ્રુવમાં કોઇ રહી શકે તો તેણે સંધ્યા ક્યારે કરવી? તેણે સ્નાનાદિનું શુ કરવુ? મનુસ્મૃતિમા ઘણાયે નિયમો ખાદ્યાખાદ્યના જણાવ્યા છે, તેમાના એકનું પણ આજે પાલન નથી થતું. દરેક શ્લોક એક જ હાથે કે એક જ વખતે લખાયા છે એમ પણ નથી. તેથી જેમને ઇશ્વરથી ડરીને ચાલવું છે ને જે એ નીતિના નિયમોનો ભંગ નથી કરવા ઇચ્છતા, તેમણે તો નીતિની વિરુદ્ધ જે કંઇ જણાય તેનો ત્યાગ

જ કર્યે છૂટકો છે. સ્વેચ્છાચાર કદિ ધર્મ હોઇ જ ન શકે. હિંદુધર્મે સંયમને મર્યાદા જાણી જ નથી. જેને વૈરાગ ઉત્પન્ન થાય એ બાળાનું શું? સ્ત્રીધર્મપ્રાપ્તિ એટલે શું? જે અવસ્થા સ્ત્રીજાતિને સારૂ સામાન્ય છે તે પ્રાપ્ત થતા સ્ત્રીએ પરણવું જ જોઇએ એવો આગ્રહ કેમ હોઇ શકે? ત્યાર પછી જ પરણાય એવો સંયમ સમજી શકાય. શાસ્ત્રાર્થના ઝગડામા પડીને આપણે અત્યાચાર ન જ કરીએ. જે આપણને મોક્ષ તરફ પ્રવર્તાવે છે તે શાસ્ત્ર; જે સંયમ શીખવે તે ધર્મ, બાપના કુવામા બૂડી મરે તે અકરમી ગણાય. શાસ્ત્રાર્થને અખા ભગતે અંધારો કુવો ગણ્યો, જ્ઞાનેશ્વરે વેદને પણ કૃપણ કહ્યા, નરસિંહ મહેતાએ અનુભવને જ જ્ઞાન માન્યું. જગત તરફ દૃષ્ટિ ફેરવતા પણ આપણે જોઇ શકીએ છીએ કે જેને મજકુર ભાઇએ ધર્મ માન્યો છે તે ધર્મ નથી, પણ અધર્મ છે ને સર્વથા ત્યાજ્ય છે. એ અધર્મને પરિણામે આજે અસખ્ય બાળાઓનો આપણે વધ કરીએ છીએ. ઇતિહાસ હિંદુ પુરુષવર્ગને આ રિવાજને સારૂ નિંદશે. પણ ઇતિહાસની આપણે ચિંતા કરવાની નથી બાળવિવાહનું ફૂડું ફળ આપણે પોતે જ ચાખી રહ્યા છીએ. હિંદુ જુવાનોમા ઘણા નિઃસત્ત્વ, અપંગ ને ભયભીત છે તેનું આ બાળલગ્ન એક સબળ કારણ છે એમાં ઇનકાર થઇ શકે એમ જ નથી. અધૂરે જન્મેલી પ્રજાનું શરીર અનેક ઉપાયે પણ ન બાંધી શકાય એ ભૂલાવું ન જોઇએ. સદ્દભાગ્યે જે નિયમ મજકુર ભાઇ ટાંકે છે તેને બધી હિંદુજાતિ માન આપતી નથી, એટલે હજુ હિંદુ પ્રજા શરીરસંપત્તિ છેક ગુમાવી નથી બેઠી. પણ જો તેનું અક્ષરશઃ પાલન થતુ હોય તો પુરુષજાતિનો હિંદુસમાજમાથી લોપ જ થાય.

# બાળહત્યા

**ની**ચેનો કાગળ મારી પાસે મેં ઘણા દિવસો થયા સાચવી રાખેલો:

"હું જાતે પાટીદાર છું બોરસદ તાલુકાના સુણાવ ગામનો વતની છું પાટીદાર કોમ મરદ છે, બહાદુર છે, ઉદાર છે ક્ષત્રિયપણાને શોભે એવા ગુણો તેનામાં છે. પ્રાણાન્તે પણ — કુરબાન થઈ જતા સુધી—પાટીદાર પૂંઠ ન બતાવે, પણ ઘણા સદ્‌ગુણોમા એક ભયંકર દુર્ગુણ હોય તો સદ્‌ગુણોને ધોઇ નાંખે છે, અથવા સદ્‌ગુણો કંઇ પણ કરી શકતા નથી. કદાચ દુર્ગુણ છૂપો હોય છતાં પ્રભુથી તો તે કોઇ પણ માણસ છુપાવી શકે નહિ દુર્ગુણ એ છે કે કોમ ખૂબ મિથ્યાભિમાની છે. આ મિથ્યાભિમાનને તેઓ સ્વાભિમાન માને છે અને તેમાંય કુળના અભિમાન નીચે જે ભયંકર પાપો થઇ રહ્યાં છે તે હૃદય સમસમી ઉઠે તેવા છે આપે જ્ઞાતિનો પ્રશ્ન ઉપાડયો છે, માટે જ આપને આ લખવા હિંમત કરી છે આ મિથ્યાભિમાનથી એ કોમના બાર ગામમાં વિવાહમાં બહુ ખર્ચ કરવું પડે છે. તેથી ગરીબો પોતાની બાળકીઓને અફીણ જેવા ઝેરી પદાર્થોથી સુવાવડમાં જ મારી નાંખે છે. પાછલા પચ્ચાસ વર્ષમા, ચરોતરના બાર ગામમાં એક પણ ઘર એવું નહિ હોય કે જ્યાં ઓછામાં ઓછી એક પણ હત્યા નહિ થઇ હોય ખૂનના કેસ ગણીને આ બાર ગામના પાટીદારો

પર કામ ચલાવવામાં આવે તો કદાચ આખી પાટીદાર કોમ ફાંસીએ ચઢે અને બાર ગામ નાબૂદ થઇ જાય.

"મેં ખાનગી રીતે એક જગ્યાએ સ્ત્રીઓને જ પૂછીને સોળ ઘરના ફળિયામા આ બાબત ચોક્કસ તપાસ કરી છે. તો પાછલાં પચ્ચીસ-થી ત્રીસ વર્ષમાં નીચેનું પરિણામ માલુમ પડ્યું છે સ્ત્રીઓ ભોળી ને દયાળુ હોઇ પોતે કરેલી હત્યા પણ માની દે છે. આ સોળ ઘરોમા કુલે ૪૯ કન્યાઓ જન્મી છે, તેમાથી ૩૧ કન્યાઓને સુવાવડમા જ પ્રભુને ત્યા પહોંચાડી દેવામા આવી ! ૧૮ કન્યાઓ ઉછેરાવા સુવાવડમાથી બચી, પણ વગર માવજતે તથા બેદરકારીથી ઉછેરવામાં આવતી હોવાથી ૧૧ નાની વયમાં જ મરી ગઇ. ૭ નાં ઉછેરીને લગ્ન કર્યાં. તેમાની ૨ તો પહેલી જ સુવાવડે મૃત્યુ પામી. જ્યારે ૫ હાલ પરણેલી હયાત છે

"આ તપાસ મે સંવત ૧૯૮૯ના ફાગણમાં કરી હતી. પ્રથમથી આ વાત જાણતો હોવાથી હુ જાનમાં તો જતો જ નથી ચોકસાઇને માટે ઘેર ઘેર પૂછીને ખાનગી રીતે તપાસ કરતાં ઉપરનું પરિણામ જડે છે. દયાળુ યુવકવર્ગ આ બાબત જાણતો હોવાથી તેણે આ બાબત ધ્યાનમાં લીધી છે. તેને પરિણામે ગઇ સાલ સુણાવની રાષ્ટ્રીય શાળાના આચાર્ય જેઓ સર્વાંગે અસહકારી છે તેમણે તદ્દન સાદી રીતે, પગે ચાલીને, કન્યાનુ કાંતેલુ જ પોતે પહેરીને અને પોતાનું કાંતેલું કન્યાને પહેરાવીને લગ્ન કર્યાં. લગ્નમા દસ માણસ લઇ જઇ માત્ર સો જ રૂપિયામાં વિવાહ પતાવી દીધો; જેમા ઓછામાં ઓછા બે હજાર ને વધારેમા વધારે બાર હજાર થાય. શ્રીયુત ગોપાળદાસભાઇ પણ આ બાબતમાં પ્રયત્ન કરી રહ્યા છે. પણ મિથ્યાભિમાની વૃદ્ધ-વર્ગ ને આગેવાનવર્ગ જલદી માને તેમ નથી."

આ કાગળમાનો કેટલોક વિગતવાળો ભાગ મેં કાઢી નાખ્યો છે. એમા સૂચવેલા દોષ કયા લગી ખરા છે તે તો પાટીદારો જાણે. હું તેઓમા ઠીકઠીક વસેલો ગણાઉં છતા મારો

ધંધો ગુણો જાણવાનો હોવાથી દોષ જાણવા પ્રયત્ન નથી કર્યો, નથી કોઈએ જણાવ્યા.

પરંતુ કાગળમાંની હકીકત ખરી હોય તો શરમાવા જેવું છે. દીકરીનો જન્મ અપશુકન છે એવો પાપી વહેમ આપણામા સામાન્ય છે. એમા સ્વાર્થ ઉપરાત કંઇ પણ કારણ હોય એમ જણાતું નથી, તેની ઉત્પત્તિ ભલે ભયાનક કાળમા હોય જ્યારે કન્યાઓના હરણ થઇ શકતા ત્યારે લોકો કન્યાના જન્મથી ત્રાસે એ કંઇક સમજી શકાય એવું છે. આજે એવો ભય નહિ જેવો છે. હોય તોયે આપણે તેનો ઇલાજ લઇ શકીએ છીએ જન્મથી હર્ષ પામવાનું કંઇ કારણ હોય તો છોકરાનો હોય કે છોકરીનો, બન્ને સરખા પ્રિય હોવા જોઇએ. સંસારને બન્નેની પૂરી જરૂર છે. એક બીજાની પૂરણી છે. ત્યા એકથી હર્ષ પામવો ને બીજાથી દુઃખ માનવું એ એ બન્નેને નુકસાનકારક છે. સુવ્યવસ્થિત કોમમાં સ્ત્રીપુરુષ બન્ને જાતિનું પ્રમાણ સરખું હોવું જોઇએ.

કન્યાના બાપને લગ્નમા બહુ ખર્ચ કરવું પડે છે એ રિવાજ પણ હિંદુજાતિમા સામાન્ય છે. પાટીદારોમા તેણે પ્રચંડ સ્વરૂપ પકડયુ હોય એ સંભવે છે આ ખર્ચ નાબૂદ કરવાની પૂરતી જરૂર છે એ વિષે બે મત ન હોય. બહુ ખર્ચાળ રિવાજથી ગરીબ માબાપ તો બેહાલ જ થાય ને તેઓને સારૂ કન્યાના વિવાહ અશક્ય થઇ પડે ને પરિણામે છોકરીઓને ઝેર દેવાની પ્રથા પડે

સુણાવના મહેતાજીનો દાખલો અનુકરણીય છે. આ ખાદીના જમાનામા તો ખાદીની વરમાળથી જ વિવાહ ઉકેલી શકાય.

લેખકે બધો દોષ ઘરડાઓ ઉપર ઢોળ્યો છે. એમાં કંઈક અતિશયતા હોવી જોઈએ. પણ જો ઘરડા ખરેખર મિથ્યાભિમાનને લીધે ન જ માને તેમ હોય તો યુવકમંડળે લગામ પોતાને હાથ ધરવી જોઈએ. યુવકવર્ગ ખર્ચાળ વિવાહમા ભાગ લેવાની ચોખ્ખી ના પાડે તો વિવાહનું ખર્ચ તુરત અટકે. આમા નથી અવિનય ને નથી ભારે પ્રયત્નની જરૂર. ખેદકારક હકીકત તો એ છે કે યુવકવર્ગે આજ લગી આવી વસ્તુઓને પોતાના ક્ષેત્રની બહાર ગણી છે. પોતાની કેળવણીને પણ સંસારસુધારાને સારૂ વાપરી જ નથી

પણ હવે જમાનો બદલાયો છે; યુવકવર્ગ વિચારતો થઈ ગયો છે. એટલે આ સુધારો મહાપ્રયાસ વિના થઇ શકે એવો છે. માત્ર અડગ નિશ્ચયની આવશ્યકતા છે.

મને તો બાર ગામની મર્યાદા પણ સાલે છે. હું તો ચાર વર્ણને જ માનું છું. પેટાવર્ણોને મેળવી દેવાની જરૂરિયાત છે. પણ તેને સારૂ કાળ જોઇએ. છતા પાટીદારોના ગામવિભાગ પાડી વાડા બાધવા એ તો વર્ણવિભાગની અતિશયતા છે, આખા ગુજરાતના પાટીદારો વચ્ચે જેને જમણવહેવાર છે તેને બેટીવહેવાર કેમ ન હોય? બાર ગામના સંકેતમા સંયમ કારણ નથી પણ મિથ્યાભિમાન જ કારણ દેખાય છે જ્યા મિથ્યાભિમાન છે ત્યા પાપ હોય છે એટલે શાણા અને પીઢ પાટીદારોએ મળીને જોઇતો સુધારો કરી બાળહત્યાનો ને તેના કારણરૂપ જે દોષિત રિવાજો આપણે તપાસી ગયા તેનો પ્રતિબંધ તુરત કરવો ઘટે છે.

## બાળવધ

**૨૧.** કંચનલાલ મગનલાલ ખાડાવાળાએ બાળકોના મરણપ્રમાણ સંબંધી નીચેનો કાગળ લખ્યો છે;

"દુનિયાના જુદા જુદા દેશોમા તેમજ હિંદુસ્તાનના મુખ્ય ઈલાકાઓમા નાના બાળકોનું મરણપ્રમાણ કેટલું છે તે નીચેના આંકડાઓ ઉપરથી જણાશે આપણા સમાજસેવકોની આંખ ઉઘડે એ હેતુથી આ આંકડાઓ આપવાનુ યોગ્ય ધાર્યુ છે.

| દેશ | | એક વર્ષથી નીચેનાં બાળકોના મરણ એક હજારમાં કેટલાં ? |
|---|---|---|
| ન્યુઝીલૅન્ડ | (૧૯૧૪) | ૫૧ |
| નોરવે | (૧૯૧૨) | ૬૮ |
| સ્વીડન | (૧૯૧૧) | ૭૨ |
| ઑસ્ટ્રેલિયા | (૧૯૧૩) | ૭૨ |
| ફ્રાન્સ | (૧૯૧૨) | ૭૮ |
| નીધરલૅન્ડઝ | (૧૯૧૩) | ૯૧ |
| સ્વીટ્ઝરલૅન્ડ | (૧૯૧૨) | ૯૪ |
| ડેનમાર્ક | (૧૯૧૩) | ૯૪ |
| આયર્લૅન્ડ | (૧૯૧૩) | ૯૭ |
| ઇંગ્લંડ અને વેલ્સ | (૧૯૧૬) | ૯૮ |
| સ્કૉટલૅન્ડ | (૧૯૧૩) | ૧૧૦ |

| | | |
|---|---|---|
| મદ્રાસ | (૧૯૦૨-૧૧) | ૧૯૯ |
| બંગાળ | ,, | ૨૭૦ |
| બિહાર અને ઓરિસ્સા | ,, | ૩૦૪ |
| પંજાબ | ,, | ૩૦૬ |
| મુંબઇ | ,, | ૩૨૦ |
| બરમા | ,, | ૩૩૨ |
| સંયુક્ત પ્રાંતો | ,, | ૩૫૨ |

ઉપરના આંકડાઓમા મુંબઈ, મદ્રાસ, બંગાળ વગેરે આખા પ્રાંતોનું સરેરાશ મરણપ્રમાણ છે; પરંતુ જો દરેક શહેરનુ ગણવામા આવે તો તે એથી પણ વધારે છે ૧૯૧૭માં મુંબઇમા હજારમાં ૪૦૯ ૬ અને કલકત્તામા ૨૪૨નુ હતુ મદ્રાસ શહેરમા એ જ વર્ષમા હજારમા ૨૭૭.૩નુ મરણપ્રમાણ હતુ જ્યારે લંડનમા ૧૯૧૬મા ફક્ત હજારમા ૮૭ મરણો થયા હતા હિંદુસ્તાનમા આટલુ મોટુ પ્રમાણ કેમ છે તેના કારણો શોધી એ દિશામા કાર્યની ઘણી જરૂર છે. બાળકો એ દેશનુ અણમોલુ ધન છે હિંદને આ ધન આટલા મોટા પ્રમાણમા ખોવાનું કેમ પાલવે ? '

ન્યુઝીલેન્ડમા એક વર્ષમા એક હજાર બાળકોમાથી ૫૧નું મરણ થાય છે, મુંબઇમા ૩૨૦ અને સંયુક્ત પ્રાંતમા ૩૫૨. આ હકીકત ગમે તે રીતે તપાસીએ તોપણ આપણને કમકમાટી ઉપજાવનારી છે કારણો સબળ અને ઉપાય થઇ શકે તેવા છે તેથી વિચારવાલાયક છે અને પ્રતિકૂળ કારણોમા વધારો થતો જાય છે કારણોમાના કેટલાક નીચે પ્રમાણે છે;

૧. હવા, ૨, ખોરાક, ૩. બાળવિવાહ અને કજોડાં ૪. સ્વચ્છંદ, ૫. આરોગ્ય વિષે અજ્ઞાન, અને હવે ૬. અસહ્ય મોંઘવારી

આમા માત્ર છેલ્લા કારણમા જ અત્યારે સરકાર મુખ્ય ભાગે જવાબદાર ગણી શકાય અમે આમ ભેદ પાડીએ છીએ એનું કારણ છે કે આપણા અનેક વ્યાધિઓ અને

ત્રુટીઓને સારૂ આપણે સરકારને દોષ દઇએ છીએ. એવુ કહેવાની ટેવ પડી ગઇ છે કે જો આપણને સ્વરાજ્ય મળે તો આપણા બધા વ્યાધિઓ એટલે બાળકોના અતિશય મરણ-પ્રમાણનો વ્યાધિ પણ તુરત મટી શકે. જો કે સામાન્ય રીતે એટલુ ખરૂં છે કે દેશમા ભૂખમરો વધતો જાય છે તે સ્વરાજ્ય મળ્યે ઓછો થવાનો સંભવ છે, તોપણ આપણા ઘણા વ્યાધિઓ સ્વરાજ્ય મળ્યા છતા પણ આપણે લેવા જોઇતા યોગ્ય ઇલાજો નહિ લઇએ તો ઊભા જ હશે, અને એવી વસ્તુ આપણો આજનો વિષય છે.

આપણી હવા આપણે બદલી શકતા નથી. સારામા સારી હવાવાળા મુલકોમાનો ન્યુઝીલેન્ડ એક પ્રદેશ છે. પ્રમાણમાં હિંદુસ્તાનની હવા દુર્બળ કરનારી ગણાય છે. ઘણી ગરમીમા શરીરને બરોબર બાંધવું એ મુશ્કેલ છે. ગરમી કરતાં પણ ભેજવાળા પ્રદેશ વધારે હાનિકારક છે એવો સાર્વજનિક અનુભવ છે. એમ છતા ઇશ્વરે મનુષ્યને એટલી શક્તિ આપી છે કે તે ઘણે ભાગે આવી અગવડોને ઓળગી શકે છે. ઓછાવત્તા પ્રમાણમા સૌ કોઇ આવી અડચણો દૂર કરે છે. જેટલે દરજ્જે મરણપ્રમાણ ઓછુ કરવામા હવા પ્રતિકૂળ છે તેટલે દરજ્જે આપણે યોગ્ય ઇલાજો લઇને હવાની પ્રતિકૂળતા મટાડી શકીએ છીએ. આમા આપણી ગરીબાઇ એ મોટામા મોટું વિઘ્ન છે. બાળઉછેર સબંધી આપણું અજ્ઞાન એટલું જ મોટુ વિઘ્ન છે.

બાળકોનો ખોરાક હમેશા જોઇએ તેવો નથી હોતો. બાળકોના ખોરાકનો વિષય સમજવો ઘણો સહેલો છે. બાળક માતાના દૂધ ઉપર અને માતાનુ દૂધ બંધ થાય એટલે ગાયના

દૂધ ઉપર જ ઉછેરાવું જોઇએ તેને બદલે બાળકને હજુ દાત નથી આવ્યા તેના પહેલા દૂધને બદલે રાધેલું અનાજ આપવામા આવે છે. બાળકની હોજરી અનાજ પચાવવા તૈયાર નથી હોતી એના પહેલા જ તેને અનાજ મળે છે તેથી બાળકને રોગો થાય છે, તે નબળું બને છે અને કેટલીક વેળા વગર મોતે મરે છે. અયોગ્ય ખોરાકમા પણ આપણી ગરીબાઇ અને આપણું અજ્ઞાન મુખ્ય કારણો છે.

ઉપરના બંને કારણ કરતા પણ મોટું કારણ બાળવિવાહ અને કજોડા છે. પંદર વર્ષની છોકરી પ્રસવને લાયક હોય જ નહિ. એવી છોકરીના સંતાનમાં શહુર અથવા જીવનશક્તિ મંદ હોય છે. આપણા બાળકો એટલા દમ વિનાના હોય છે કે તેમને ઉછેરવા એ ઘણી મુશ્કેલીનું કામ થઇ પડે છે. તેથી ઘણા બાળકો પોતાના પહેલા વર્ષની અંદર જ મરણ પામે છે. અને જેમ બાળવિવાહને તેમ કજોડાને ઘણા બાળકોના મરણ ઉપકારી છે. અયોગ્ય ઉમ્મરે પહોચ્યા પછી જે પુરુષો લગ્ન કરે છે તેને થતી પ્રજા ન જીવી શકે એ નવાઇની વાત નથી.

વળી સ્વચ્છંદ એ પણ બાળકોના મરણનું પ્રમાણ અવશ્ય વધારે છે. પશ્ચિમના લોકો ધર્મને અર્થે નહિ પણ પોતાના શરીરની સુખાકારીને અર્થે, અને ઘણી પ્રજા વધે તો તેનું પાલન કરવુ મુશ્કેલ થાય તેથી પ્રજોત્પત્તિ ઉપર અંકુશ રાખે છે. આપણે સારૂ એવો હેતુ સ્વચ્છદ રોકવા પૂરતો નથી થતો. પણ હિંદુસ્તાનમા ધર્મમય જીવન ગાળવાનો આપણે પશ્ચિમના દેશોની અપેક્ષાએ ભારે દાવો કરીએ છીએ. એમ છતા આપણે ધર્મે મૂકેલા અંકુશોને ગણકારતા નથી; તેથી ઘણાં માબાપો ધર્મનો કે અર્થનો વિચાર કર્યા વિના

વિષયાસક્ત રહી પ્રજાની ઉત્પત્તિ વખતે કે કવખતે કર્યાં જ કરે છે. પરિણામે જાણ્યેઅજાણ્યે રોગી બાળકો જન્મે છે અને તેથી બાલ્યાવસ્થામા જ મૃત્યુને વશ થાય છે.

પાંચમુ કારણ આરોગ્ય વિષેના નિયમોનું આપણું ઘોર અજ્ઞાન છે. માતા અથવા પિતા બેમાથી એકેને એ વિષે કાઇ જ્ઞાન નથી. જ્યા જ્ઞાન છે ત્યા તેનો અમલ કરવાનું આળસ છે અને જ્યા આળસ નથી ત્યા સાધનોનો અભાવ છે. પરિણામ એનું એ જ આવે છે કે બાળકોમા મરણ વધતા જાય છે. ઘણી વેળા કેવળ અજ્ઞાન સુયાણી બાળકોની હત્યાનું કારણ બને છે. તેને સુવાવડીની માવજતની ખબર હોતી નથી. સામાન્ય નિયમોનું પાલન માતા પાસે એ કરાવતી નથી. તેથી બાળકો જન્મતા જ કફોડી સ્થિતિમા ઉછરે છે અને મરણનો ભોગ થઇ પડે છે જો પ્રથમના બે માસ સુધીમા બાળક ઉગરી ગયુ તો સુયાણીના જેટલી જ અજ્ઞાની માતા બચ્ચાને ગમે તેમ ઉછેરીને જ્યારે તેને મારતી નથી ત્યારે તેની તબિયતને તો જરૂર ધક્કો પહોચાડે છે.

છેલ્લું કારણ વધતી જતી અસહ્ય મોઘવારી છે. મોઘવારીને લીધે દૂધઘીના સાસા પડે છે. ઘઉંના ખોરાકની જરૂર છે ત્યાં ઘઉ પણ મળતા નથી. એટલે માતાનું દૂધ દહાડે દહાડે નબળું થાય છે, અને માતાનું દૂધ બંધ થતાં માતાના જ્ઞાન છતાયે બચ્ચાને સારૂ કે પૂરતું દૂધ મળતું નથી. ટાઢને સમયે કપડા નથી મળતા, ઘરની સગવડ પણ ઓછી જ મળે છે. આમ સજોગોની પ્રતિકૂળતા એટલી બધી છે કે બાળકોના મરણનું જે ભયંકર પ્રમાણ રા. ખાડવાળાએ બતાવ્યું છે તેમાથી ઉગરવું મુશ્કેલ થઇ પડયું છે.

એમ છતા ઉપાયો લીધે જ છૂટકો છે, ઉપાયો લઇ શકાય એવા છે. પ્રજાની કેળવણી સારા પાયા પર મૂકાય તો સહેજે બાળક ઉછેરવાનુ સામાન્ય જ્ઞાન મળે. દરમ્યાન બાળ-ઉછેરના નિયમો સમજાવવા સારૂ ઘણી સરળ ભાષામાં નાનાં પુસ્તકો લખી તેનો ફેલાવો થાય, ભાપણો મારફતે માતપિતાને જ્ઞાન અપાય, ભેજવાળી હવામાથી કેટલેક દરજ્જે દરેક પોતાનો બચાવ અલ્પ પ્રયત્નથી કરી શકે છે. ઘરની આસ-પાસનો ને ઘરમાહેનો ભેજ જાતમહેનતે દૂર કરી શકાય. બાળકને સારૂ દૂધ બીજી કરકસર કરીને પણ મેળવવું અશક્ય ન હોવુ જોઇએ. દૂધના જેવો સંપૂર્ણ ખોરાક બીજો નથી. દરેક પુરુષ પોતાના વિષય ઉપર અંકુશ મૂકી જ્યારે પોતે લાયક હોય, તથા બચ્ચાની માવજત કરવાની શક્તિ ધરાવતો હોય ત્યારે જ પ્રજોત્પત્તિ કરે. વિષમ કાળમા પ્રજાની ઉત્પત્તિ કરવી એ મહાન હિંસા છે એમ સમજીને પણ વિષયાસક્તિ રોકવાની જરૂર છે. આરોગ્યના નિયમો સમજી લેવા એ મુસીબતની વાત નથી. મોઘવારી એ એવી પીડા છે કે તેનો ઇલાજ કોઇ પણ રીતે થઇ જ રહેશે એવી અમારી માન્યતા છે. પ્રજાની કમાણી વધે તો મોઘવારી સહન થાય. એટલે કાં તો કમાણી વધશે અથવા મોઘવારી દૂર થશે એમા અમને શક નથી. છતા આપણો ધર્મ તો મોઘવારી દૂર કરવાના ઇલાજો જ લેવાનો છે. આ પોતે એક નોખો અને મહાવિષય છે. તેનો વિચાર બીજી વેળાએ કરશું. અમારી ઉમેદ છે કે પ્રજાજીવનમા ભાગ લેનાર દરેક વાચનાર બાળમરણની સંખ્યા ઓછી કરવા સારૂ જે ઉપાયો પોતાથી લેવાય એ લેશે.

# સત્યાગ્રહ ને જ્ઞાતિસુધારો

સત્યાગ્રહનું તત્ત્વ જેમ જેમ સમજાતુ જાય છે તેમ તેના નવા ઉપયોગો થતા જાય છે. તેનો ઉપયોગ કેવળ સરકારની સામે થવામાં જ નહિ પણ કુટુંબ અને જ્ઞાતિઓમા પણ થતો જોવામા આવે છે. એક જ્ઞાતિમા કન્યાવિક્રયનો ઘાતકી રિવાજ છે તેને અટકાવવા કોઇ યુવાન પ્રેરાએલ છે. તેણે શું કરવું જોઇએ એ સવાલ ઊઠયો છે. સત્યાગ્રહનું હળવું અંગ અસહકાર છે. આ જ્ઞાતિમા કન્યાવિક્રય અટકાવવાનો આ યુવકનો ઇરાદો થયો છે. ઇરાદો સ્વચ્છ છે, પણ તેણે અસહકાર આદરવો કે કેમ, અને તે આદરવો તો કઇ રીતે, કોની સામે ?

મજકુર કેસ વિષે ચોક્કસ અભિપ્રાય દેવો એ મુશ્કેલ છે. પણ કેટલાક સામાન્ય નિયમો તો આવા બધા બનાવોને સારૂ બતાવી શકાય.

પ્રથમ તો અસહકાર એકાએક આદરી શકાય જ નહિ. જમાનાથી ચાલ્યા આવતા ખરાબ રિવાજો એક ક્ષણમાં નાબૂદ થઇ શકતા નથી. સુધારાને એક પગ છે તેથી તે લંગડાતો ચાલે છે. ધીરજ ખોઇ બેસે તે શુદ્ધ અસહકારી ન જ બની શકે. સુધારકે લોકમત કેળવવો એ પ્રથમ પગથિયું છે. જ્ઞાતિના શાણા પુરુષોને મળવું જોઇએ, તેઓની દલીલો સાભળવી જોઇએ. સુધારક બિચારો ગરીબ માણસ હોય, તેને કોઇ ઓળખતુ ન હોય, શાણા માણસો દાદ ન દે, ત્યારે તે શું કરે? એવો ગરીબ હોય તો તેણે જાણવું કે તે સુધારો થવાનું નિમિત્ત થવા પેદા નથી થએલ. આપણે બધા ઇચ્છીએ કે જગતમાથી જૂઠનો નાશ થાય. પણ જૂઠા માણસોને કોણ સમજાવે? એ સુધારો બહુ આવશ્યક છે, છતા આપણે ધીરજ રાખી કેમ બેઠા છીએ?

હકીકત એ છે કે સુધારકમા અહંતા ન હોવી જોઇએ. બધી ખરાબીઓની જવાબદારી આપણે શાને લઇ બેસીએ? આપણે પોતે સાચું કહીએ ને કરીએ એટલેથી સંતોષ માની રહીએ તેમજ જ્ઞાતિના સડાને વિષે પણ આપણા પોતાના આચારવિચાર સ્વચ્છ રાખી બીજાઓને વિષે આપણે તટસ્થ રહીએ.

'હું કરૂ હું કરૂ એ જ અજ્ઞાનતા,
શકટનો ભાર જ્યમ શ્વાન તાણે'

એ પદ ગોખી તે પ્રમાણે નિરભિમાન રહીએ.

જ્યારે નિરભિમાન રહેતા છતા પણ જવાબદારી આપણી છે એમ લાગે ત્યારે આપણી ઉપર વિશેષ કર્તવ્ય જારી થાય છે. જેમકે જ્ઞાતિના શેઠ, મહાજન નિરભિમાન હોવાનો દાવો

કરી ચાલુ સડો દરગુજર નથી કરી શકતા; કેમકે શેઠાઇ કે મહાજનપણું વહોરી લઈ તેઓ જ્ઞાતિની નીતિના રક્ષક બન્યા છે. એક પણ કન્યાનો વિક્રય થાય તો તે નિર્દોષ બાળાનો શાપ તેમને જ લાગવાનો.

પણ શેઠ અને મહાજન મેલ કાઢવા સારૂ કંઈ કરે નહિ એટલું જ નહિ પણ પોતે જ વિક્રય કરતા હોય તો જ્ઞાતિના બિચારા ગરીબ સભાસદે શું કરવું? તે પોતે સ્વચ્છ થયો છે. જ્ઞાતિના બધા અગ્રેસરને મળી ચૂક્યો છે તેઓએ તેને હડધૂત કરી કુતરાની જેમ કાઢી મૂક્યો છે તેની ઉપર ગાળોનો વરસાદ વરસ્યો છે. બિચારો હતાશ થઇ થાકેલો ખિન્ન થઇ ઘેર આવ્યો છે ઊંચે આભ ને નીચે ધરતી સિવાય કંઇ નજરે નથી આવતું હવે જ તેની દાદ ઇશ્વર સાંભળનારો છે પણ હજુ પગથિયું તો પહેલું જ છે. તપશ્ચર્યાને સારૂ લાયક થાય તેના પહેલા તેની કસોટી થવાની હતી તે થઈ છે હવે તે પોતાનામા અંતરનાદ છે તે સાભળી શકે છે. તે અંતર્યામીને પૂછે છે. 'મેં અપમાન સહન કર્યું છે છતાં હું મારા બંધુઓની ઉપર પ્રેમ રાખું છું? હું તેઓની સેવા કરવા તૈયાર છુ? હું તેઓની જુતીના પ્રહારની પણ બરદાસ કરી શકીશ?' જો અંતર્યામી આ બધા સવાલોના જવાબમા હકાર ભણે તો તે બીજું પગલું ભરવા તૈયાર થયો છે.

હવે તે પ્રેમમય અસહકાર આરંભી શકે છે. પ્રેમમય અસહકાર એટલે બધા હકોનો ત્યાગ—ફરજોનો નહિ. જ્ઞાતિમા આ ગરીબ સેવકના હક શા છે? જ્ઞાતિભોજન, વિવાહસંબંધ. આ બન્ને હકોનો તે નમ્રતાપૂર્વક ત્યાગ કરે એટલે તેને પોતાને કરવાનું હતું તે પોતે પૂરૂ કરી ચૂક્યો. મહાજન તેને કાટાની

જેમ જતો કરે. ' એક ભાણું ઓછું થયું, છોકરી માગનારો એક ઓછો થયો ' એમ મદના ગર્વમા માની મહાજન તેનું નામ જ ચોપડામાથી ભૂંસી નાખે, એટલે તે ગરીબ સેવક નિરાશ ન થતા શ્રદ્ધા રાખે કે તેણે પોતે વાવેલા શુદ્ધ બીજમાથી મહાન વૃક્ષ પેદા થવાનું છે. પોતાનું સંપૂર્ણ કર્તવ્ય કર્યા બાદ — તે પહેલા નહિ—તે ગાઇ શકે છે, ' હું કર્મનો અધિકારી છું, ફળનો કદિ નહિ.'

આ ગરીબ તપસ્વી હવે વનવાસી થયો. તેણે તો ભીષ્મપ્રતિજ્ઞા લીધી છે કે બ્રહ્મચારી હોય તો જ્ઞાતિમાથી મેલ જતાં સુધી પોતે બ્રહ્મચારી રહેશે. પરણેલ હશે તોપણ પોતાની સ્ત્રીની સાથે કેવળ મિત્રતાનો જ વહેવાર રાખશે. છોકરા હશે તો પોતે તેમને પણ બ્રહ્મચર્યનું પાલન કરતા શીખવશે. જ્ઞાતિની મદદ ન માગવી પડે, બીજે હાથ લંબાવવો ન પડે, તેથી પોતે ઓછામા ઓછો પરિગ્રહ રાખશે. એમ રહેણી સંન્યાસીના જેવી કરી વસવું એ જ તેનો વનવાસ છે. પ્રેમમય અસહકારમા સ્વચ્છન્દને અવકાશ જ નથી. તેમા સયમ જ દીપી શકે. વાવેલા બીજને સંયમરૂપી પાણી પાવું રહ્યું છે. ' મારા છોકરા નહિ પરણે તો હું બીજી જ્ઞાતિમા પરણાવીશ, હું ભોજનવિલાસ બીજી જગ્યાએ કરીશ,' એવો વિચાર કરનાર સંયમી કે અસહકારી નથી; એ તો મિથ્યાચારી છે. સંયમી અસહકારી તો જ્ઞાતિના જ ગામમા રહી તપશ્ચર્યા કરશે. અહિંસાના સાન્નિધ્યમાં વૈરત્યાગ રહ્યો છે. પેલો ત્યાગી હિમાલયમાં બેઠો મહાજન પ્રતિ અહિંસાપાલનનો દાવો કરી મહાજનના હૃદયને પીગળાવવાની આશા ન જ રાખે. મહાજને તેનો અનાદર કર્યો છે તેમા એક કારણ એ પણ છે કે તેને

અવિવેકી, ઉદ્ધત જુવાનીઓ માની લીધો છે પોતે ગરીબ ને જુવાન છતા ઉદ્ધત કે વિવેકશૂન્ય નથી પણ નમ્ર, વિવેકી છે એ તો તેણે હજુ હવે બતાવવાનું રહ્યું છે.

આમ કરતા કરતા સેવાના પ્રસગે જ્ઞાતિભાઇબહેનોની સેવા કરતા કરતા ને તે છતા તેના બદલાની આશા ન રાખતા તે જોશે કે સુધારાપંથમા બીજાઓ ભળશે, તે અસહકાર નહિ કરતા હોય તોપણ તેઓની લાગણી તેના પ્રત્યે રહેશે. કેમકે જેમ આપણે સહકારી ભાઇઓને આપણા જ્ઞાન ને ત્યાગના ધર્મંડમા ગાળો ભાડીએ છીએ તેમ આપણો આ જુવાન સંયમી, નાતીલા તેને સાથ ન દે અથવા વિચારમા જ મળે પણ અસહકારમા ન ભળે તેથી તેઓને ગાળ નહિ ભાડે, પણ તેઓના પ્રત્યે પ્રેમભાવ જ રાખી તેઓના મન હરી લેશે. પ્રેમ તો પારસમણિ છે એમ તે નિત્ય અનુભવતો જશે પણ અનુભવ થતા વાર લાગે તોયે તે અધીરો ન જ થાય, તોયે વિશ્વાસ રાખે કે પ્રેમબીજનું ફળ અગણિત પ્રેમફળ જ હોય

મને આવેલા કાગળમા પૂછ્યું છે કે આપણો તપસ્વી અસહકારી જ્ઞાતિભોજનનો ત્યાગ કરે તેમા તેને જ્ઞાતિમાં મિત્રવર્ગ હોય તેને ત્યા ભોજનનો પણ ત્યાગ કરવાનો ખરો કે? હકીકત તો એવી બનવી જોઇએ કે ત્યાગપત્ર મળતા જ મહાજન રોષે ભરાશે ને પેલા ત્યાગીને નાતબહાર કરશે ને જે કોઇ તેની સાથે પાણી, ભોજન કે બેટીવ્યવહાર કરશે તેની ઉપર સજા ફરમાવશે. એટલે વ્યક્તિઓની સાથે ભોજન-ત્યાગનો સવાલ જ નહિ રહે. એમ નાતબહાર થવાનો હુકમ થાય તો સંયમીનો વિશેષ ધર્મ તો એ થશે કે ઉઘાડી રીતે

કે છૂપી રીતે, જ્ઞાતિના તેના મિત્રો તેને જમવા નોતરે તોપણ તે નહિ જાય. કોઇ નાતીલો વિચારપૂર્વક અસહકારમા ભળે તો તેનો સ્વીકાર તે અવસ્ય કરે. એમ થવાનો સંભવ પણ ખરો.

પણ સામાન્ય રીતે એમ કહી શકાય કે મિત્રોની સાથેના ભોજનવ્યવહારના ત્યાગનો તેને પ્રસંગ જ નહિ આવે. છતા ધારો કે આવ્યો છે તો તેનો ત્યાગ કરવાની જરૂર નથી. હા, જેઓ કન્યાવિક્રય પસંદ કરતા હોય તેને ત્યાનું નિમન્ત્રણ તો તે કબુલ ન જ કરે.

આમાંથી આપણે જોયું કે

૧. અસહકાર આદરતા પહેલા લોકમત કેળવવાના ઘણા પગલા ભરવા જોઇએ.

૨. અસહકારીમા રોપ કર્યા વિના વિરોધીની ગાળો વગેરે ખાવાની શક્તિ હોવી જોઇએ.

૩. અસહકારમા પ્રેમ જ હોવો જોઇએ.

૪. અસહકાર આદર્યા પછી મૂળ સ્થળ ન છોડાય.

૫. અસહકારીએ કઠિન સયમનું પાલન કરવું જોઇએ.

૬. અસહકારીને પોતાના સાધન વિષે પૂરી શ્રદ્ધા હોવી જોઇએ.

૭. અસહકારી ફળ વિષે તટસ્થ રહે.

૮ અસહકારીના પ્રત્યેક પગલામાં વિવેક, વિચાર ને નમ્રતા હોવા જોઇએ.

૯. અસહકાર કરવાનો અધિકાર કે ધર્મ સર્વને પ્રાપ્ત થતો નથી. અધિકાર વિનાનો અસહકાર નિષ્ફળ જાય.

ઉપરના નિયમોનું પાલન લગભગ અશક્ય છે એમ કેટલાકને અથવા ઘણાને લાગશે તો એ સત્ય છે. તીવ્ર સંયમ વિના શુદ્ધ અસહકાર અશક્ય છે. વળી જે કેસ આપણે વિચારી ગયા તેમા તો પેલો તપસ્વી પોતે કર્તા છે, પોતે ભોક્તા છે, પોતે સેનાપતિ છે ને પોતે સિપાહી છે. તેનામા ઉણપ રહે તો તેને કપાળે તો નિરાશા જ લખાએલી સમજવી. એટલે એવા સ્વતન્ત્ર અસહકારીને તો અસહકારનો અનારંભ એ જ પ્રથમ બુદ્ધિલક્ષણ છે. પણ આરંભ કર્યા પછી તો દેહપાત થાય પણ વસ્તુત્યાગ ન જ થાય.

બીજો સવાલ એ ઉઠે છે કે આવો સંયમ પાળીને જ્ઞાતિ જેવી સંકુચિત સંસ્થામા સુધારણા તે શી કરવાની હતી? વળી આપણે તો જ્ઞાતિને જ નાબૂદ કરવી છે, તો પછી કન્યાવિક્રયાદિ દોષોને વળગવું શું? એમ બીજા કહેશે. આ સવાલ અસ્થાને છે. આપણા સુધારકનો પ્રશ્ન જ્ઞાતિપરત્વે જ છે. જો કૌટુંબિક અસહકારની વાત યોગ્ય ગણવામા આવે છે તો જ્યા લગી જ્ઞાતિઓ પડી છે ત્યાં લગી તે પરત્વે અસહકારની વાત પણ યોગ્ય જ ગણવી જોઇએ.

# જ્ઞાતિ 'બંધન'

જ્ઞાતિને મેં સંયમની વૃદ્ધિને સારૂ મદદગાર તરીકે સ્વીકારી છે. પણ આજકાલ જ્ઞાતિ સંયમરૂપે નથી, પણ બંધનરૂપે જોવામા આવે છે સંયમ મનુષ્યને શોભાવે છે ને સ્વતંત્ર કરે છે બંધન બેડીરૂપ હોઇ ઝખવે છે. આજકાલ જ્ઞાતિનો જે અર્થ થાય છે એ કંઈ ઇચ્છવાયોગ્ય કે શાસ્ત્રીય નથી. જે અર્થમા આજે વપરાય છે તે અર્થમા જ્ઞાતિ એવો શબ્દ જ શાસ્ત્ર ઓળખતુ નથી વર્ણ છે અને તે તો ચાર જ છે. પણ અગણિત જ્ઞાતિમાયે તડાં પડ્યા છે ને તેમાં બેટીવ્યવહાર બંધ થતો જોવામા આવે છે. આ ઉન્નતિના લક્ષણ નથી પણ અવનતિના છે.

આવા વિચાર નીચેના કાગળ ઉપરથી ઉત્પન્ન થયા છે.

"આપ જેવા સર્વ જ્ઞાતિઓને એકત્ર થવાનો ઉપદેશ કરો છો ત્યારે મારી જ્ઞાતિ કે જે લાડ જ્ઞાતિ તરીકે ઓળખાય છે તેમા સાધારણ પ્રમુખ જેવા હોદ્દાની બાબતનાં જ્ઞાતિબંધુઓમાં મતભેદ પડયો છે ને તે એટલે સુધી કે જ્ઞાતિસભામાં હાથોહાથની લડાઇ કરવા પણ ચૂકતા નથી

"તમો જેવાને આ બાબતમા તકલીફ આપવા બિલકુલ ઇચ્છા નથી. છતાં પણ એક જ્ઞાતિમા કુટુંબક્લેશ અને આપસઆપસની મારામારી થતી અટકે એ ઇચ્છવાજોગ હોવાથી તમોશ્રીનો એ બાબતમાં શું અભિપ્રાય છે તે 'નવજીવન' દ્વારા સર્વે લાડ જ્ઞાતિના બંધુઓને જણાવવા કૃપા કરશો એવી મારી નમ્ર વિનંતિ છે.

"અમારી જ્ઞાતિમા ખંભાતી, આગ્રી, દમણી, પેટલાદી અને સુરતી તથા બીજા અન્ય લાડ બંધુઓનો સમાવેશ થાય છે. તેમાં બેટી-

વહેવાર પહેલી ચાર સાથમા છે. છેલ્લાં વીસથી ત્રીસ વર્ષ દરમિયાન પ્રમુખની ચુંટણી પહેલા જણાવેલા ચાર સાથમાથી થતી આવે છે ને થાય છે આ વર્ષની જ્ઞાતિસભામા એક એવા પ્રકારનો ઠરાવ ઉપલી ચાર સાથમાથી લાવવામા આવ્યો હતો કે પ્રમુખ તથા મંત્રી થવાનો હક જે લોકો બેટીવહેવાર અને મુબઇની લાડ જ્ઞાતિની સર્વોપરી સત્તા માન્ય રાખે તેમને જ છે. આ ઠરાવોની વિરુદ્ધ સુરતી લાડ ભાઇઓની લાગણી ઘણી જ દુખાઇ ને લગભગ અઢીસોથી ત્રણસો માણસની સહીનુ રેક્વીઝીશન કમિટી ઉપર મોકલવામા આવ્યુ હતુ. પરતુ કમિટી હજુ સુધી કોઈ પણ જાતનો નિર્ણય કરી શકી નથી. હાલનું વાતાવરણ એટલુ બધુ ખરાબ છે કે કદાચ જ્ઞાતિમાં તડ પડી જવાનો તેમ જ કોર્ટમા મામલો જવા સંભવ છે "

આ ખબર જો ખરી હોય તો દુઃખદ છે. તેમા પ્રમુખપદ અને મંત્રીપદને સારૂ લડાઇ શી? સુરતી, આગ્રી, દમણી ઇ૦ ભેદ શા? લાડ યુવકમંડળની સભામા હું જ્યારે ગએલો ત્યારે મારી ઉપર સરસ છાપ પડી હતી. પ્રમુખપદ સેવાને અર્થે હોય, માનને અર્થે નહિ જ. મંત્રી તો સમાજનો નોકર છે. આ સ્થાનને સારૂ સ્પર્ધા હોય તોયે તે મીઠી જ હોવી જોઇએ. મારી ઉમેદ છે કે ઉપરનો કલેશ બંને પક્ષ હળીમળીને દૂર કરશે. વણિકમાત્ર મળીને એક જ્ઞાતિ કા ન બને? એવો ધર્મ ક્યાયે નથી સમજાયો કે વૈશ્ય જાતિમા કન્યાની આપલે ન થઇ શકે. હું પેટાજ્ઞાતિઓને કેટલેક અંશે માન આપુ છુ તે કેવળ સમાજની સગવડને અર્થે. જ્યારે ઉપર જેવા કિસ્સા અનુભવું છું ત્યારે એમ જ થાય છે કે ઇરાદાપૂર્વક આ બંધનોને છેદી તેમાંથી મુક્તિ મેળવવી ને મેળવાવવી.

# ધર્મને નામે ધાડ

**લા**ડ જ્ઞાતિમા ચાલતા કલહ બાબત મારી પાસે એક લાંબો કાગળ આવ્યો છે. લખનારે નિર્મળ પ્રયત્ન કરી મને ઘણી હકીકત પૂરી પાડી છે ને બતાવ્યું છે કે સમાધાની કરવા જે પગલાં લઇ શકાય તે લેવાયા છે. હું એ માનવા તૈયાર છું. પણ મારો ઇરાદો લાડ જ્ઞાતિને વિષે કાંઈ લખવાનો કે સૂચવવાનો નથી પણ તે ઉપરથી આવતા વિચારો હિંદુ-સમાજની પાસે મૂકવાનો છે.

એક તરફથી હિંદુધર્મની રક્ષા કરવા સારૂ સંગઠનો થઈ રહ્યા છે ને બીજી તરફથી હિંદુધર્મમા જે નબળાઇઓ પેસી ગઇ છે તે તેને અંદરથી કોરી રહી છે. એટલે જેમ એક જાડા લાકડાના ગર્ભને અંદર રહેલો કીડો કોતરી ખાતો હોય તો તેને ઉપરથી મઢો કે રોગાન લગાડો છતાં તે લાકડું છેવટે ખવાઇ જવાનુ છે તેમ જો હિંદુજાતિના ગર્ભમાં કીડો પેસી જઇ તેને કોતરી રહ્યો છે તેનો જો નાશ નહિ થાય તો હિંદુધર્મની બહારથી ગમે તેટલી રક્ષા કરીએ છતા તેનો નાશ જ સંભવે છે.

વર્ણબંધનને નામે વર્ણનો સંકર થઇ રહ્યો છે ને થઇ ગયો છે. વર્ણની મર્યાદા ગઇ છે, તેની અતિશયતા રહી છે. વર્ણબંધન ધર્મના રક્ષણ સારૂ હતું તે અત્યારે વક્ર બની ધર્મને કોરી રહ્યું છે. વર્ણ ચાર હોય તેને બદલે અસંખ્ય ને અગણિત થઇ ગયા છે. વર્ણ મટી જાતિના વાડા થયા છે

ને તે વાડાની અંદર રઝળતા ઢોર જેમ ડબામા પૂરાય તેમ આપણે નધણિયાતા બની વાડોના વચ્ચે પૂરાઇ કેદી બની ગયા છીએ. વર્ણ પ્રજાના પોષક હતા; જ્ઞાતિઓ પ્રજાની નાશક થઇ છે. હિંદુપ્રજાની કે હિંદની સેવા કરવાને બદલે આપણે આપણી વાડોની એટલે આપણી બેડીઓની રક્ષા કરવામા ગુંથાએલા રહીએ છીએ ને તેને અંગે ઉપજતા સવાલોનો નિર્ણય કરવામા આપણા વખતનો, આપણી બુદ્ધિનો, આપણા પૈસાનો વ્યય કરીએ છીએ. પારધી મધપૂડાનો નાશ કરવા સામે ઊભો છે ત્યારે બેઅક્કલ મધમાખીઓ એકબીજાના ઘરના કબજાની પંચાયતો ભરી રહી છે. જ્યા વીશાદશાનો ભેદ જ નાશ કરવા યોગ્ય છે ત્યા વીશા મોટા કે દશા મોટાનો સવાલ જ કયા રહે છે? જ્યારે હિંદુસ્તાન સમસ્તની વણિક કોમને એક બનવાની આવશ્યકતા છે ત્યા દશા-વીશા, મોઢ-લાડ, હાલારી-ઘોઘારીના ભેદને અને તેમની વચ્ચેના કકાસોને અવકાશ જ કયા છે?

વર્ણ ધંધાને અંગે હતા. ત્યારે જ્ઞાતિ કેવળ રોટીબેટી-વ્યવહારને અવલંબે છે. જ્યાં લગી હું રોટીબેટીવ્યવહારની મર્યાદા જાળવું ત્યા લગી હું કલાલની દુકાન રાખુ તોયે શુ ને સમશેરબહાદુર થાઉં તોયે શું, અથવા પરદેશી ડબામા બંધ કરેલું ગોમાસ વેચુ તોયે શુ? એ બધું કરતો છતો હું વણિક જાતિમાં પૂજાઇ શકુ હું એકપત્નીવ્રત પાળું કે અનેક સુંદરીઓની સાથે લીલા કરૂં તેની પંચાત મારી જ્ઞાતિને કરવા-પણું નહિ! એટલું જ નહિ પણ એ બધુ છતા હું જ્ઞાતિનો શેઠ પણ રહી શકું, જ્ઞાતિને સારૂ નવી સ્મૃતિઓ રચી શકું ને જ્ઞાતિની પાસેથી ઇનામઅકરામ મેળવી શકું! હું કયા જમુ

છું અથવા મારા પુત્રાદિનો વિવાહ ક્યાં કરું છું તેની ચોકી જ્ઞાતિ કરે પણ મારા આચરણનુ નિરીક્ષણ કરવાનું જ્ઞાતિનું કામ નહિ! હું વિલાયત જઈ આવ્યો હોઉં તો કન્યાકુમારીના મંદિરના ગર્ભાગારમાં મારાથી ન જવાય, પણ હું જાહેર રીતે વ્યભિચાર કરતો હોઉં તો તે કારણે તે ગર્ભાગારમા પ્રવેશ કરતાં મને કોઈ અટકાવી શકે નહિ!

આ ચિત્રમા ક્યાયે અતિશયોક્તિ નથી. આ ધર્મ નથી, આ અધર્મની પરિસીમા છે. આમા વર્ણની રક્ષા નથી પણ વર્ણનો ધ્વંસ છે. વર્ણાશ્રમની રક્ષા કરવા મથતો હું જો અધર્મ દૂર ન થાય તો વર્ણની રક્ષા કરવા અસમર્થ બનવાનો છું. આમા તો અતિશયતા જ વર્ણને નામે ઓળખાઈ અતિશયતાનો નાશ થવાને બદલે વર્ણનો જ થઈ જવાનો ભય છે.

હવે આવી અસંખ્ય જાતિઓની રક્ષા કઈ રીતે થાય છે તે જોઈ જઈએ. અહિંસાપ્રધાન ધર્મ હિંસાથી જાતિરક્ષા કરે છે જેણે જાતિના કૃત્રિમ ને અયોગ્ય બંધનો તોડ્યા હોય તેને સમજાવવાનુ, તેને તેની 'ભૂલ' બતાવવાનું તો થતુ જ નથી પણ તાબડતોબ તેનો બહિષ્કાર થાય છે. બહિષ્કાર એટલે તેની સર્વ પ્રકારે પજવણી; તેનું ભોજન બંધ, તેને બેટીવ્યવહાર બંધ, તેને સ્મશાનવ્યવહાર બંધ. અને આ દંડ બહિષ્કૃતના વારસો ઉપર પણ ઉતરે! આનુ નામ કીડી ઉપર કટક, અથવા આ જમાનાની ભાષામા કહીએ તો એક પ્રકારની ડાયરશાહી. આવા ત્રાસથી હજાર બે હજાર મનુષ્યોની જ્ઞાતિઓ નભવાને બદલે તેમનો નાશ થઈ જવાનો છે. નાશ ઇચ્છવાયોગ્ય છે. પણ બળાત્કારે થએલો નાશ હાનિકારક હોય

છે. જો ઇચ્છાપૂર્વક નાશ કરવામા આવ્યો હોય તો જ તે સમાજનો પોષક બને.

સારામા સારો ઉપાય તો એ જ છે કે નાની નાની જ્ઞાતિઓના મહાજન એકઠા મળી એક જ્ઞાતિ બની જાય, અને આ મોટો સંઘ બીજા સંઘોની સાથે ભળી છેવટે ચાર વર્ણમાના એકમા સ્થાન લે. પણ હાલની શિથિલતામા આવો સુધારો તાત્કાળિક બનવો લગભગ અશક્ય જેવું ગણાય

તો ધર્મનું પાલન જેટલું કઠિત છે તેટલું જ સહેલું છે. જેમ પ્રત્યેક સંઘ ધર્મની વૃદ્ધિ કરી શકે છે તેમ જ વ્યક્તિઓ કરી શકે છે. વ્યક્તિઓ નિર્ભય રહી જેને પોતે ધર્મ ગણે તેનું પાલન કરવું ને પછી પોતાનો બહિષ્કાર થાય તો તે વિષે બેફિકર રહેવું. જ્ઞાતિની ત્રણ શિક્ષાઓને વિનયપૂર્વક વધાવી તેને બંધનમુક્તિ ગણવી. જ્ઞાતિભોજન કરવાથી કંઇ લાભ નથી, ન કરવામાં ઘણી વેળા તો લાભ જ છે. મરણ પાછળના ભોજનોને હું તો પાપ જ ગણું છું. પુત્રાદિને સારૂ કન્યા કે કન્યાને સારૂ તે જ જ્ઞાતિમા વર ન મળે એ પણ ચિંતાનું કારણ નથી; કારણ દંડાએલને તે દંડ નથી કેમકે તે પેટા-જ્ઞાતિઓની હસ્તી માનતો નથી. કન્યા કે વર લાયક હોય તો બીજા સંઘોના સુધારકોમાથી લાયક જોડી મળવામાં અડચણ ન જ આવે. પણ આવે તો તે સહન કરવામા જ ધર્મ છે. ચારિત્રવાન અને સંયમીને આવી ઉપાધિઓ ઉપાધિ નથી. તે તેને પ્રસન્નચિત્ત રહી સહન કરે. મરણકાળે તેને જ્ઞાતિ તરફથી સહાય ન મળે તેમાયે દુ:ખ શું? બીજાઓ સહાય કરનારા મળી આવે. મરણગાડી વિષે તો હું લખી ચૂક્યો છું. તેનો ઉપયોગ કરવાથી ઓછી મદદે ચાલે. અને

તેટલી મદદ પણ જેની પાસે ન હોય તે મજૂર રાખે. મજૂર જેટલા પૈસા ન હોય એવો જે દીન છે પણ પ્રભુનો જન છે તેને તો પ્રભુ ગમે ત્યાથી સહાય મોકલી દેશે એવો તે વિશ્વાસ રાખે. સજાનો ત્રાસ છોડવો એ સત્યાગ્રહ છે જેમ સરકારની સામે લડતા સત્યાગ્રહ સોનેરી શસ્ત્ર છે તેમ જ જ્ઞાતિસરકારની સામે. કેમકે બંને દર્દ એક છે તેથી તેની દવા પણ એક છે. જુલમનું ઔષધ સત્યાગ્રહ છે. હિંદુધર્મનું — ધર્મમાત્રનું— રક્ષણ કેવળ સત્યાગ્રહથી જ થાય

પ્રત્યેક ધર્મપ્રેમીને મારી વિનયપૂર્વક સલાહ છે કે તેણે જ્ઞાતિઓની નાના પ્રકારની ખટપટોમા ન પડતા પોતાના કર્તવ્યમા પરાયણ રહેવું. કર્તવ્ય પોતાના ધર્મનું ને દેશનું રક્ષણ કરવાનું છે. ધર્મનું રક્ષણ નાનકડી જ્ઞાતિઓનું અયોગ્ય રક્ષણ કરવામાં નથી, પણ ધાર્મિક આચરણમા છે. ધર્મનુ રક્ષણ એટલે હિંદુમાત્રનું. હિંદુમાત્રનુ રક્ષણ પોતે ચારિત્રવાન બનવામા જ રહેલું છે. ચારિત્રવાન બનવું એટલે સત્ય, બ્રહ્મચર્ય, અહિંસાદિ વ્રતો પાળવા, નિર્ભય બનવું — એટલે કે મનુષ્યમાત્રનો ભય છોડવો, ઈશ્વર ઉપર શ્રદ્ધા રાખવી, તેનાથી ડરવું. તે આપણા સર્વ કર્મોનો, સર્વ વિચારોનો સાક્ષી છે એમ જાણી મેલા વિચારો કરતા પણ કંપવું, જીવમાત્રને સહાય કરવી, પરધર્મીને પણ મિત્ર ગણવો, પરોપકારમા પોતાનો કાળ ગાળવો ઇ૦ ઇ૦. પેટાજ્ઞાતિની હયાતી હાલ તો જ ક્ષંતવ્ય ગણાય જો તેઓનું સમગ્ર કામ એકંદરે ધર્મને અને દેશને પોષનારૂં હોય. જે જ્ઞાતિ આખા જગતનો ઉપયોગ પોતાને સારૂ કરે તેનો નાશ હોય. જે જ્ઞાતિ પોતાનો ઉપયોગ જગતના કલ્યાણને અર્થે થવા દે તે ભલે જીવો.

# બહિષ્કાર થાય તો ?

એક ભાઈ લખે છે:

"અત્યારે કોઈ કોઈ જ્ઞાતિ અસ્પૃશ્યતાને ન માનનારને તે ગમે તેવા સદ્‌ગુણી હોય છતાં ન્યાત બહાર મૂકે છે, પણ શાસ્ત્રોએ જેને મહાન પાપ માનેલું છે તેને સારુ મહાજન કંઈ કરતા નથી. જેમ કન્યાવિક્રયને શાસ્ત્ર મહાપાપ માને છે પણ તેને સારુ મહાજન કાંઈ નથી કરતા અને અસ્પૃશ્યતા બાબત દોષિત ગણાતાને તો પૂછ્યા વિના કે તેની પાસેથી ખુલાસો સરખો માગ્યા વિના ન્યાત બહાર મૂકે છે વળી મહાજનને પંચની મારફતે ફેંસલો કરવાનું કહેતાં મહાજન ઈનકાર કરે છે હવે આવા જુલમગાર મહાજનને અદાલતોમાં લઈ જવા નહિ ?"

આનો જવાબ હું તો એક જ આપી શકું મહાજન ગમે તેટલો જુલમ કરે છતા તેમને અદાલતમા ન લઇ જવાય. તેમની ઇચ્છામા આવે તે સજા તે કરે તેની સજા ભોગવવાથી મહાજનનો રોષ નરમ પડે છે ને તે પોતે પસ્તાય છે વળી જ્યાં મહાજન અન્યાય કરે છે ત્યા તો બહિષ્કાર આવકારદાયક વસ્તુ ગણાવી જોઇએ. જે જ્ઞાતિમા કન્યાવિક્રયનો અત્યાચાર ચાલતો હોય, જે જ્ઞાતિમા દંભ ચાલતો હોય, જેના મહાજન મદ્યમાસાદિના ખાનપાનને દરગુજર કરતા હોય તે જ્ઞાતિમા રહેવામાં લાભ હોય જ નહિ. જ્ઞાતિ એ રૂઢિ છે એ ધર્મ નથી. જ્ઞાતિમા રહી મનુષ્ય કેટલીક સગવડ મેળવે છે પણ જ્યા જ્ઞાતિ અનીતિમાન થઇ ગઇ હોય ત્યા તેનો ત્યાગ જ ઇષ્ટ છે. જે ન્યાય સરકારની નીતિને લગાડીને આપણે અસહકાર કર્યો તે જ ન્યાય જ્ઞાતિને લગાડીને તેની સાથે અસહકાર થઇ શકે છે

પણ અહીં તો તે પ્રશ્ન જ નથી અહીં તો જ્ઞાતિ બહિષ્કાર કરે છે એ બહિષ્કારને સુઅવસર માની વધાવી લેવો. પણ એવી રીતે સુઅવસર એનાથી જ માની શકાય કે જેણે ધર્મને પાળ્યો છે, જેણે જ્ઞાતિની સેવા કરી છે, જેણે જ્ઞાતના નીતિવર્ધક શાસનોને હમેશા સ્વેચ્છાપૂર્વક માન આપ્યું છે. સંયમી જ બહિષ્કારને આવકાર આપે. સ્વચ્છંદી તો બહિષ્કારથી પીડાય પણ અસ્પૃશ્યતાનિવારણ સ્વચ્છંદને સારૂ નથી. સંયમીને સારૂ છે. અસ્પૃશ્યતાનો નાશ ભોગવૃદ્ધિને ખાતર નથી, પણ સેવાના પ્રસંગો વધારવાને સારૂ છે સેવામાથી કોઇને બહિષ્કૃત ન રાખવાને અર્થે છે.

# વર્ણસંકર કે વર્ણાશ્રમ?

એક વિદુષી લખે છે:

"મુસાફરીમાં એક વ્યક્તિનો મારે સંગાથ થયો તેણે વરતેજ ખાતે ભરાએલી રજપુત પરિષદને તમે મોકલેલા સંદેશા તરફ મારું ધ્યાન ખેંચ્યું. વાંચીને મનની ભીતર ઘણા દિવસથી દબાઇ રહેલો વિરોધ ઉછળી આવ્યો. ચિંતનમનન કરે તે જ માણસ. તેથી મને આશા છે કે મારા ચિંતનને તમે સહી લેશો અને તે તમારાથી નિરાળું હોય છતા તે પર ધ્યાન દેશો. ૧૯૨૦ની સાલમાં આશ્રમ અને તેનું સંળખાતું જોઇને આ વિચારો આવેલા. પછી જતા રહેલા તે કોઈ કોઈ વાર દેખા દેતા. પણ હમણાં થોડું થયાં એ વિચારોએ મારા મનમાં કાયમનું ઘર કર્યું છે અને રજપુત પરિષદને તમારો સંદેશ એના ઉછાળાનું છેલ્લું નિમિત્ત બન્યો છે.

"જ્યાં આખું સ્ટેશન એકથી બીજા છેડા સુધી લશ્કરી ઢબે ખભે લટકતી તલવારોવાળા સ્વયંસેવકોથી ઉભરાતું હતુ, જ્યાનું આખું વાતાવરણ ક્ષત્રિય જાતિના શૌર્ય અને દાક્ષિણ્યના સ્મરણોથી ગુંજતુ હતું, ત્યાં એમની તલવારોની જગ્યા રેંટિયાને આપવાની તમારી સલાહ શું ખ્રિસ્તી પાદરીઓના જેટલી જ તદ્દન અસ્થાને નહોતી? તમારે તો પ્રાચીન ઋષિઓની પેઠે શું બ્રાહ્મણને વધુ સાચો બ્રાહ્મણ બનવાની, ક્ષત્રિયને આદર્શ ક્ષત્રિય બનવાની, વૈશ્યને વૈશ્ય બનવાની સલાહ ન આપવી જોઇએ? બ્રાહ્મણોનું ચિહ્ન પોથી કે કલમ, ક્ષત્રિયનું તલવાર અને વૈશ્યનું રેંટિયો કે હળ છે. તમે ભલે પોતાને વણકર કે ખેડૂત કહેવડાવીને અભિમાન માનો, તેમ કરવામા તમે તમારા જાતિધર્મની સ્વાભાવિક વૃત્તિને જ વફાદાર છો. પણ તમારા જેવા વર્ણાશ્રમને માનનાર હિન્દુએ બ્રાહ્મણો અને ક્ષત્રિયો પાસે તેમના સ્વાભાવિક જાતિધર્મો છોડાવીને વૈશ્યધર્મનો અંગીકાર કરવાનો શા સારૂ આવડો આગ્રહ કરવો? વૈશ્યવૃત્તિ અંગીકાર કર્યાં વગર આજે ક્ષત્રિય ગરીબોનુ રક્ષણ અને સેવા ન જ કરી શકે શુ?

"ભારતવર્ષના મહાપુરુષોએ તો દરેક વ્યક્તિના સ્વભાવ અનુસારના સ્વધર્મને જ હમેશાં ઉપદેશ્યો છે. તેમ જ પહેલ વહેલાં એ બધા ધર્મોને છાપરે ફેંકીને આખા રાષ્ટ્રને એક વૈશ્યવૃત્તિ જ અંગીકારવાનો ઉપદેશ આપવા માંડ્યો છે વૈશ્યધર્મનો તમે ભલે ઉદ્ધાર કરો, પણ કૃપા કરીને બ્રાહ્મણક્ષત્રિયોને શા સારૂ પાછા પાડો છો ? તમારી જ્ઞાતિને આધ્યાત્મિક ભલે કરો, પણ બીજી જ્ઞાતિઓવાળાને તમારી વિભૂતિના બળથી મુગ્ધ કરીને વણકર તથા પીંજારા બનાવી મેલી દુન્યવી શા સારૂ કરી મેલો છો? મારા મત પ્રમાણે તો તમારા આશ્રમના વિનોબા અને બાળકોબા તમે કરી મેલ્યા છે તેવા આધ્યાત્મિક વણકર બન્યા છે તે કરતાં શુદ્ધ બ્રાહ્મણ રહ્યા હોત અને પોતાની મેધાને પૂરી રીતે ખીલવી હોત તો રાષ્ટ્રની તેમણે વધુ સંગીન સેવા કરી હોત"

આખો કાગળ મેં અહીં નથી ઉતાર્યો પણ તેનો સાર આપી દીધો છે. બાકીનામાં ઉપર ટાંક્યું છે તેનુ વિવેચન જ છે. લખનાર વિદુષી બહેન જન્મે હિન્દુ છે અને હું કરૂં છું તેમ પોતે પણ હિન્દુ હોવાનો દાવો કરનારા છે કાંતવાને મેં સાંપ્રદાયિક ધર્મો કરતા શ્રેષ્ઠ ધર્મ ગણ્યો છે તેથી વિદ્વાન મિત્રમંડળોમા તેનો ગેરઅર્થ નહિ થાય એવી મેં આશા રાખી હતી પણ તેમ થવું નિર્માએલું નહોતુ ઉપલા વિદુષી બહેન જણાવે છે કે રેંટિયાનો આવો વિરોધ કરનારા તેઓ એકલા નથી. તેથી તેમની દલીલને મારે ધીરજપૂર્વક તપાસવી રહી. સને ૧૯૦૪થી માંડીને મારા વર્તમાનપત્ર ચલાવવાને લગતા અનુભવમા મેં જોયું છે કે વર્તમાનપત્રોના તંત્રીઓ ઉપર આવનારા ચર્ચાપત્રોમાની ઘણીખરી ટીકા વિરોધીની વાત વિષેની અપૂર્ણ સમજણથી જ થએલી હોય છે. પ્રસ્તુત દાખલામા મજકુર બહેને સમજવું જોઇતું હતું કે રેંટિયાનો સંદેશો કંઈ મેં આ દેશના હિંદુઓને જ એકલાને સારૂ આપ્યો

નથી. એ સંદેશો તો સ્ત્રીપુરુષ, મુસલમાન, પારસી, ખ્રિસ્તી, યહુદી, શીખ તેમજ કશા પણ અપવાદ વિના પોતાને હિન્દી કહેવડાવનારા એકેએક હિન્દીને માટે છે. આટલી વાત આ બહેને ધ્યાનમા રાખી હોત તો તેમની ટીકા જૂદી જ રીતે લખાત એમ હું માનું છું. તો તેમણે જોયુ હોત કે મેં તો હિન્દુસ્તાનના આગળ એક એવી વસ્તુ મૂકી છે કે જે કોઇના ધર્મની આડે આવતી નથી અને ઉલટું જેટલે દરજ્જે એનો અંગીકાર કરવામા આવે તેટલે દરજ્જે તે તે ધર્મને અને હિંદુ-ધર્મમાં તે તે વર્ણ કે જ્ઞાતિને ઉજ્જવળ કરનારી છે. તેથી જ મારો દાવો છે કે મારી પદ્ધતિ વર્ણસંકર કરનારી નહિ પણ વર્ણશુદ્ધિ કરનારી છે. હું કોઇને તેનો સ્વધર્મ કે બાપીકો ધંધો છોડવાનું કહેતો નથી, પણ દરેકના સ્વાભાવિક વ્યવસાયમા રેંટિયો ચલાવવાનો ઉમેરો કરવા કહુ છું કાઠિયાવાડના રજપુતો આ વાતથી વાકેફ હતા. તેમણે મને પૂછેલુ કે શુ હુ તેમને તેમની તલવારો મેલી દેવા કહું છું? મેં તેમને કહ્યું, હરગિજ નહિ. ઉલટું મે તો એમને એમ કહ્યુ કે જ્યા સુધી તમે તલવારના બળમા વિશ્વાસ રાખનારા છો ત્યા સુધી તમારા દરેકે કદિ દગો ન દેનારી તલવાર અવશ્ય બાંધવી. અલબત્ત, મે એમને એ પણ કહ્યું કે મારો આદર્શ ક્ષત્રિય તો એ છે કે જે તલવાર વીંઝયા વગર રક્ષણનું કાર્ય કરે અને જે માર્યા વગર પોતાનુ નાકું સંભાળતો મરે. તલવાર તો કોઇ ઝૂંટવી પણ લે, પણ ઘા કર્યા વગર ઘા ઝીલીને મરી છૂટનારાનુ શૂરાતન કોણ ખૂંચવી શકે?

પણ આ તો બીજી વાત થઈ. ઉપલા પ્રશ્નમા તો હું એટલું જ કહીશ કે રજપુતોએ નબળાનુ રક્ષણ કરવાનો

પોતાનો ધંધો છોડી દેવાનો નથી જ. તેમ બ્રાહ્મણો પણ વિદ્યાદાનનો વ્યવસાય છોડી દે એવું હું માગતો નથી. હું તો એટલુ જ કહું છું કે કાતવા રૂપી યજ્ઞથી તેઓ વધારે સારા વિદ્યાગુરુઓ બનશે. વિનોબા અને બાળકોબાએ કાતનારા, વણનારા અને પાયખાના સાફ કરનારા બનવાનું પસંદ કરીને પોતાના બ્રાહ્મણત્વને ગૌરવ આણ્યું છે. તેઓ આજે શ્રેષ્ઠતર બ્રાહ્મણ બન્યા છે. તેમનું જ્ઞાન વધુ સંગીન બન્યું છે. બ્રાહ્મણ એ છે કે જેણે ઇશ્વરને ઓળખ્યો. મારા આ બન્ને સાથીઓએ રેંટિયાને અપનાવીને હિંદુસ્તાનના લાખો ભૂખ્યા જોડે જેટલી લાગણી અને જેટલું તાદાત્મ્ય સાધ્યું તેટલા તેઓ આજે ઇશ્વરની વધુ નજીક છે. ઇશ્વરી જ્ઞાન કંઇ ગ્રંથો પઢવાથી નથી આવતું. એ તો પોતાના આત્માના ઊંડાણમા, ભીતર અનુભવાય છે. પુસ્તકો તો બહુ તો કવચિત્ મદદરૂપ થઇ શકે; બાકી ઘણીવાર તો ઉલટા વિઘ્નરૂપ થઇ પડે છે. એક મહાવિદ્વાન બ્રાહ્મણને યથાર્થ ઇશ્વરજ્ઞાન પ્રાપ્ત કરવા એક ધર્મવ્યાધ (ખાટકી ભગત) પાસે જવું પડ્યું હતું !

વળી આ વર્ણાશ્રમ પણ શું છે? એ કંઇ લોખંડી ભીંતોથી ચણી લીધેલું તંત્ર નથી. મારી દૃષ્ટિએ તો એ એક શાસ્ત્રીય સત્યનો સ્વીકાર છે, પછી તે માન્ય કરનારા તેને જાણતા હોય કે ન હોય. બ્રાહ્મણ કંઇ એકલુ અધ્યયન-અધ્યાપન કરવા માટે જ છે એમ નથી. એ વૃત્તિ એનામાં પ્રધાન હોય એટલો જ એનો અર્થ છે. દાખલા તરીકે જે બ્રાહ્મણ શરીરયજ્ઞ (જાતમહેનત) કરવાની ચોખ્ખી ના જ પાડે તેને સૌ કોઇ મૂઢ કહેશે. પ્રાચીન ઋષિઓ વનમાં રહેતા ને હાથે લાકડા કાપતા, ભારા બાંધી ઘેર ઊંચકી લાવતા, ઢોર

ચરાવતા અને શસ્ત્ર ધારણ પણ કરતા. આ બધું છતા તેમનો પ્રધાન વ્યવસાય ઇશ્વિરી સત્યની શોધ એ હતો. તે જ પ્રમાણે વિદ્યાહીન ક્ષત્રિય, પછી તે ચાહે તેવડો તલવારબાજ હોય તો પણ નકામો ગણાતો. તેમ પોતાના જીવનને વિષે શ્રેય અને પ્રેયનો વિવેક કરી શકવા પૂરતા અધ્યાત્મજ્ઞાન વગરનો વૈશ્ય પણ સમાજનું હીર ચૂસી લેનારો રાક્ષસ જ ગણાવો જોઇએ, જેમ આજના જમાનાના વૈશ્યો અત્યારે બની ગએલા જોઇએ છીએ, પછી તે પશ્ચિમના હોય કે પૂર્વના. ગીતાની ભાષામા તો 'માત્ર પોતાની જ ખાતર જીવનારા એવા પાપાત્માઓ આસુરી રૌરવના અધિકારી' છે. રેંટિયો તો ચારે વર્ણને — એકેએક ભારતવાસીને તેના સ્વધર્મ પ્રત્યે જાગૃત કરવાને યોજાએલ છે. એ વડે દરેક મનુષ્ય પોતપોતાનો સ્વધર્મ અગર ફરજ વધુ સારી રીતે બજાવવા પ્રેરાશે. જ્યારે વહાણ શાંત પાણી ઉપર થઇને ચાલી રહ્યું હોય છે ત્યારે વહાણ ઉપરના માણસો પોતપોતાના કામોમા કલ્લોલ કરતા હોય છે, પણ જ્યારે એડો વાવાઝોડામા સપડાઇ હાલકલોળ થવા લાગે અને બૂડવાની અણી પર હોય ત્યારે તો બચાવવાના એકમાત્ર જરૂરી કામ પાછળ જહાજ પરના એકેએક માણસે જીવતોડ મહેનત કરવી રહી.

આપણે એ પણ ન ભૂલીએ કે આખી દુનિયાની જોડે હિન્દુસ્તાન પણ આજે જગદ્વ્યાપી વેપાર રૂપી કાળસર્પના જીવલેણ ભરડામા સપડાએલુ છે. આજે ત્રાજવાતોળ સિપાઇ-ઓની જાતિ આપણા પર રાજ્ય કરવાનો દાવો કરી રહી છે. એ ભરડામાથી પોતાને છોડાવવાને સારૂ આજે હિંદુસ્તાનને એના શ્રેષ્ઠમા શ્રેષ્ઠ બ્રાહ્મણોની પણ કુલ બુદ્ધિમત્તા ખરચી

નાખવી પડશે. આમ હિંદુસ્તાનના એકેએક બુદ્ધિમાન માણસનું તેમજ સિપાઇનું સામર્થ્ય આજે હિંદુસ્તાનની વેપારી ભૂખ ભાંગવા પાછળ ખર્ચવું પડશે અને તેમનો આ ધર્મ તેઓ સાંગોપાંગ બજાવી શકે તે સારૂ તેમણે આજે કાતતા શીખવાની અને નિયમપૂર્વક કાતવાની અગત્ય છે.

આ ઉપરાંત જેમને પ્રામાણિકપણે પોતાનો રોટલો કમાવાની ઇચ્છા છે તેવાઓને પણ આજીવિકાના રોજગાર તરીકે વણાટના ધંધાની ભલામણ કરતાં હું મુદ્દલ ન અચકાઉં. વળી જે બધા બ્રાહ્મણો, ક્ષત્રિયો તેમજ બીજાઓ આજે બાપીકો ધંધો પડચો મેલી ધનની પાછળ ઘેલા થઇ પડયા છે તેમને પણ વણકરના આ પ્રામાણિક અને નિઃસ્વાર્થી (તેમને સારૂ) ધંધાની હું ભેટ કરૂં છું અને હાથની સાળ જે અલ્પસ્વલ્પ આપે તેટલાથી સંતુષ્ટ રહેવાના તેમના મૂળ ધર્મ તરફ વળવા નોતરૂં છું. જેમ આહાર, નિદ્રા ઇ૦ વસ્તુઓ બધી વર્ણોને અને બધા ધર્મોના અનુયાયીઓને સામાન્ય છે તેમ રેંટિયો પણ જ્યાં સુધી ભેળાભેળ સ્વાર્થી તૃષ્ણા અને તેને પરિણામે આવતી કંગાલિયત આપણી વચ્ચે ઘર કરી બેઠા છે ત્યાં સુધી કશા અપવાદ સિવાય એકેએક વર્ણને, કોમને અને ધર્મને સામાન્ય થઇ પડવો રહ્યો છે.

આમ મારૂં કાર્ય વર્ણસંકર કરવાનું — એટલે વધારે ગોટાળા ઉત્પન્ન કરવાનું — નહિ પણ વર્ણાશ્રમ સ્થાપવાનું— એટલે શુદ્ધિના કાર્યને વધુ સંગીન કરવામાં રહેલું છે.

# વર્ણવ્યવસ્થા

મારી દક્ષિણની મુસાફરી દરમિયાન વર્ણવ્યવસ્થા અને બ્રાહ્મણ–અબ્રાહ્મણ વગેરે જાતિભેદોના સંબંધમા મેં કાઢેલા ઉદ્‌ગારો વિષે મને સંખ્યાબંધ ગુસ્સાભર્યા કાગળો મળ્યે જાય છે. આ કાગળો હું છાપતો નથી; કારણ તેમા ગાલીપ્રદાન ઉપરાંત બીજું કશું ભાગ્યે જ હોય છે. અને ગાળો નથી હોતી તેમાં પણ દલીલ કશી જ નથી હોતી. ચીઢ કંઇ દલીલ ન કહેવાય.

છતા કેટલાકના કાગળોમાથી ઉત્પન્ન થતી દલીલોના પ્રત્યુત્તર આપવા ઘટે. કેટલાક કહે છે કે જાતિભેદ ટકાવવાથી હિંદુસ્તાનનું સત્યાનાશ વળશે; કારણ જાતિભેદે જ હિંદુસ્તાનને ગુલામીમા ડુબાડ્યુ છે. મારી નજરે આપણી આજની અધોગતિના મૂળમા આપણો જાતિભેદ નથી. આપણા લોભને લીધે રાષ્ટ્રીય સદ્‌ગુણો કેળવવા તરફ આપણે બેપરવા રહ્યા તેને લીધે ગુલામી આપણને વરી છે. હું તો ઉલટું એમ માનું છું કે વર્ણવ્યવસ્થાએ તો હિંદુસમાજને છિન્નભિન્ન થઇ જવામાથી કેટલેક અંશે બચાવ્યો જ છે.

પણ બીજી સંસ્થાઓઓની પેઠે જ આ સંસ્થામાં પણ અતિશયતાએ પેસીને ભારે નુકશાન કર્યું છે. વર્ણવ્યવસ્થામાં મૂળ કલ્પેલી સમાજની ચતુર્વિધ રચના જ મને તો મુદ્દાની, સ્વાભાવિક અને જરૂરી જણાય છે. અસંખ્ય ન્યાતો અને પેટાન્યાતોથી કેટલીક વાર કેટલીક અનુકૂળતા થઇ હશે; પણ મોટે ભાગે તો ન્યાતો વિઘ્નકર્તા જ થઇ પડનારી છે એમા શંકા નથી. એવી પેટાન્યાતો જેમ જલદી એક થઇ જાય તેમ સમાજનું શ્રેય છે. પેટાજાતિઓમા આવી નજરે ન ચઢનારી ઘડભાગ અને નવેસર રચના મૂળથી જ થતી આવી છે અને થયા જ કરવાની. પ્રજામત અને પ્રજાના નૈતિક દબાણની અસર એ કામ કરી લેવા સારૂ બસ છે. પણ મૂળ વર્ણવિભાગને જ નાબૂદ કરવાના કોઇ પણ પ્રયત્નની હું અવશ્ય સામે છું,

વર્ણ વિભાગમા ભેદદૃષ્ટિ, અસમાનતા અગર ઊંચનીચપણું કશું છે જ નહિ; અને મદ્રાસ અગર દક્ષિણ જેવા પ્રાંતોમા જ્યા એવા ભેદો ઊભા થવા બેઠા છે ત્યા અવશ્ય તે અટકાવવા ઘટે. પણ એના એવા પ્રસંગોપાત્ત દુરુપયોગને કારણે આખી વ્યવસ્થાને મોતની સજા ફરમાવી શકાય નહિ. એમા સહેલાઇથી સુધારણા થઇ શકે તેમ છે હિંદુસ્તાનમા તેમ આખી દુનિયામાં આજે જે લોકયુગ જોતજોતામા પ્રવર્તી રહ્યો છે તેને પરિણામે હિંદુ જાતિઓમાથી પણ ઊંચનીચના ખ્યાલ સહેજે નીકળી જશે કેવળ બ્રાહ્મણોને તોડવાથી લોકયુગ નહિ પ્રવર્તે. એ ગણિતનો દાખલો નથી કે છેદ ઉડાવી દીધે બંધ બેસી જાય. એની ગૂંચો ઉકેલવાને અંતર બદલવા જોઇએ, સમાજની વૃત્તિમા પલટો થવો જોઇએ. જાતિભેદ એ જો રાષ્ટ્રભાવનાના

ફેલાવવામા વિઘ્નરૂપ હોય તો હિંદુસ્તાનમા હિંદુ, મુસલમાન, પારસી, ખ્રિસ્તી, યહુદી આદિ ધર્મોનું એકીવારે હોવું એ પણ વિઘ્નરૂપ જ છે. લોકસત્તા અને રાષ્ટ્રીયતાની ભાવના તો પરસ્પરના બંધુભાવ ઉપર જ પોષાય છે અને આજે એક ખ્રિસ્તીને કે મુસલમાનને સગા માજણ્યા ભાઇ જેવો જ માનવામા હું તો કશી અડચણ જોતો નથી. આપણે કદી ન ભૂલવું જોઇએ કે જે હિંદુધર્મે વર્ણવ્યવસ્થા ઉપજાવી તે જ હિંદુધર્મે મનુષ્યમાત્ર પ્રત્યે જ નહિ પણ જીવમાત્ર પ્રત્યે આત્મભાવ પ્રાપ્ત કરવાનો આદર્શ પણ મનુષ્યના સર્વોપરી કલ્યાણના સાધન રૂપે આપણને આપેલો છે.

એક ભાઈ સૂચવે છે કે આપણી વર્ણવ્યવસ્થા ભાગીને આપણે યુરોપની વર્ગવ્યવસ્થા સ્વીકારવી. એટલે કે મારા ધારવા પ્રમાણે તે એમ કહેવા માગે છે કે આપણી વર્ણવ્યવસ્થામા રહેલી વંશપરંપરાની ભાવનાને જ માત્ર આજે આપણે નાબૂદ કરવી. મને તો લાગે છે કે વંશપરંપરાનો સિદ્ધાત એ એક સનાતન સિદ્ધાત છે તેને બદલવાના પ્રયત્નથી હમેશાં અનવસ્થા ઉત્પન્ન થઇ છે, અને તે થાય જ એક બ્રાહ્મણને તેની આખી જિંદગી બ્રાહ્મણ જ માનવામા હું તો ભારે ઉપયોગ જોઇ રહ્યો છું. જો બ્રાહ્મણને છાજે એવી રીતે એ નહિ વર્તે તો સ્વાભાવિકપણે જ સાચા બ્રાહ્મણને મળનારૂં માન તે ખોશે. જો આપણે વ્યક્તિના પ્રત્યેક કૃત્યના સારાનરસાપણાનો આંક કાઢીને તેની રૂએ દરેક વેળાએ વ્યક્તિઓને સજાઓ કે બક્ષિસો એનાયત કરવા બેસીશુ, રોજરોજ બ્રાહ્મણને શૂદ્ર અને શૂદ્રને બ્રાહ્મણની પદવીઓ આપવા બેસીશું તો મુશ્કેલીઓનો પાર જ ન રહે, એ દેખીતું છે. જો હિંદુઓ પુનર્જન્મને

માનનારા છે—અને દરેક હિંદુ પુનર્જન્મમા માનનારો હોવો જ જોઇએ તો તેઓએ એમ જ માનવું રહ્યું કે કુદરત કશી પણ ભૂલ કર્યા વગર દુર્વર્તન કરનાર બ્રાહ્મણને માનવી ઉન્નતિની કોટિમા નીચલી પાયરીએ નાખશે અને તે જ રીતે આ જન્મમા બ્રાહ્મણજીવન ગાળનારને બ્રાહ્મણ કોટિમાં ચઢાવ્યા વગર પણ નહિ જ રહે.

હવે રોટીબેટીવહેવારની બાબત તપાસીએ. હું માનું છુ કે એકરાષ્ટ્રીયતાની ભાવના પ્રવર્તાવવાને સારૂ એક ભાણે જમવું અગર ગમે તેની જોડ પરણવાની છૂટ એ જરૂરની વસ્તુઓ નથી ગમે તેવા સ્વતત્ર જમાનામા, ગમે તેટલા સ્વતંત્ર રાજ્યબંધારણમાં પણ સમાજના બધા જ લોકોમા ખાવાપીવા કે પરણવાની બાબતમાં એકસરખો જ આચારવહેવાર પ્રવર્તશે એમ હું માનતો નથી. સમાજના જુદા જુદા વર્ગો વચ્ચે આચારવિચારની વિવિધતા હમેશ રહેવાની જ. એ વિવિધતા વચ્ચે જ આપણે હમેશા એકતાને શોધવી અને સ્થાપવી પડવાની. અને કોઇ પણ માણસ સૌ કોઇની જોડે ખાવા કે પીવાની બાબતમાં હરકત માનનારો હોય તો તે પાપ કરે છે એમ કહેવાને હું તૈયાર નથી. હિંદુઓમા ભાઇભાઇનાં છોકરાં એકબીજા જોડે નથી પરણતા. એથી કંઇ તેમની વચ્ચેના પ્રેમને ખલેલ નથી પહોચતી. ઉલટો આ રિવાજ એમની વચ્ચેના સગપણને વધારે વિશુદ્ધ અને નિર્મળ કરે છે. વૈષ્ણવોમા મેં ઘણી માતાઓને જોઇ છે જેઓ મરજાદ પાળે છે અને ઘરને રસોડે જમતી કે ઘરના સામાન્ય ગોળાનું પાણી પીતી નથી. આથી તેમનામાં એકલવાયાપણું કે ઉદ્ધતાઇ આવી જાય છે અગર તો તેઓ સ્નેહ કે મમતા વગરની બની જાય છે

એવું નથી બન્યું જોયું આ બાબતો કેવળ સંયમ ને તાલીમને લગતી છે એમનામાં અંગત એવો કશો દોષ નથી રહેલો. એમાં અતિશયતા પેસે તો નુકશાનકર્તા થઇ પડે ખરી. અને તેમાં પણ ઊંચપણાના અભિમાનથી જો તેમ કરવામાં આવે તો તો આવા સંયમ, સંયમ મટીને ખરેખર સ્વછંદ જ બની જાય છે અને તેથી ઘાતક નીવડે છે. પણ જમાનો જેમ જેમ આગળ વધે છે, અને નવનવી જરૂરિયાતો અને પ્રસંગો ઊભા થતા જાય છે તેમ તેમ રોટીબેટીવહેવારની બાબતમાં પણ ઘણી જ સંભાળપૂર્વક આપણે સુધારાવધારા અવશ્ય કરવા પડવાના

આમ હિંદુ વર્ણવ્યવસ્થાનો હું પક્ષ લઉં છું, હમેશાં લેતો આવ્યો છું, અને છતાયે હિંદુઓમાં ઘર કરી બેઠેલી અસ્પૃશ્યપણાની ભાવનાને હું માનવજાતિની સામે ઘોરમાં ઘોર અપમાન રૂપ ઓળખાવું છું. એ ભાવનાના મૂળમાં સંયમ નહિ પણ ઊંચપણાની ઉદ્ધત ભાવના જ રહેલી છે. એ ભાવનાએ પોતાની કોઇ પણ જાતની યોગ્યતા નથી બતાવી આપી, ઊલટા જેઓ કોઇ પણ વાતમાં આપણાથી જૂદા નથી અને જેઓ અનેક દિશાઓમાં સમાજની ભારે સેવા બજાવી રહ્યા છે, તેવા મનુષ્ય જાતિના એક પ્રચંડ જનસમૂહને આપણે માણસમાંથી કાઢી નાખ્યાનું ઘોર પાપ કર્યું છે. આ પાપમાંથી હિન્દુધર્મ જેટલો સત્વર ઉગરી નીકળે તેટલી તેની મોટપ અને પ્રતિષ્ઠા છે. આ હીન ભાવનાને ટકાવવાની તરફેણમાં એક પણ દલીલ મને હજુ જડી નથી. અને આવી પાપી પ્રથાની હિમાયત કરનાર શાસ્ત્રવચનો — જેના પ્રામાણ્ય વિષે શંકા છે—ને બાતલ કરતાં હું બિલકુલ અચકાતો નથી. અલબત્ત,

ઠરેલ બુદ્ધિ અને અંતરના અવાજની વિરુદ્ધ જનારી કોઈ પણ શાસ્ત્રાજ્ઞાને માથે ચઢાવવાની હું ના પાડું. શાસ્ત્રપ્રમાણ જ્યારે બુદ્ધિના પાયા ઉપર રચાએલું હોય છે ત્યારે તે નબળાઓને મદદરૂપ નીવડે છે અને તેમને ચઢાવે છે, પણ જ્યારે તે અંતરના ઊંડાણમાંથી આવતા નાદથી પાવન થએલી બુદ્ધિની માગણીને સંતોષવાની ના પાડી તેની જગા જ રોકી દેવા માગે છે ત્યારે તે માણસને પાડે છે

# જ્ઞાતિભોજન

**આ** માસ વિવાહનો છે. વિવાહને અંગે જ્ઞાતિભોજન વગેરે ભારે ખર્ચ કરવામા આવે છે. જેની પાસે પૈસો છે તે જ્ઞાતિભોજન આદિ ખર્ચ ન કરે એમ કહેવું તો વધારે પડતું ગણાશે. પણ એવા ભોજન ફરજિયાત થઇ પડયા છે તેથી કુટુંબને તેનો બોજો અસહ્ય થઇ ગયો છે. આવાં ભોજનો મરજિયાત થવા જોઇએ, એટલું જ નહિ પણ ધનિક કુટુંબોએ પોતે સંયમ પાળી દાખલો બેસાડવો જોઇએ. બચતાં નાણાનો ઉપયોગ જો શિક્ષણને સારૂ કે બીજા સમાજોન્નતિમાં

કોમોમા થાય તો તેથી તે જ્ઞાતિને અને એ રીતે આખી પ્રજાને લાભ થાય. વિવાહ સમયે જ્ઞાતિભોજનની પ્રથા બંધ કરવી માત્ર ઇષ્ટ છે. મરણાંતે થતા જ્ઞાતિભોજન બંધ કરવાં આવશ્યક છે મરણાંતે અપાતા જ્ઞાતિભોજનને હું તો પાપ રૂપ દેખું છું. એ ભોજનમા કશુ રહસ્ય જોતો નથી. ભોજન એ આનંદનો પ્રસંગ મનાયો છે મરણ શોકનો પ્રસંગ છે. તે વેળા ભોજન કેમ અપાય એ ન સમજી શકાય એવી વાત છે. સર ચિનુભાઇના સ્વર્ગવાસ પછી જે ભોજન અપાયું હતું તેની બેઠકમા મેં સ્વર્ગસ્થના માનને ખાતર મારી હાજરી ભરી હતી. તે વખતનો દેખાવ અને તે વખતે થએલો જમનારી જુદી જુદી નાતો વચ્ચેનો ઝગડો, જમનારાઓનો સ્વેચ્છાચાર વગેરે આજ પણ મારી આંખ આગળ તરી રહ્યા છે. એમા કયાયે મેં મરનારને વિષે આદર ન ભાળ્યો. શોકને તો ત્યાં સ્થાન જ કયાથી હોય? આવા સુધારાને પણ વખત જોઇએ છે. એ રૂઢિનું બળ ને આપણી શિથિલતા સૂચવે છે. આવો સુધારો મહાજન ન કરે તોપણ વ્યકિત તો કરી શકે છે. મહાજનની આજની સ્થિતિ દયાનજક છે. તેઓ ઘણી વેળા સુધારા ઇચ્છે પણ કરતા ડરે. હિંમતવાન વ્યકિતઓ પહેલ કરી સુધારા ઇચ્છનાર મહાજનને બળ આપે છે ને સુધારાનું દ્વાર ઉઘાડે છે.

# દહાડો અથવા કારજ

એક ભાઇ પોતાની ઉપર આવેલું એક ધર્મસંકટ વર્ણવે છે. તેમના માતુશ્રીના સ્વર્ગવાસ પછી જ્ઞાતિભોજન આપવાનો આગ્રહ તેમને નાતીલાઓ કરી રહ્યા છે. પોતાને તેને વિષે શ્રદ્ધા નથી. એવા ભોજનોથી નુકશાન છે એમ માને છે. બીજી તરફથી જો કારજ ન કરે તો નાતીલાનું મન દુખાય છે. આવે સંકટ સમયે શું કરવું એ સવાલ છે. સમાજમાંથી પુરાણા દોષો કાઢવા હોય ત્યારે પહેલ કરનારને આવા ધર્મસંકટો આવ્યાં

જ કરે છે. વિનય અને દઢતા એ બે શસ્ત્રો તે વખતે ઉપયોગી થઈ પડે છે. વિરોધીઓનો વિરોધ વિનયપૂર્વક સહન કરવો ને દઢતાપૂર્વક પોતાના નિશ્ચયને વળગી રહેવું નાતીલાઓને રાજી રાખવાને સારૂ પણ આપણે અધર્મ ન આચરીએ મરણ પાછળ દાન કરવાનો રિવાજ સાર્વજનિક જણાય છે જો દાનના ઇરાદાથી નહિ તોયે આપણને કોઇ કંજૂસ અથવા નાતના અભિપ્રાયને વિષે બેદરકાર ન ગણે તેટલા સારૂ આપણે જ્ઞાતિભોજનમા જેટલુ ખરચ થવાનો સંભવ હોય તેટલો કે તેથી વધારે પૈસો નાતના છોકરાછોકરીઓને કેળવણી આપવામા જ વાપરીએ તો પૂરો અર્થ સરે. મિથ્યાભિમાનથી કે ડરથી આપણે જે પૈસા વિવાહ, મરણ, ઇત્યાદિ પ્રસંગો પર વાપરીએ છીએ તે બધા અથવા તેમાનો ઘણો ભાગ બચાવતા શીખીએ તો હમેશા પૈસાની ભીડનો સવાલ આપણી સમક્ષ આવ્યા કરે છે તે ન હોય. પણ દેવ જાણે એ કેવી માયા છે, જ્ઞાની પણ તેવે પ્રસંગે પામર બની, જ્ઞાન ભૂલી, કરજ કરીને કારજ કર્યે જાય છે! પણ આ ખાદીની સાદાઇના જમાનામા એવા ખરચોથી આપણે સહુ બચી જઇ શકીએ છીએ.

# રોટીબેટી

જ્ઞાતિભોજનની અટકાયત કરતા પણ કદાચ વધા અગત્યનો સવાલ જ્ઞાતિઓ વચ્ચે બેટીવ્યવહારને ઉત્તેજ આપવાનો છે. વર્ણાશ્રમ આવશ્યક છે, પણ અનેક પેટાવર્ણો હાનિકારક છે. જ્યાં ભાણાવ્યવહાર ત્યા બેટીવ્યવહાર હોવે જોઈએ એ વિષે બે મત નથી એમ કહી શકાય. એવા વિવાહ ઠીક સંખ્યામાં થયા છે એમ પણ જોવામાં આવે છે. એ સુધારો હવે ન રોકી શકાય એવો છે. એટલે શાણા મહાજ આવા સુધારાને ઉત્તેજન આપે એ બહુ જરૂરનું છે. કાળ રુચે તેના કરતા વધારે અંકુશ મહાજન મૂકે તો તેમને માનભંગ થવાનો સંભવ છે. સુધારકોને શોભે છે કે આવે સુધારો મહાજનની ઉપરવટ થઈને કરવો પડે તો તેમણે તેમ વિનય વાપરવો. એવા સુધારકો પણ જાણ્યા છે કે જેઓ મહાજનને તુચ્છ ગણી તેમને પોતાથી બને તેટલું કરી લેવ સિસકારે છે. એવી ઉદ્ધતાઈ કરવાથી સુધારો થતો અટકે ને જ્યા મહાજન છેક નબળું પડી ગયું હોય ને તેથી દ અશક્ત બને છે ત્યા સુધારક, સુધારક મટી સ્વેચ્છાચારી બ છે. સ્વેચ્છાચાર એ સુધારો નથી. તેથી સમાજ ચઢતો નથી પણ પડે છે.

## ત્રણ પ્રસંગો

સત્યાગ્રહાશ્રમને અંગે વિવાહપ્રસંગ આવ્યો તેથી આશ્રમમાં થએલ વિવાહ અને બહાર થતા વિવાહની સાથે સહેજે મારાથી મુકાબલો થઇ ગયો છે. અને તેથી ઉત્પન્ન થતા કેટલાક વિચારો વાચનારની સમક્ષ મૂકવાની હું છૂટ લઉં છું.

ઇમામસાહેબ અબ્દુલ કાદર બાવાઝીર એક ખાનદાન કુટુંબના ચુસ્ત મુસલમાન છે. તેમના પિતાશ્રી મુંબઇની જુમા મસ્જીદના કેટલાય વર્ષો સુધી મુઅઝ્ઝમ હતા. ઇમામસાહેબ ઘણા વર્ષો થયાં મારી સાથે જ રહેતા આવેલા છે. જેલમા પણ મારી સાથે જ હતા. જેલના અનુભવ ઉપરથી તેમનો પોતાનો વેપાર ઉપરથી લોભ ઉતર્યો અને તેઓ કુટુંબ સહિત મારી સાથે જ ફિનિક્સમા રહેવા લાગ્યા. ફિનિક્સમા મજૂરી કરવાની હતી. ઇમામસાહેબે કોઇ દિવસ મજૂરી નહિ કરેલી, છતાં ફિનિક્સમાં તેઓ મજૂરી કરવા લાગ્યા. ફિનિક્સમા 'ઇન્ડિયન ઓપીનિયન' નીકળતું હતું તેથી તેઓએ છાપખાનામા બીબાં ગોઠવનારનુ પણ કામ શીખી લીધું.

આ ઇમામસાહેબને બે દીકરી છે તેઓ મારી સાથે સગા ભાઇની જેમ રહ્યા છે અને અમે બન્નેએ એકબીજાના ધર્મને પૂરેપૂરૂં માન આપ્યુ છે, તેથી અમે જૂદા ધર્મના છીએ એનુ દુ:ખ થયુ જ નથી. એઓ પોતાની નિમાજ પઢે ને હિન્દુ પોતાની ધર્મક્રિયા કરે તેમા એકબીજાએ ખોટુ જોયું નથી, એટલું જ નહિ પણ એ જ યથાર્થ માન્યું છે

હવે તેમની મોટી દીકરી બહેન ફાતમાના વિવાહનો પ્રસંગ આવ્યો. અમે બન્નેએ મસલતો કરી. ફાતમા વીસ વર્ષ ઉપરની ડાહી છોકરી છે. તેની સાથે અને ઇમામસાહેબની સાથે મસલત કરીને અમે આશ્રમને છાજે, અમારી ગરીબીને છાજે તેવા વિવાહ કરવાનો નિશ્ચય કર્યો વરઘોડો, વાજીંત્રાદિ તમામ આડંબરો બંધ રાખ્યા, જમણ બંધ રાખ્યા. વિદ્યાર્થીઓ પોતાના બ્રહ્મચર્યનો મહિમા સમજી શકે તેથી તેઓની સાથે પણ વાતચીત કરી તેઓને વિવાહમા ભાગ નહિ લેવાનું ઠરાવ્યુ. ઇમામસાહેબના અને વરરાજા ભાઇ સૈયદહુસેન ઉરેઝીના સગાને અને જેઓ આશ્રમની સાથે સંબંધ રાખનાર છે તેઓને આશીર્વાદ દેવા આવવાનુ આમંત્રણ કર્યુ તેઓની આગળ ઘેર બનાવેલું શરબત અને સુકોલીલો મેવો ધર્યો. બત્તીમા હાંડી સિવાય કંઇ જ નહિ રાખ્યુ.

વિવાહની ક્રિયા બે કલાક ચાલી, તેમા અરધો કલાક મોલુદ શરીફમા એટલે મંગળાચરણમા, પેગમ્બર સાહેબનુ જીવનચરિત્ર અરબીમા પઢવામા ગયો. પછી કાજી સાહેબે સાક્ષીઓ સમક્ષ નિકાહનામું લખ્યુ અને મુબઇની જુમા મસ્જીદના ખતીબસાહેબ અબદુલ મુનીમ બાગઝાદાએ પઢાવ્યું. તેમા સહીઓ થઇ, તેમા વિસેક મીનીટ ગઇ. પછી ફાતેહા,

એટલે ઇશ્વરનો પાડ. ત્યાર બાદ શરબત અને મેવો તથા વરરાજાના આવેલા મુરબ્બીઓને નમન કરવાનું. વરરાજાનો પોશાક સાદો હતો. સાંજના સાડા છ વાગે કાર્ય શરૂ થયું, ને સાડા આઠ વાગે પૂરૂં થયું. ત્યારબાદ બહેન પ્રાતમાએ આશ્રમમા વિદ્યાર્થીઓની મુલાકાત લીધી. આ દેખાવ કરુણાજનક હતો. તેની સાથે ભણનારા વિદ્યાર્થીઓ, તેની સાથે રહેનાર ભાઇબહેનોની સાથે વિયોગનો સમય આવ્યો જાણી તે રોવા લાગી. તેની ફરજ આશ્રમનું શિક્ષણ તેના સાસરામાં લઇ જવાની છે એનું તેને સ્મરણ કરાવવામા આવ્યું. તેનું કાર્ય પોતાના નવા ઘરમા સત્યનો, દયાનો, સ્વદેશીનો, દેશસેવાનો, સાદાઇનો પ્રચાર કરવાનુ છે એમ તે સમજી. આમ આ વિવાહનું કાર્ય બે અઢી કલાકમા ઉકલી ગયુ.

બીજે દિવસે સવારે હું શહેરમાં ગયો. ત્યા ફુલેકા પાર વિનાના જોયા. ચિત્રવિચિત્ર પોશાક પહેરેલા વાજાવાળા પોતાના અવાજોથી કાન બહેરા કરી રહ્યા હતા. બાળકો અને જુવાનિયા અસહ્ય તાપમા ઘરેણા અને મખમલના પોશાકમા લદાએલા પસીનાથી નીતરી રહ્યા હતા વરરાજા ફુલવાડીમા ઢંકાઈ ગયા હતા. આમા મેં ન જોયો ધર્મ, ન જોયો ખરો આનંદ, ન જોયો ખરો વૈભવ. જો વાજાં રાખવા તો શા સારૂ આપણે પશ્ચિમની બેહુદી નકલ કરીએ? પશ્ચિમની જ નકલ કરવી હોય તો તેનું અસલનું તપાસીને જ લઇએ. આપણે જે બેંડો વગાડીએ છીએ તેમા જરાયે માધુર્ય નથી, સંગીત નથી એમ સામાન્ય સંગીત જાણનાર પણ કહેશે. વરઘોડો કાઢીએ તો દેશની હવાને છાજતો પોશાક કેમ ન રાખીએ? જવાહીર પહેરાવવા હોય તો કેમ તેમાં કંઇકે કળા કે વિવેકનો ઉપયોગ

ન કરીએ? જો ગીત ગવડાવવા છે તો સ્ત્રીઓને કેમ ગીત ગાતાં ન શીખવીએ?

મારી ફરિયાદ ધામધૂમ સામે નથી જેની પાસે પૈસો છે, જેની પાસે બીજો આદર્શ નથી એ ધામધૂમ કરશે. એને પૈસો વાપરવાનો અવકાશ જોઇએ પણ આપણી ધામધૂમોમા વિવેક, વિચાર, મર્યાદા, કળા, ઉન્નતિ જોવા ઇચ્છું છું. આપણા વિવાહની ઢબમા ફેરફારો થએલા તો જોઉં છું, પણ તે ફેરફારો ઘણા તો વગર વિચારે થએલા જોવામાં આવે છે. આડંબર ઘટવાને બદલે વધ્યો છે, ખર્ચ ઘટવાને બદલે વધ્યો છે. વિવાહ એક ધાર્મિક ક્રિયા પણ છે, એ તો ભૂલાઇ જવાયું છે. સારા કુટુંબો વિચારપૂર્વક ફેરફારો કરે તો જરૂર બીજાઓ ઝીલી લે એવી મારી માન્યતા છે. પ્રજાજીવન જો આગળ વધવાનું હશે તો આપણે તે જીવનના સઘળા પાસાં તપાસવા પડશે.

આપણી ઉપર એક આરોપ છે; તેમા કંઇક સત્ય છે. આપણે દેખાવ બહુ કરીએ છીએ. ખરા આનંદને બદલે આનંદનો દેખાવ કરીએ છીએ, ખરા શોકને બદલે શોકનો દેખાવ કરીએ છીએ.

અમદાવાદ છોડી હું મુબઈ ગયો. ત્યાં જે બંગલામા હું રહેતો હતો ત્યા બીજા ભાડુતો રહેતા હતા. તેઓમાં એક મરણ થયું, વખત બાર વાગ્યાનો હતો. એકાએક કોલાહલ મચી રહ્યો. રોકકળ શરૂ થઇ. બચ્ચાના, બૈરાંના, મરદના અવાજ સાથે ઉપડયા. આ રોણું રાતના નવ દસ વાગ્યા સુધી ચાલ્યું. બીજાં બૈરાં આવ્યા તેમણે પણ છાતી કૂટવાનું ને રોવાનું શરૂ કર્યું. આ રોવાકૂટવામાં મોટે ભાગે દેખાવ

માત્ર હતો. આમા ધર્મ તો નથી જ. મૂએલાની પાછળ રોવાની આપણા ધર્મમા મનાઇ છે. બીજા ધર્મમાં તો રોતા જ નથી. ઉપરના રોવામા પાડોશી તરફનો ધર્મ તો ભૂલાઇ જ જવાય છે. પાસે માંદા હશે, પાસેના ઘરમા વિવાહ હશે એ વિચાર તો કરાય જ કેમ? રોવું અને ઊંચેથી રોવું એ રિવાજ છે. ન રોઇએ તો આપણને કોઇ વગોવશે વાસ્તે રોવું, વાસ્તે કુટવું આ ન્યાય છે અને આ ન્યાય કંઇ ગરીબોનો કે અભણોનો નથી. સારા કુટુંબોમા આ ન્યાય પ્રવર્તે છે. આ કુટેવ, આ પાપ કેમ મટે?

ફાતમાના લગ્ન પછી તુરત જ એ કડવા અનુભવ મળ્યા તેની સરખામણી ઉપરના (મને લગતા) ભવ્ય અનુભવની સાથે કર્યા વિના ન રહેવાયું. વાચનારને તે વિચારોની ભેટ કરૂં છું તે એવી આશાએ કે આપણે આપણા જીવનને સૂક્ષ્મ રીતે તપાસીએ અને જે જે બદી હોય તે તે કાઢીએ.

## ચાર વિવાહ

વખત ન હોવાને લીધે મારી દેખરેખ નીચે અને કહીએ તો મારે જ હાથે ત્રણ વિવાહ આશ્રમની ભૂમિ પર દાક્તર પ્રાણજીવનદાસ મહેતાના બંગલામા થયા તેને વિષે હુ ઇચ્છા છતા આજ લગી કંઇ લખી શક્યો નથી. પણ તે જાણવા યોગ્ય હોવાથી તેની નોધ અહી લઉ છુ. કોઇના પણ વિવાહ કરવાનું કે તેમા ભાગ લેવાનું કે તેને ઉત્તેજન આપવાનું મારૂં કામ નથી વળી આશ્રમની ભૂમિ પર વિવાહ થાય એ આશ્રમના આદર્શની સાથે બળતી વસ્તુ ન ગણાય. મારો ધર્મ બ્રહ્મચર્યનું પાલન કરવા કરાવવાનો રહ્યો છે વળી આ કાળને હુ આપત્તિકાળ ગણું છું તેવે સમયે વિવાહ થાય કે પ્રજાવૃદ્ધિ થાય એ અનિષ્ટ સમજુ છું. આવે કઠિન સમયે સમજુ મનુષ્યોનું કાર્ય ભોગો ઓછા કરવાનું ને ત્યાગવૃત્તિ વધારવાનું હોવું જોઇએ.

આ તો એક પક્ષ થયો. મારી ઇચ્છા અને આદર્શ એક વસ્તુ છે. પણ જે અનિવાર્ય હોય તેમ જ સર્વાંગે અનિષ્ટ ન હોય તેવા કાર્યમા સંયમધર્મનું કે ખાદીપ્રચારનું વિશેષ પાલન થાય તો હુ ભાગ લઉં, એને અનુચિત ન ગણું ને કેટલેક પ્રસંગે ઉચિત પણ માનુ.

આ ત્રણ લગ્ન એ પંક્તિના હતા એવી જાતના બે લગ્ન તો મેં પ્રથમ ઉજવેલા. તે મારી સાથે રહેતા અને મને સગા ભાઇ સમાન ઇમામસાહેબની બે દીકરીઓના. તેમને હું મારી જ દીકરીઓ ગણતો આવેલો છું એક બહેન ફાતમા તો વિવાહીત થયા પછી થોડે જ વર્ષે મૃત્યુને વશ થઇ. બીજી બહેન અમીના એ બન્નેના લગ્ન તેઓની ઇચ્છા થતા કરવા ઇમામસાહેબ તેમજ હું બંધાએલા હતા તેમા જેટલી સાદાઇ દાખલ કરી શકાય તેટલી કરી હતી. બન્નેના લગ્નમા ખાદી તો વરકન્યા બન્નેને સારૂ હતી જ. અંગત મિત્રો સિવાય કોઇને નોતરવામા નહોતા આવ્યા. આ વખતના ત્રણ વિવાહમા એક આશ્રમમા જ ઉછરેલી બાળાના હતા. બીજા શ્રી૦ વલ્લભભાઇના પુત્રના. ત્રીજા દાકતર મહેતાના પુત્રના. ત્રણે લગ્ન દિવસના ઉજવ્યા ને એક જ દિવસમા ઉકેલવામા આવ્યા. લગ્નમા બન્ને પક્ષ તરફથી કેવળ ખાદી જ હતી. લગ્નની ક્રિયામા ઢોલ, શરણાઇ, જમણ, ઇ૦ કંઇ જ નહોતા. નહોતી કંકોત્રી ને નહોતી જાન. સાક્ષીરૂપે કેટલાક મિત્રો આવ્યા હતા. તેમને સારૂ શરબત સરખું પણ ઇરાદાપૂર્વક રાખવામા નહોતું આવ્યુ

લગ્નની વિધિમા ધર્મની એક પણ ક્રિયાનો ત્યાગ નહોતો કરવામા આવ્યો, એટલું જ નહિ પણ પ્રતિજ્ઞાઓ લેવાની

હતી. તે વરકન્યા બન્નેને ગુજરાતીમા પૂરી સમજાવવામા આવી હતી. વરકન્યા ને કન્યાદાન દેનાર વડીલોએ વિધિયુક્ત ઉપવાસ પાળ્યા હતા. આમ વિવાહ હિંદુધર્મમા સંયમ અર્થે છે, ભોગ અર્થે નહિ એનું દર્શન દુનિયાની મુસાફરીમા પ્રવેશ કરનાર દંપતીને કરાવવામા આવ્યું હતું છેવટે આશ્રમની ઇશ્વરપ્રાર્થના વડે બન્નેને આશીર્વાદ આપી વિધિ સમાપ્ત કરવામા આવ્યો હતો

આ ત્રણ લગ્નમા એકની નોંધ હજુ કઇ વિશેષ લેવાની બાકી રહે છે. શ્રી૦ વલ્લભભાઇના પુત્ર ચિ૦ ડાહ્યાભાઇ તથા શ્રી૦ કાશીભાઇની દીકરી ચિ૦ યશોદાનાં તો સ્વેચ્છાએ થએલા લગ્ન ગણાય. બન્નેએ એકબીજાને શોધ્યા ને પોતાની ઇચ્છાએ, પણ વડીલોની આજ્ઞા લઇ વિવાહનો નિશ્ચય કર્યો. બન્નેની ઇચ્છા તો સાથે મળી કેવળ દેશસેવા જ કરવાની છે. એ જુવાનીનો મનોરથ ક્યા સુધી ટકી રહેશે એ તો હવે પછી જ માલમ પડશે. પાટીદાર કોમને સારૂ આ આદર્શ લગ્ન કહી શકાય. બન્ને જાણીતા કુટુબ અને શ્રી૦ કાશીભાઇ ખર્ચ કરવા ધારે તો કરી શકે તેમ હતા. છતા ઇરાદાપૂર્વક વિના ખર્ચે લગ્ન કરવાનો તેમણે નિશ્ચય કર્યો ને કેટલેક અશે તેમના નાતીલાઓનો રોષ વહોરી લીધો. મારી ઉમેદ તો એવી છે કે એવાં લગ્ન બીજા પાટીદારો કરે ને બીજી નાતો પણ કરે ને ઘણા ખર્ચના બોજામાથી નીકળી જાય. તેમ કરે તો ગરીબોને શાન્તિ થાય ને ધનિક પોતાની ઇચ્છાનુસાર દેશસેવાના કહો કે ધર્મના કાર્યમા દ્રવ્ય વાપરે.

ચોથા લગ્ન શ્રી૦ દેવચંદભાઇની દીકરીના ગુજરાત વિદ્યાપીઠવાળા ભાઇ ત્રીકમલાલ શાહની સાથે જેતપુરમાં થયાં.

ત્યાં અત્યંત સાદાઇ જ રખાવાની છે ખાદી સિવાય બીજું તો કંઇ હશે જ નહિ એવું બતાવવાના ઇરાદાથી ને વરવધૂને મારા આશીર્વાદ મળે એવા હેતુથી શ્રી० દેવચંદભાઇએ મને આવવાનો આગ્રહ કર્યો. તેમના નિર્મળ આગ્રહને વશ થઇ હું ત્યાં હાજર રહ્યો. અહીં શ્રી० દેવજીભાઇના કુટુંબે નોતરેલા ઘણા સ્ત્રીપુરુષો હતાં. ભાઇ ત્રીકમલાલનો નિશ્ચય હતો કે જો તુલસીને પાને યોગ્ય કન્યા મળે તો જ વિવાહ કરવો. તેમનો એ નિશ્ચય પાર પડ્યો. વિવાહની સમાપ્તિ અંત્યજવાડે કન્યાને હાથે અંત્યજ બાળકોને ખાદીના વસ્ત્રનું દાન અપાઇને થઇ. આ વિવાહમાં પણ વાજીંત્ર, ફટાણાં, ઇત્યાદિનો સંપૂર્ણ ત્યાગ હતો. કાઠિયાવાડના મહાજનો આવી સાદાઇથી રોષે ન ભરાતા તેને સ્તુત્ય ગણી તેનો પ્રચાર કરે એવી મારી તેઓ પ્રત્યે વિનતી છે મોટા જમણવારોનો યુગ ગયો ગણવો જોઇએ. યુગે યુગે કેટલાક આચાર બદલાવા જ જોઇએ. શિયાળાનાં વસ્ત્ર જેમ ઉનાળામા નિરુપયોગી બને છે તેમ એક યુગના રિવાજો બીજા યુગમા કેટલીક વેળા નિરુપયોગી ને હાનિકારક થઇ પડે છે.

# લગ્નના વરઘોડા

**આ** વિષે એક વિદુષી બહેને કાગળ લખ્યો છે તેમાંથી નીચેનો ભાગ અગત્યનો સમજી 'નવજીવન'ના વાચનારની આગળ મૂકું છું.

"તા ૯મીના 'નવજીવન'માં બહેન ફાતમાના લગ્નની હકીકતમાં હાલમાં ચાલતા લગ્નસમારંભો વિષે જે ટીકા આપે કરી છે તે વાંચી અત્યંત સંતોષ થયો છે અમદાવાદ શહેરમાં આ સાલ હજારો લગ્ન થયાં છે અને તે પાછળ બે કરોડ રૂપિયા (હું ધારું છું કે હું ઓછો અડસટ્ટો કરું છું) ખર્ચાઈ ગયા છે તે બધા ખરચનારા શ્રીમંત નથી હોતા; અને ચાલતા આવેલા રિવાજને લીધે તેમજ દેખાદેખીની સ્પર્ધામાં ગરીબો દેવાં કરીને પણ તણાયા છે એ સર્વવિદિત છે. લગ્નસમારંભોમાં [illegible]ના શ્રીમંત લોકો ભલે ખરચે, પણ તેની કાંઈ હદ હોવી જોઈએ, તેમજ તેમાં વિવેક અને કળાનું ધ્યાન આપ લખો છો તેમ રાખવું જ જોઈએ શ્રીમંતોની પૂંઠે ગરીબો તણાય છે અને તેમનાં છોકરાં દેવાં ભરતાં કેમે ઊંચાં આવતાં નથી. ફુલેકાં, જમણવારો એ સર્વમાં આનંદ કે શોભા કશું જોવાતું નથી પરણનાર છોકરાછોકરીને હસનીય દેખાવો કરવા પડે છે તે ખરે તેમને માટે

દયા ઉપજાવે તેવું હોય છે આવા ગંભીર, પવિત્ર અને ઉલ્લાસમય પ્રસંગોને ધાંધળિયા, હાસ્યાસ્પદ અને ત્રાસમય બનાવવામા શું હાંસલ થાય છે તે સમજાતુ નથી. ઘરનાં સ્ત્રીપુરૂષો તાપઉજાગરાથી હેરાન થાય, બીજાંને તેમ કરવા આગ્રહ કરે અને પાછળથી પૈસાની તાણમાં દુઃખી થાય એ આપણા લગ્નનું સ્વરૂપ છે ધાર્મિક ક્રિયાનું મહત્ત્વ જતુ રહ્યુ છે ગંભીર જવાબદારીનું તત્ત્વ કોઇ જાણતું જ નથી અને સૌંદર્યનું ખૂન થાય તેવા પોશાકો તથા રચનાઓથી જોનારનું હૃદય ખિન્ન થઈ જાય છે આ ગરીબ દેશને આવું કેમ પોષાય ? આપણાં બાળકો બ્રહ્મચર્યનો મહિમા કેમ સમજે ? આ દેશમાંથી જતી રહેલી કળા અને સંસ્કૃતિ કેમ પાછી આવે ? આવા વિચારો સહજ ઉદ્‌ભવે છે.

"જે સ્ત્રીઓ લગ્ન મહાલવા અને લ્હાણા લેવા ઘેલી થાય છે, તેઓ જ બિચારી તેના ત્રાસથી કંટાળી જાય છે તાપતડકો અને ખાવાપીવાની અવ્યવસ્થા તેમજ વખત બેવખત બહાર જવાનું હોવાથી ધાવણા બાળકો તરફ કેવળ દુર્લક્ષ થઇ તેવાં કેટલાંક બાળકોનો ભોગ અપાય છે એ પણ જાણીતી વાત છે

"આપના લખવાથી ઘણાકને ધડો મળશે તેવી આશા છે. ઘરમા અમે આ બાબત ચર્ચા કરી રહ્યાં હતા ને આપનો લેખ વાચી સર્વે ઘણા જ પ્રસન્ન થયા છીએ

"સંસારના લગ્ન સરખા એક મહાન પ્રસંગને સૌમ્ય, શાન્ત, ગંભીર સ્વરૂપે સમજી સ્નેહ અને ઉલ્લાસ તથા આનંદ પ્રદર્શિત કરવા માટે કોઇને વાંધો નથી. પરંતુ આ તો વિપરીતતાની સીમા છે દેશી ભાઇઓને પ્રભુ સદ્‌બુદ્ધિ આપે અને દેશની ખરી જરૂરિયાતો તેમજ આપણી ખામીઓનું તેમને ભાન કરાવે એવી તેના પ્રત્યે માગણી છે "

આ કાગળ આપવાનો હેતુ એ છે કે જે વિષય ચર્ચવાની મેં હિંમત કરી છે તે વિષય ઉપર લોકો વિચાર કરતા થઇ

જાય અને કંઇક પણ તેનો અમલ કરે. આવા લોકોપયોગી સુધારાની બાબતમા આપણે કેવળ સારા વિચારો ધરાવીને સંતુષ્ટ નથી રહી શકતા. પણ જે રિવાજ હાનિકારક લાગે તેનો આપણે તુરત નિકાલ કરવાની ટેવ પાડવી ઘટે છે. વડોદરા તરફથી મારી પાસે ઘણા માણસો આવી ગયા અને પાટીદારોમા આ વર્ષ વિવાહનું હોવાથી બાળકો અને બાળકીઓને પણ પરણાવવાની જે કુટેવ છે તેની બંધી ગાયકવાડ સરકાર તરફથી થએલી હોવાથી મજકુર ભાઇઓ એ મનાઇ ખેંચી લેવાય એવી સલાહ માગવા આવ્યા. જ્યારે તેઓને કહ્યું કે જો મારા હાથમા ગાયકવાડ સરકારની સત્તા હોય તો તે નાજુક બાળક કે બાળકીને પરણાવનારાની સામે હું તો એવો સત્યાગ્રહ કરૂં કે તેઓ ગાયકવાડી રાજ્યમા રહી પણ ન શકે. મારો આ વિનોદ આ ભાઈઓ સમજી શક્યા અને મારી મદદનો વિચાર તો છોડી દીધો, એટલુ જ નહિ પણ બાળલગ્ન જે ઘર ઘાલી રહ્યાં છે તે કઇ રીતે નીકળી શકે તે ચર્ચા કરવા લાગી ગયા. મેં તેમને કહ્યું કે બીજી નાતોને દરેક વર્ષે લગ્નની વેળા આવી શકે અને પાટીદારને જ ન આવે એવું ઊંધુ શાસ્ત્ર હોય નહિ. આવી બાબતમા સલાહની પણ જરૂર ન હોય. જેની ઇચ્છા થાય તે પોતાની છોકરીના લગ્નને રોકી શકે છે. અને દરેક વર્ષ જેમ બીજાઓને સારૂ લગ્ન કરવા છૂટું હોય છે તેમ તેઓએ પણ સમજી જવું જોઇએ. ત્યારે તેઓએ કહ્યું કે જો અમે અમારી દીકરીને આ વેળા પરણાવ્યા વિના રાખીએ તો અમને યોગ્ય વર ન મળી શકે. એમ કેટલાક રિવાજો ખરાબ હોય છતા તેની સામે થવું મુશ્કેલ થઇ પડે છે. મેં તેઓને જવાબ આપ્યો કે

આવા દુષ્ટ રિવાજોને સામે થનાર એક માણસ નીકળે તો તેનો બીજો સાથી મળ્યા વિના તો રહેતો નથી અને કેટલાક પાટીદારો જેઓએ પોતાની દીકરીને મોટી થવા દીધેલી છે તેઓનુ દષ્ટાંત મેં આ ભાઈઓને આપ્યું અને છેવટે કહ્યું કે જેને અમુક વસ્તુની યોગ્યતા વિષે ખાત્રી થઈ છે એ માણસ ગમે તેવું જોખમ માથે ઊઠાવે. દીકરીના સબંધમાં તો ભારેમા ભારે જોખમ એ ઊઠાવવાનું રહ્યું કે દીકરી મોટી ઉમ્મરની થતા સુધી પણ પરણ્યા વિનાની રહી જાય આમા હુ તો કઈ મુશ્કેલી જોઇ જ શકું નહિ. જે કન્યાએ વિવેકી કેળવણી લીધી છે તેને સયમ પાળવામા કશીયે મુશ્કેલી નથી હોતી એવું મેં અનુભવ્યુ છે. તે અનુભવ આ ભાઈઓની પાસે મેં રજુ કર્યો. તેઓ વિદાય થયા. છેવટે શુ કર્યુ એની મને ખબર નથી. પણ આ દષ્ટાત રિવાજનું કેટલુ બળ છે એ આપણને બતાવે છે. એવું છતા જ્યા સુધી આપણે એ બળની સામે પુરુષાર્થ ન કરીએ ત્યા સુધી પ્રજાનુ હનન કરનારા દુષ્ટ રિવાજો આપણે દૂર નથી કરી શકવાના.

પણ હું તો વરઘોડા ઉપરથી કજોડાની વાત ઉપર ચઢી ગયો. બાળકીઓને બચાવવામા પાટીદારોને જેટલી મુશ્કેલી આવે તેટલી સામાન્ય માણસને જૂઠા આડંબરવાળા વરઘોડામાથી છૂટતા તો ન આવી શકે. કોઈની પણ રાહ જોયા વિના જેને વરઘોડાનો કંટાળો આવે તે પોતે તો તુરત સુધારો કરી નાખશે તો આપણે આ અને એવા અનેક પ્રાણઘાતક પ્રપચો-માથી અલ્પ પ્રયાસથી છૂટી જઈશું.

## પવિત્રતાની હદ

ખાદીની પવિત્રતા કેવળ તેના સ્વદેશીપણામા જ રહેલી છે એમ હું ઘણી વેળા દર્શાવી ગયો છું. ઘઉં પવિત્ર અન્ન છે પણ તે સંન્યાસી ખાય છે તેમ જ ચોર પણ ખાય છે. એ જ રીતે પવિત્ર ખાદી પાખંડી પણ પહેરે અને પુણ્યવાન પણ પહેરે જે હિંદુસ્તાનના શરીરનો ધર્મ છે ને જે છોડે તે ભૂલ કરે ને હિન્દુસ્તાનને નુકસાન કરે. આ સન્ધિકાળમાં ખાદીને વિષે બીજા ગુણોનું આરોપણ થાય છે ને પાખંડીઓ ખાદી પહેરીને પોતાના પાખંડને પોષે છે, એ ખરૂ છે. એવું લાંબો કાળ નહિ ચાલે. જ્યારે ખાદીનો પહેરવેશ એ આપણો સહજ ધર્મ થઇ જશે ત્યારે તેની જે કિંમત હશે તે જ અંકાશે. જેઓ ખાદી પહેરવાનો ને ઉત્પન્ન કરવાનો ધર્મ સમજ્યા છે, તેઓ ખાદીનો કોઇ સ્થળે દુરુપયોગ થતો જોશે છતા પોતાનો ને પહેરવાનો ધર્મ હરગિજ નહિ છોડે.

કેટલાક ધર્મસંકટ જેવા લાગતા પ્રશ્નો એક મિત્ર ઉઠાવ્યા છે ને સમજતા હવે અડચણ નહિ આવે. સદ્ભાગ્ય છે કે

દેશમા હાલ વિવાહમા તેમજ મરણમા ખાદીનો ઉપયોગ આવશ્યક ગણાવા લાગ્યો છે. અમદાવાદમા હાલમા કેટલાક વિવાહ થયા તેમાં ખાદીનો ઉપયોગ બધો નહિ તો મુખ્યત્વે કરવામા આવ્યો હતો. એક વરરાજાએ તો વહુને ખાદીની સાડી પહેરાવવામા ન આવે તો વિવાહ કરવાની ના પાડયાનું સંભળાય છે. સવાલ એ ઊઠયો છે કે શું ખાદીને ઉત્તેજન આપવા ખાતર આપણે અપવાદલાયક વિવાહ હોય ત્યા પણ જવું? ન જઇએ તે દુઃખ લાગવાથી કદાચ આવી જોડી ખાદીનો પણ ત્યાગ કરે તો? આ પ્રશ્નમાં બીરુતા છે. ખાદીનો સ્વીકાર આપણે લાંચ રૂપે તો ન જ લઇએ. દરેક વસ્તુની કિંમત તેના પોતાના ગુણદોષ તોળીને આંકીએ. સાઠ વર્ષનો ડોસો બાર વર્ષની કન્યાને ભગવી ખાદી પહેરી, રુદ્રાક્ષની માળા પહેરી, વિભૂતિ લગાડી વરવા નીકળે તોપણ તેના વિવાહમા તેની ખાદીને ઉત્તેજન આપવા ખાતર કે તેની સાદાઇને વખાણવા ખાતર ન જઇએ. તેમજ પચીસ વર્ષનો જુવાન પોતાની સ્રીનો સ્વર્ગવાસ થતા જ સ્મશાનમા બીજી સ્રીની સાથે સગાઇ કરે ને બીજે દહાડે પરણવા નીકળે તો તેને ત્યા પણ ન જઇએ. ખાદીની ને વિવાહની નીતિ નોખી છે. યોગ્ય વિવાહમા ખાદીનો ઉપયોગ ન થાય તો જેમ આપણે જવાની આનાકાની કરીએ તે જ પ્રમાણે ખાદીથી લદાએલી છતા અયોગ્ય જોડીના વિવાહ ઉજવવા પણ આપણે ન જઇએ.

આ જ પ્રસંગમા એક બીજા મિત્રનો કાગળ છે તેમા તે નિસાસા નાખી લખે છેઃ 'ખાદીનો મહિમા તો જાણ્યો, પણ જ્યાં વિવાહમંડળી ખાદીમય હોય ને બૈરાંઓએ પણ

ખાદી પહેરી હોય છતા તેઓ કાનના કીડા ખરે એવા ફટાણા ગાય ત્યા શું કરવુ? ખાદીને ખાતર ફટાણા સાભળવા કે ખાદીના પોશાક છતા એવા ફટાણાથી કાનને અપવિત્ર થતા અટકાવવા?' આ સવાલ કાઇ જવાબ દેવા સારૂ મે લખ્યો નથી. પૂછનારે જવાબ સારૂ પૂછ્યો નથી. પૂછનારે તો ટીકાને લોભે મારૂ ધ્યાન આ રિવાજ તરફ ખેચ્યુ છે તે કહે છે કે બાળક છોકરીઓને પણ આવી બીભત્સ કેળવણી મળે ત્યા ધર્મરાજ્યની શી આશા રાખવી? પ્રશ્ન દુઃખ ઉપજાવનારો છે. બૈરાઓ એવા બીભત્સ ગીતો ગાય છે ત્યારે તેઓને બીભત્સતાનું ભાગ્યે જ ભાન હશે આવી કુટેવો નથી ગઇ તેને સારૂ પુરુષવર્ગ જ ગુન્હેગાર છે. પુરુષવર્ગે વિચાર જ નથી કર્યો કે પોતાને થએલુ ભાન કે જ્ઞાન સ્ત્રીવર્ગને કરાવે કે આપે. આવી બાબતોમા પુરુષવર્ગ પુષ્કળ સત્યાગ્રહ સહેલથી કરી શકે છે. આ જમાનો જુવાનિયાઓનો છે. તેઓ જો નીતિમાન ને નમ્ર હોય તો આવી ખોડો તુરત દૂર કરી શકે છે. ભણેલી બાળાઓ પણ આવા રિવાજ સામે સત્યાગ્રહ કરી તે દૂર કરી શકે છે. દરેક વાચનાર બહેન આવી વાતો ઉપાડી લઇ તેની સામે થઇ શકે છે. સમજુ ઓરતો આવા કામોમા ભાગ લેવાની જ ના પાડે તો ચાલ તુરત નાબૂદ થાય.

## કજોડાં

કજોડાની ને બીજ ત્રીજ વરની બાબત મુશ્કેલ છે. આ સડો કદાચ કાઠિયાવાડમાં સહુથી વધારે હશે. ગરીબ માબાપો પોતાની છોકરીઓ વેચવા તૈયાર થાય ને વિષયાંધ, ધનવાન લોકો કેવળ પોતાના વિષય પોષવા સારુ પૈસા આપવા તૈયાર થાય અને સમાજ તે વાત સાખી શકે ત્યાં લગી આ સડો દૂર થવો લગભગ અશક્ય છે. સ્વરાજ્યપ્રવૃત્તિમાં ધર્મની જે ઝાંખી થાય છે તેને અંગે પુરુષો પોતાના વિષયને મર્યાદિત કરતા શીખે તો જ સાઠ વર્ષના, ઘરભંગ થયાને બીજે દહાડે પરણતા અટકે. સમાજ જો બીજાના દોષની ચોકી કરવા બેસી જાય તો એ સુધારો નહિ થાય. આવાં દુઃખોનું નિવારણ તિરસ્કારથી નહિ થઇ શકે, માત્ર વિવેકથી, દલીલથી ને દયાથી જ થશે. જે બાપ પોતાની દીકરીને વેચે છે ને જે એક નિર્દોષ બાળાને વેચાતી લે છે તે બન્ને દરદી છે ને દયાપાત્ર છે. આપણે બધા તેવાની ઉપર તિરસ્કાર જ કર્યાં કરશું તો તેઓ પોતાનાં હૃદય કઠોર બનાવી નિર્લજ્જ બનશે. જો આપણે તેઓના દરદનો ઇલાજ કરી તેઓને શરમાવશું તો તેઓ જરૂર મર્યાદા શીખશે. તે તે નાતો આ બાબતનો સુધારો વેળાસર કરી શકે છે. આવા વિવાહમાં વિવેકી ન જ જાય એને હું માત્ર ઇલાજરૂપે નથી જોતો, એ તો ધર્મ થયો. એ ધર્મના પાલનમાંયે દયા હોય, તિરસ્કાર ને અભિમાન નહિ.

# ઘરનો કંકાસ

એક 'અનાવિલ' ભાઇ જેણે પોતાના નામઠામ મને મોકલ્યા છે તે નીચે પ્રમાણે પોતાનું દુઃખ રડે છેઃ

"ગુજરાતમા આખા હિંદુસ્તાનને તપાસતાં ખાદીપ્રચાર ઠીક ઠીક થયા છે એમ કહેવાય; પરંતુ તેમાં પણ જે શરમભરેલી ખામી જોવામા આવે છે તે એ કે ખાસ કરીને સ્ત્રીવર્ગમા તો હજુ ખાદીનો પ્રચાર બિલકુલ જ નથી એમ કહું તો ખોટું નથી નાટકમાં, સીનેમામાં કે લગ્નમા જ્યાં જ્યાં હું જોઉં છુ ત્યાં સ્ત્રીપુરુષોના મેળાવડામા પુરુષો ખાદીના પોશાકમાં જોવામા આવે છે, જ્યારે સ્ત્રીઓના શરીર પર તો માન્ચેસ્ટરનો જ દેખાવ નજરે પડે છે.

"આપને મારા કુટુંબનો અનુભવ જણાવું છું. નાગપુર મહાસભામાંથી આવ્યા પછી મારાં વિલાયતી કપડાં મેં વેડફી નાંખ્યાં, જે બાબતની ખબર મારા ધણિયાણીને થતાં ખરે જ તેઓ દિલગીર થયાં, અને છુપી રીતે ગુસ્સે પણ થયાં. તેમને હું ખાદી પહેરવાને લલચાવી શક્યો. ખાદી પહેરે છે પણ ખરાં; અને આજ ત્રણ વરસ થયાં વિલાયતી કપડાંની ખરીદી પણ કરી નથી; છતાં વિલાયતી કપડાંનો જે અગાઉનો જથ્થો પડ્યો છે તે પહેરવાનું મન થઇ આવે છે અને મારો વિરોધ છતાં લગ્નપ્રસંગે વિલાયતી કપડાં વાપરે પણ ખરાં. જ્યારે હું મારો વિરોધ જાહેર કરૂં ત્યારે અમારાં સગાસ્નેહીઓ તરફથી (પુરુષો અને સ્ત્રીઓ) તેમનો બચાવ કરવામાં આવે છે કે આપણે મરદો ખાદી પહેરીએ છીએ, સ્ત્રીઓ પાસે જે છે તે ભલે પહેરીને નિકાલ કરે. તો હવે મને તેમ જ મારા જેવી હાલતના પુરુષવર્ગને ઘણી જ મૂંઝવણ થયા કરે છે કે સ્ત્રીઓ પાસે આ મોહ કયે રસ્તે છોડાવવો? શું અમારે સત્યાગ્રહ કરવો?

"'નવજીવન' વાચે છે, આપના તરફ પૂજ્યભાવ છે. આપની ભકિતમાં વખત જવે પુરુષો કરતા વધારે તલ્લીન થશે. પરંતુ જો ખોટો મોહ ન છોડાય તો એ ભકિત પણ એળે જાય. આપના ખાદીના સંદેશાથી અમારા કપડાના વાર્ષિક ખર્ચમા ઘણો જ ઘટાડો થયો છે. છેલ્લાં ચાર વરસમા વરસે એક N. N. કવોલીટીની બેંગલોર કૅપ રૂપિયા દસવાળી (એટલે રૂપિયા ચાળીસ)ને બદલે રૂપિયા છની ખાદીની ચોવીસ ટોપી વાપરી એવી જ રીતે ડગલા, પહેરણ, ધોતિયાં, મોજાં વગેરેનો મારો અંગત વાર્ષિક ખર્ચ રૂપિયા ત્રણસોનો હતો તે હવે પચાસથી સાઠનો થયો છે. આવું આવું સમજવા છતાં વિલાયતી કપડાંનો મોહ તેમનાથી છોડાતો નથી અને આવી નબળી મનોવૃત્તિને લઇને જ્યારે લગ્નપ્રસંગે જવા તક મળે છે ત્યારે હું ખાદીના પોશાકમા અને મારાં ધણિયાણી વિલાયતી પોશાકમાં એવું બને છે! આથી અમે ખાદી નહિ પહેરનારા વર્ગના

ટીકાપાત્ર થઇએ છીએ અને તેમાં ખાસ કરીને પુરુષની સ્થિતિ તદ્દન કફોડી હોય છે. અને ખાદીના વિરોધીઓ તેમના ઘરમાં તો ગુલામ જેવા જ હોવા છતાં અમોને ગુલામ તરીકે જુએ છે, અને આખી ચળવળ પર ટીકા કરવા બેસે છે ત્યારે તો મનને એટલું દુઃખ થાય છે કે મન ડામાડોળ થાય છે. તે વખતે છેવટના વિચાર થાય છે કે ઘરમાં અસહકાર કરી દેવો કે શું કરવું? તે વિચારમાં કોઇ સમય ક્લેશ થવા પણ વખત આવી જાય. આવી સ્થિતિમાં સ્ત્રીવર્ગને ખાદીમય કરવા આપની સલાહ શું હોઇ શકે તે માટે આ લાંબો કાગળ લખ્યો છે. આશા છે કે આપના તરફના ખુલાસા પછી મારાં ધણિયાણી ખાદી સિવાય બીજાં કપડાં ન જ વાપરે.”

જેવી આ ભાઇની તેવી જ દયામણી સ્થિતિ ઘણા પુરુષોની હશે એમ હું સમજી શકું છું. સ્ત્રીપુરુષ વચ્ચેનો સબંધ એટલો બધો નાજુક છે કે ત્રીજો માણસ તેમાં ભાગ્યે જ વચ્ચે પડી કશી સેવા કરી શકે. સત્યાગ્રહ એ શુદ્ધ પ્રેમની નિશાની છે. દંપતિપ્રેમ જ્યારે કેવળ નિર્મળ થઈ શકે છે ત્યારે પ્રેમ પરિસીમાને પહોંચે છે. તેમા વિષયને અવકાશ નથી હોતો; તેમાં સ્વાર્થની ગંધ સરખી ન જ હોઇ શકે. તેથી જ કવિઓએ દંપતીપ્રેમનું વર્ણન કરી આત્માની પરમાત્મા પ્રત્યેની લગનીને ઓળખી છે ને ઓળખાવી છે. એવો પ્રેમ તો કોઇક જ જગ્યાએ હોઇ શકે. વિવાહનું બીજ આસક્તિમા રહેલું છે. તીવ્ર આસક્તિમાથી તેની ઉત્પત્તિ છે. તે આસક્તિ અનાસક્તિ રૂપે પરિણમે, શરીરસ્પર્શનો ખ્યાલ પણ ન કરે, ન રાખે — અને એમ જ્યારે એક આત્મા બીજામા તલ્લીન થાય ત્યારે તેમા પરમાત્માના પ્રેમની કંઇક ઝાંખી થઇ શકે એમ જોઇ શકાય છે. આ વર્ણન બહુ સ્થૂળ છે. જે પ્રેમની કલ્પના

હું વાંચનાર પાસે કરાવવા માગું છું તે પ્રેમ નિર્વિકારી છે એનું યથાસ્થિત વર્ણન કરવા જેટલો વિકારશૂન્ય હું પોતે નથી થયો, તેથી હું જાણું છું કે જે ભાષા એ પ્રેમનું વર્ણન કરવા જોઇએ તે મારી કલમે નથી ચઢતી છતા નિખાલસ વાચનાર તે ભાષા પોતાની મેળે વિચારી લેશે.

જ્યાં દંપતી વચ્ચે આવા નિર્મળ પ્રેમનો હું સંભવ માનુ છું ત્યા સત્યાગ્રહ શું ન કરી શકે? એ સત્યાગ્રહ આજકાલ જે વસ્તુ સત્યાગ્રહને નામે ઓળખાય છે તે નહિ. પાર્વતીએ શંકરની સામે સત્યાગ્રહ કર્યો એટલે હજારો વર્ષની તપશ્ચર્યા કરી. ભરતનું રામે ન માન્યું એટલે નંદિગ્રામમા જઇ બેસી ગયો. રામ પણ સત્યપથ પર હતા ને ભરત પણ સત્યપથ પર. બન્નેએ પોતાનું પણ રાખ્યું. ભરત પાદુકા લઇ તેની પૂજા કરતો યોગારૂઢ થયો. રામની તપશ્ચર્યામા બહારનો આનંદ સંભવતો હતો; ભરતની તપશ્ચર્યા અલૌકિક હતી. રામને ભરતને ભૂલવાનો અવકાશ હતો; ભરત તો પ્રતિક્ષણ રામનામનું જ રટણ કરતો હતો. તેથી ઇશ્વર દાસાનુદાસ થયો.

આ શુદ્ધતમ સત્યાગ્રહનો દાખલો. કોઇ ન જીત્યું, અથવા કોઇ જીત્યું કહેવાય તો ભરત જ જીત્યો. ભરતજન્મ ન હોત તો રામમહિમા ન હોત એમ કહી તુલસીદાસે પ્રેમનુ રહસ્ય આપણી પાસે મૂકી દીધું છે.

મજકુર ભાઇ જો ઘડીભર સ્થૂળ પ્રેમને ભૂલી જઇ દંપતીપ્રેમમા રહેલો સૂક્ષ્મ પ્રેમ ધારણ કરી શકે — ધારણ કર્યો ન કરાય એ હું જાણું છું, તે તો પ્રકટવાનો હોય તો

પ્રકટી શકે — તો તેમની ધર્મપત્ની પોતાના વિલાયતી કપડાં તે જ દહાડે બાળી દેશે એમ હુ ખાત્રીપૂર્વક કહુ છું. એક નજીવી વસ્તુને સારૂ આવો મોટો પ્રયાસ હું કેમ સૂચવું છુ, કંઇ પ્રમાણ જ નથી જાળવતો, એવી શંકા કોઇ ન કરે. નજીવા પ્રસંગો આપણી જીંદગીમા જે પરિવર્તન કરે છે તે ઇરાદાપૂર્વક કેળવેલા પ્રસંગો અથવા મોટા કહેવાતા અકસ્માતો નથી કરી શકતા.

દંપતી વચ્ચેના સંભવિત સત્યાગ્રહના દાખલા તો મારી અનુભવપોથીમાંથી હું થોકબંધ આપી શકું તેમ છું, પણ એ બધાનો દુરુપયોગ થઇ શકે એમ પણ હું જાણું છું. અત્યારનું વાતાવરણ મને ઝેરી લાગે છે. તેવે સમયે એ અનુભવોમાથી દૃષ્ટાતો આપી આ ભાઇ જેમણે નિખાલસપણે પ્રશ્ન કર્યો છે, તેમને ભ્રમિત કરવાનું પાપ વહોરવા હું નથી માગતો. તેથી મેં ઊંચામા ઊંચી સ્થિતિ વર્ણવી છે. તેમાથી યોગ્ય લાગે તે સંકટનિવારણનો માર્ગ શોધવાનુ તેમને સોપી દઉ છું.

સ્ત્રીની સ્થિતિ નાજુક છે તે વિષે જે કંઇ કરો તેમાં બળાત્કારનો સંભવ આવે છે. હિંદુસંસાર કઠિન છે, તેથી જ પ્રમાણમા સ્વચ્છ રહી શક્યો છે. કેવળ શુદ્ધ પ્રેમથી જ જે અસર થઇ શકે તે જ અસર પાડવાનો પતિને અધિકાર છે એમ મને ભાસે છે. જો બેમાથી એક પણ વિષયવાસનાને જડથી જ કાઢી શકે તો માર્ગ સહેલો થઇ જાય છે. મારો દૃઢ અભિપ્રાય છે કે સ્ત્રીઓમા જે કોઇ ખામીઓ પુરુષ જુએ છે તેની જવાબદારી કેવળ નહિ તો મોટે ભાગે તેના પોતાના ઉપર જ છે. સ્ત્રીને શણગારનો મોહ તે કરાવે છે; સારાં

મનાતાં કપડા તે જ પહેરાવે છે. પછી સ્ત્રીને અભ્યાસ પડે છે ને પતિમાં પરિવર્તન થતાં વેંત જ જો સ્ત્રી તેની પાછળ નથી જઇ શકતી તો દોષ પુરુષનો છે, સ્ત્રીનો નથી એમ જાણી પુરુષે ધીરજ રાખવી જ પડશે.

હિંદુસ્તાનમાં શાંત માર્ગથી સ્વરાજ મળવાનું હશે તો સ્ત્રીએ તેમાં પૂરો ભાગ લેવો જ પડશે. સ્ત્રીને જ્યાં સુધી વિલાયતી, મીલના કે રેશમના કપડાંનો મોહ રહ્યા કરશે ત્યાં સુધી સ્વરાજ દૂર જ રહેશે.

# સનાતની હિન્દુ એટલે ?

હું મને ચુસ્ત સનાતની હિન્દુ કેમ કહેવડાવુ છુ, હું મને વૈષ્ણવ કેમ માનું છું, એ સવાલો પૂછાયા છે. મને લાગે છે કે એ સવાલનો ઉત્તર મારે વાળવો જોઇએ.

આના ઉત્તરમા સનાતની હિન્દુની વ્યાખ્યા આવી જાય છે, વૈષ્ણવની ઓળખાણ આવી જાય છે.

મારી માન્યતા છે કે જે માણસ હિન્દુસ્તાનમાં હિન્દુ કુળમાં જન્મીને, વેદ, ઉપનિષદ, પુરાણાદિ ગ્રન્થોને ધર્મગ્રન્થરૂપે માને; જે માણસ સત્ય, અહિંસાદિ પાચ યમોને વિષે શ્રદ્ધા રાખે અને તે યથાશક્તિ પાળે; જે માણસ આત્મા છે, પરમાત્મા છે, આત્મા અજ અને અમર છે તેમ છતા દેહાધ્યાસથી સંસારમા અનેક યોનિમા આવજા કર્યાં કરે છે, તેને મોક્ષ છે, અને મોક્ષ એ પરમ પુરુષાર્થ છે એમ માને; જે વર્ણાશ્રમ ને ગોરક્ષાધર્મને માને તે હિન્દુ છે. જે માણસ આ બધું માનતો હોવા ઉપરાત વૈષ્ણવ સપ્રદાયને માનનાર કુટુંબમા જન્મ્યો હોય ને તેનો જેણે ત્યાગ ન કર્યો હોય, જેનામા નરસિંહ મહેતાએ તેના 'વૈષ્ણવ જન' નામના ભજનમા વર્ણવેલા ગુણો થોડે

ઘણે અંશે પણ હોય ને જે તે ગુણો પૂર્ણપણે મેળવવા પ્રયત્ન કરતો હોય તે વૈષ્ણવ છે મારી દૃઢ માન્યતા છે કે મેં વર્ણવેલા ચિહ્નો મારામા ઘણે અંશે છે અને તે મારામા વધારે દૃઢીભૂત કરવા હું પ્રયત્ન કરી રહ્યો છુ. તેથી મને પોતાને હુ નમ્રપણે પણ દૃઢતાથી ચુસ્ત સનાતની હિન્દુ અને વૈષ્ણવ તરીકે ઓળખાવતા સંકોચાતો નથી. હુ માનું છું કે હિન્દુધર્મનું મોટામા મોટુ બાહ્ય સ્વરૂપ ગોરક્ષા છે. તે રક્ષા કરવા હિન્દુ-માત્ર અત્યારે અસમર્થ બની રહ્યા છે, તેથી હિંદુસંસારને હુ નપુસક માનું છું. તે નપુસકમા હું મને ઓછામા ઓછો નપુસક માનું છું. જે તપશ્ચર્યા મેં ગોરક્ષાને સારૂ કરી છે ને કરી રહ્યો છું, જે લાગણી મને ગાય તથા ગાયના વંશને સારૂ થાય છે, તેનાથી વધારે બીજામાં હશે એમ હું ધારતો નથી. તેને ખાતર મારા જેટલી તપશ્ચર્યા કોઇએ જ્ઞાનપૂર્વક કરી હોય એમ હું જાણતો નથી. જ્યાં લગી હિંદુસ્તાનમા હિંદુ ગાયની ઉપર દયા રાખતા નથી, ઢોરને હિંદુ પોતે જ અનેક પ્રકારનાં દુઃખો આપે છે, જ્યા સુધી મુસલમાનોની પ્રીતિ સંપાદન કરી તેમની પાસેથી પ્રેમને ખાતર ગોવધ છોડાવવા તેઓ સમર્થ થયા નથી, જ્યા સુધી અંગ્રેજો હિંદુસ્તાનમાં ગોવધ કરી રહ્યા છે તે સહન કરી અંગ્રેજી સલ્તનતની હિંદુઓ સલામી કરે છે, ત્યાં સુધી હિંદુધર્મમાં બ્રાહ્મણ અને ક્ષત્રિયધર્મનો હું લોપ સમજું છું, અને તેથી હું વૈશ્ય જન્મ્યા છતા તે બન્ને ધર્મનુ પાલન કરવા સદા પ્રયત્ન કરી રહ્યો છું.

હિંદુધર્મનું આંતર સ્વરૂપ સત્ય અને અહિંસા છે એમ હું માનું છું. સત્યનું સેવન જેટલી સૂક્ષ્મતાએ હું છેક બચપણથી કરી રહ્યો છું તેટલું કરતાં મેં મારી ઓળખમાંના

કોઇને જાણ્યા નથી. અહિંસાનું જાગ્રત લક્ષણ પ્રેમ છે — અવેર છે. મને દૃઢ વિશ્વાસ છે કે હું પ્રેમથી ઉભરાઇ રહ્યો છું. મને સ્વપ્ને પણ કોઇના પ્રત્યે વેરભાવ ઉત્પન્ન થયો નથી. ડાયરના દુષ્કૃત્યો છતાં તેના પ્રત્યે મને વેર ઉત્પન્ન થતું નથી. જ્યા જ્યાં મેં દુઃખ જોયું છે, અન્યાય જોયો છે ત્યાં ત્યાં મારો આત્મા અકળાયો છે.

હિંદુધર્મનું તત્ત્વ મોક્ષ છે. મોક્ષને સારૂ હું મથી રહ્યો છું. મારી બધી પ્રવૃત્તિ મોક્ષને ખાતર છે. જેટલો વિશ્વાસ મને મારા દેહના અસ્તિત્વ વિષે ને તેની ક્ષણિકતાને વિષે છે, તેટલો જ આત્માના અસ્તિત્વ વિષે ને તેના અમૃતત્વને વિષે છે.

આવા કારણોથી હું મને પોતાને ચુસ્ત સનાતની હિંદુ તરીકે ઓળખાવી સુખી થાઉં છું.

શાસ્ત્રોનો મેં ઊંડો અભ્યાસ કર્યો છે એમ મને કોઇ પૂછે તો હું તેને કહું કે મેં નથી કર્યો અને કર્યો છે. વિદ્વાનની દૃષ્ટિએ નથી કર્યો. મારૂં સંસ્કૃત જ્ઞાન નહિ જેવું જ ગણાય; પ્રાકૃતમા રહેલા તરજૂમા પણ મેં થોડા જ વાચ્યા છે. એકે વેદ મેં પૂરેપૂરો વાચ્યો છે એવો દાવો હું ન કરી શકુ. છતા મેં શાસ્ત્રોને ધર્મદૃષ્ટિએ જાણ્યાં છે. તેમાંનું રહસ્ય હું જાણી ગયો છું. વેદ વાચ્યા વિના માણસ મોક્ષ મેળવી શકે એ હું જાણું છું.

શાસ્ત્રો વાચવાની — સમજવાની ચાવી મને હાથ લાગી છે જે શાસ્ત્રવચન સત્યનું, અહિંસાનું, બ્રહ્મચર્યનું વિરોધી હોય તે ગમે ત્યાથી મળ્યુ હોય છતા તે અપ્રમાણ છે. શાસ્ત્ર બુદ્ધિથી પર નથી. બુદ્ધિગ્રાહ્ય ન હોય તે શાસ્ત્રને આપણે

પડતાં મેલી શકીએ છીએ. ઉપનિષદો માત્ર હું વાંચી ગયો છું. એવાં પણ ઉપનિષદો મેં વાંચ્યાં છે કે જેમાંના કેટલાક મને બુદ્ધિગ્રાહ્ય નથી લાગ્યાં. તેથી તેને મેં આધારભૂત નથી માન્યાં. શાસ્ત્રના અક્ષરને વળગ્યો તે વેદિયો છે એમ ઘણા કવિઓએ ગાયું છે. શાસ્ત્રોનું દોહન શંકરાચાર્યાદિએ એક એક વાક્યમાં આપ્યું છે, ને તે બધાનું તાત્પર્ય એ છે કે આપણે ઈશ્વરભક્તિ કરી જ્ઞાન મેળવવું અને તે વડે મોક્ષ મેળવવો. અખા ભગતે કહ્યું છે કે

'સૂતર આવે ત્યમ તું રહે,
જ્યમ ત્યમ કરીને હરિને લહે.'

જે શાસ્ત્ર મને મદિરાપાન, માંસભક્ષણ, પાખંડ ઇત્યાદિ શીખવે તે શાસ્ત્ર ન કહેવાય.

સ્મૃતિઓને નામે મહાઅધર્મ ચાલી રહ્યો છે. સ્મૃતિઆદિ ગ્રંથોના અક્ષરને વળગવા જતા આપણે નરકને સારૂ લાયકાત મેળવીએ છીએ. સ્મૃતિથી ભ્રમિત થઇ પોતાને હિંદુ કહેવડાવતા માણસો વ્યભિચાર કરે છે, બાળકન્યાની ઉપર બળાત્કાર કરવા-કરાવવવા તૈયાર થાય છે.

અત્યારે બધાં શાસ્ત્રોમાંથી આપણે શું ક્ષેપક ગણવું, શું ગ્રાહ્ય ગણવું, શું ત્યાજ્ય ગણવું એ મહાપ્રશ્ન ઉભો થાય છે. જો મેં ઉપર જણાવ્યું છે તે પ્રમાણે આજે બ્રાહ્મણધર્મનો લોપ ન હોત તો આપણે યમનિયમાદિના પાલનથી જે શુદ્ધ થએલ હોય ને જેણે સારૂં જ્ઞાન મેળવ્યું હોય તેવા કોઇ બ્રાહ્મણને પૂછી જોત. તેને અભાવે અત્યારે ભક્તિમાર્ગ પ્રધાનપદ ભોગવે છે. પાખંડ, દંભ, મદ, માયા વગેરે પાપો જે આધુનિક સરકારમાં અનેક રૂપે પ્રગટી રહ્યાં છે તેની સાથે

અસહકાર કરી જયારે આપણે આત્મશુદ્ધિ મેળવીશું ત્યારે કદાચ આપણને શાસ્ત્રદોહન આપનાર કોઇ સંસ્કૃત પુરુષ મળી રહેશે. ત્યાં લગી આપણે પ્રાકૃત લોક સરળભાવે મૂળતત્ત્વોને વળગી હરિભક્ત થઇ વિચરીએ. એ સિવાય બીજો માર્ગ હું જોતો નથી.

'ગુરુ વિના જ્ઞાન ન હોય' એ સુવર્ણવાક્ય છે. પણ ગુરુ મળવા જ દોહેલા છે અને સદ્‌ગુરુને અભાવે ગમે તેને ગુરુ કરી બેસીને આપણે સંસારસાગરની વચ્ચોવચ્ચ ડૂબવું યોગ્ય નહિ ગણાય. ગુરુ તે કે જે તારે પોતે તરી ન જાણે તે બીજાને શું તારે? એવા તારા આજકાલ હોય તોપણ તે એકાએક જોવામાં આવતા નથી

હવે આપણે વર્ણાશ્રમને તપાસીએ. ચાર વર્ણ ઉપરાંત વર્ણ નથી એમ મે તો જાણ્યુ છે. વર્ણ જન્મથી છે એવી મારી માન્યતા છે. બ્રાહ્મણકુળમા જન્મ્યો તે બ્રાહ્મણ રહીને જ મરે ગુણે અબ્રાહ્મણ થાય તોપણ તેનો બ્રાહ્મણદેહ બ્રાહ્મણ મટતો નથી. બ્રાહ્મણધર્મનું પાલન નહિ કરનાર બ્રાહ્મણ ગુણ પ્રમાણે શૂદ્રયોનિમા જન્મે ને પશુયોનિમાયે જન્મે. મારા જેવા બ્રાહ્મણધર્મનું અને ક્ષત્રિયધર્મનુ પાલન કરનાર વૈશ્યને જન્મવાપણુ રહે તો બીજે ભવે ભલે બ્રાહ્મણ કે ક્ષત્રિય જન્મે. આ જન્મે તો તે વૈશ્ય જ રહેશે ને તે જ યથાર્થ છે હિંદુ-ધર્મમા બીજા ધર્મોવાળા વખતોવખત સમાઇ ગયા છે, પણ તેઓ ને જ જન્મે હિંદુ તરીકે ઓળખાયા નથી. હિંદુસંસાર દરિયો છે તેના પેટમા બધો કચરો આવીને સાફ થઇ જાય છે. શમી જાય છે એમ થયાં જ કર્યું છે. ઇટલી, ગ્રીસ, વગેરેના લોકો આવી હિંદુધર્મમા સમાઇ ગયા છે, પણ

તેઓને કોઈએ હિંદુ બનાવ્યા નથી. પણ કાળાંતરે આમ વધઘટ થયા જ કરી છે. હિંદુધર્મ ખ્રિસ્તી કે મુસલમાની ધર્મ પ્રમાણે પરધર્મીઓને તેમાં દાખલ થવાનું નિમંત્રણ કરતો નથી, સર્વને પોતપોતાનો ધર્મ પાલન કરવાનો જ આદેશ તેમાં રહેલો છે. ભગિની નિવેદિતા જેવા હિંદુધર્મમાં આવ્યા છતાં આપણે તેમને હિંદુ તરીકે નથી ઓળખતા; તેમ તેમનો બહિષ્કાર કે તિરસ્કાર પણ નથી કરતા. હિંદુધર્મમાં આવવાપણું કોઈને રહેતું નથી. હિંદુધર્મનું '**પાલન**' સૌ કોઈ કરી શકે છે.

વર્ણાશ્રમ કાયદો છે. તેનું વ્યાવહારિક રૂપ જ્ઞાતિ છે. જ્ઞાતિમાં વધઘટ થાય છે. જ્ઞાતિની ઉત્પત્તિ અને લય થયા જ કરે છે. હિંદુધર્મ બહાર તો માણસ પોતે જ થઈ શકે છે. જ્ઞાતિ બહાર માણસ મેલાય છે. જ્ઞાતિનો બહિષ્કાર એ દંડ છે ને સર્વ જ્ઞાતિની પાસે એ હોવો જ જોઈએ.

ઘણી જ્ઞાતિઓ મટી ઓછી થવાની આવશ્યકતા છે ખરી, અને તે હિંદુધર્મને આઘાત પહોંચાડ્યા વિના તે તે જ્ઞાતિના મહાજનો કરી શકે છે અનેક વાણિયાજ્ઞાતિઓ એક થાય, તેમની વચ્ચે બેટીવ્યવહાર ચાલુ થાય, તેમાં ધર્મને કશી હાનિ નથી પહોંચતી.

પાણી, ભાણુવ્યવહાર અને બેટીવ્યવહાર એ હિંદુધર્મનું આવશ્યક ચિહ્ન નથી, પણ હિંદુધર્મમાં સંયમે પ્રધાનપદ ભોગવેલું હોવાથી પાણી, ભોજન, વિવાહ ઇત્યાદિના સૂક્ષ્મ પ્રતિબંધો રાખવામાં આવ્યા છે. તેને હું નિંદ્ય નથી ગણતો; છતાં જે તેનું પાલન ન કરે તેને હું ધર્મભ્રષ્ટ થએલો પણ ન ગણું. પાણી, ભોજન કે વિવાહવ્યવહાર ફાવે ત્યાં ન કરવો

એને હું શિષ્ટાચાર ગણુ છુ તેમા આરોગ્ય અને પવિત્રતાની રક્ષા રહેલી છે. પણ તિરસ્કારરૂપે કોઇને ત્યા ભોજનનો કે પાણીનો ત્યાગ કરવો એ હિંદુધર્મની વિરુદ્ધ છે એમ માનું છું. પરવર્ણની સાથે કે પરધર્મીની સાથે બેટીવ્યવહાર અને ભોજનવ્યવહારનો પ્રતિબંધ હિંદુધર્મની સંસ્કૃતિની આવશ્યક વાડ છે એવો મારો અનુભવ ઉપર બંધાએલો અભિપ્રાય છે.

એમ છતા હું કેમ મુસલમાનોને ત્યાં પણ જમુ છું? કેમકે હું તેમને ત્યા જમતા છતાં સંયમધર્મનું ખૂબ સેવન કરી શકું છું. પકાવેલી વસ્તુમાં ડબલરોટી સુધી લઉ છું, કેમકે ડબલરોટી પકાવવાની ક્રિયા તદ્દન શુદ્ધ છે, ને જેમ ધાણી ગમે ત્યાં પકવેલી લેવાય તેમ રોટી (રોટલી નહિ) ગમે ત્યા પકવેલી લેવાય. છતા મારા સાથીઓ તેટલો પ્રતિબંધ નહિ પાળતા મુસલમાન અને પોતાનાથી ઇતરવર્ણીઓને ત્યા શુદ્ધ રીતે પકવેલો ખાદ્ય પદાર્થ પણ લે છે. આમ કરવામા તેઓ જ્ઞાતિબહિષ્કારનું જોખમ માથે વહોરે છે, હિંદુ મટતા નથી. આશ્રમ એ સન્યાસીઓને લગતો કંઇક ધર્મ પાળે છે. ત્યા હિંદુધર્મને અનુસરીને એક નવી જ્ઞાતિ કે નવો વ્યવહાર આ યુગને છાજે તેમ બધાઇ રહેલ છે. આ કાર્યને હું અખતરારૂપે ગણું છું. ફળીભૂત થયે અનુકરણીય ગણાશે. નિષ્ફળ થયે કોઇને હાનિ નહિ કરે. અખતરો કરનારને પણ નુકસાન નહિ થાય, કેમકે અખતરાનું મૂળ સંયમ છે. સેવાધર્મનું સહેલાઇથી પાલન થાય, ને જ્યા ધર્મનો સમાવેશ કેવળ ખાવાપીવામા જ કરી મેલવામાં આવ્યો છે ત્યાં તે રિવાજને તેનું યોગ્ય અને ગૌણ સ્થાન અપાય તો ઠીક, એ હેતુ છે.

હવે રહી અસ્પૃશ્યતા. અસ્પૃશ્યતાની ઉત્પત્તિ કોઈ કળી શકે તેમ નથી. મેં અનુમાનો જ કર્યાં છે, તે ખોટા હોય કે ખરા. પણ અસ્પૃશ્યતા અધર્મ છે એમ તો આંધળોયે જોઈ શકે એમ છે માત્ર ઘણા કાળનો અધ્યાસ જેમ આપણને આત્મા ઓળખવા નથી દેતો તે જ રીતે ઘણા કાળનો અધ્યાસ આપણને અસ્પૃશ્યતામા રહેલો અધર્મ પણ જોવા નથી દેતો. કોઇને પણ પેટે ચલાવવા, નોખા રાખવા, ગામ બહાર કાઢવા, તે મરે કે જીવે તેની દરકાર ન રાખવી, તેને એઠું ભોજન દેવું, એ બધું ધર્મ હોય જ નહિ. પંજાબના જે અન્યાયની વિરુદ્ધ આપણે પોકાર કરીએ છીએ તેનાથી વિશેષ અન્યાય આપણે અંત્યજ ઉપર કરીએ છીએ. અંત્યજ પડોશમા રહી ન શકે, અંત્યજને પોતાની માલિકીની જમીન ન મળે, અંત્યજે આપણને જોતાં જ પોકાર કરવો જોઇએ કે 'છેટા રહેજો, મને અડશો નહિ,' અંત્યજને આપણી સાથે ગાડીમાં બેસવાની પરવાનગી ન મળે—આ હિંદુધર્મ નથી. આ તો ડાયરશાહી છે. અસ્પૃશ્યતામા સંયમ નથી. મા મેલું ઉપાડી સ્નાન કર્યા વિના નથી અડતી એ દાખલો અસ્પૃશ્યતાને નભાવવા સારૂ આપવામા આવ્યો છે. પણ તેમાં તો મા પોતે જ અડવા નથી માગતી; અને તે કાયદાને આપણે ભંગીના સંબંધમા પળાવીએ તો કોઇ ઇનકાર કરે તેમ નથી. ભંગી ઇત્યાદિને અસ્પૃશ્ય ગણી આપણે મેલને સહન કરીએ છીએ ને રોગો ઉત્પન્ન કરીએ છીએ જો અસ્પૃશ્યને સ્પૃશ્ય ગણીએ તો આપણે આપણા તે અંગને સાફ રાખતાં શીખીશું.

ભંગીઓનાં ઘર તો ઘણા વૈષ્ણવઘર કરતાં મેં ચોખ્ખા જોયાં છે. તેઓમાંના કેટલાકની સત્યવાદિતા, સરળતા, દયા વગેરેથી હું ચકિત થયો છું. મારી ખાત્રી છે કે હિંદુધર્મમાં અસ્પૃશ્યતા રૂપી કળિએ પ્રવેશ કર્યો તેથી આપણે પતિત બન્યા છીએ ને તેથી ગોમાતાના રક્ષણને સારૂ પણ વીર્યહીન થઇ ગયા છીએ. જ્યાં સુધી આપણે આ ડાયરશાહીમાંથી મુક્ત નથી થયા ત્યાં સુધી અંગ્રેજી ડાયરશાહીમાંથી મુક્ત થવાનો આપણને અધિકાર નથી.

# સેવાધર્મ

હું બાળક હતો ત્યારે એમ માનતો કે સમાજસેવાને ફરજ તરીકે કેવળ યુરોપે જ ઓળખી છે, યોજનાશક્તિનો દાવો કેવળ યુરોપ જ કરી શકે છે. અનુભવથી હું મારી ભૂલ જોઇ શક્યો છું. યોજનાશક્તિમા અને સમાજસેવામાં હિંદુસ્તાન કોઇ પણ દેશથી પછાત નથી એમ મેં કુંભ સમયે હરિદ્વારમા જોયું. એવું કહેવાય છે કે એ સમયે હરિદ્વારમા સત્તર લાખ યાત્રાળુઓ એકઠા થએલા. તેઓને સારૂ ખાવાપીવાનો અને રહેવાનો પ્રબંધ કોણે કર્યો, કેમ થયો એની કોઇને ખબર નથી.

એમ છતાં એ પ્રબંધ હરિદ્વારમાં થઇ ગયો હતો તે મેં જોયું; અને તેમાં અમલદારવર્ગની કશી જરૂર નહોતી પડી. આપણી યોજનાશક્તિ અને સમાજસેવાના સાક્ષીરૂપે હિમાલય બિરાજે છે. જન્મોત્રી સુધી યાત્રાળુઓ પહોંચી શકે છે અને પોતાની હાજતો પૂરી પાડી શકે છે આ યોજના વ્યાપાર-દૃષ્ટિએ નથી ઘડાઇ, પણ સેવાની દૃષ્ટિએ ઘડાઇ છે. જ્ઞાતિની યોજના પણ એ જ વસ્તુ સૂચવે છે. જ્ઞાતિઓની મારફતે આપણે દર્દીઓની, મૂએલાની અને ગરીબની સગવડ કરી શક્યા છીએ.

સર વિલિયમ વિલ્સન હન્ટર મોટા ઇતિહાસવેત્તા થઇ ગયા છે. તેમણે હિંદુસ્તાનમા નિરાશ્રિતોને સારૂ કાઇ પણ કાયદાઓ ન જોયા છતાં તેઓને સારૂ સુવ્યવસ્થા જોઇ તેથી તેઓ આશ્ચર્યચકિત થયા. બેશક, આપણી યોજનામા ત્રુટિઓ માલુમ પડશે. જ્ઞાતિબંધનની અતિશયતા પુષ્કળ છે. એ બધું આપણે સુધારવું પડશે. સમાજસેવાને રૂપાતર આપવું પડશે. મારો કહેવાનો આશય એટલો જ છે કે આપણી પાસે શક્તિ અને સાધનો પ્રાચીન સમયથી રહેલા છે. તેની નવી દૃષ્ટિએ ગોઠવણ કરવી, અને શિક્ષિતવર્ગે સેવાને પ્રાચીન ધર્મ તરીકે વધાવી લેવી એટલું જ કરવું રહ્યું છે; અને જો આપણે એવું કરવાને શક્તિમાન થઇએ તો દેશને મોટો લાભ થાય એમા તો શંકા જ નથી.

# ક્ષત્રિધર્મ

કાઠિયાવાડ રજપુત પરિષદ ભરાવાની છે તેમા હાજરી ભરવાની મને બહુ હોશ રહે, પણ તે તો અશક્ય જ છે.

કાઠિયાવાડ શૂરવીરોની ભૂમિ હતી. રજપુતોની બહાદુરી જગતપ્રસિદ્ધ છે. પણ પ્રાચીન બહાદુરીની સ્તુતિથી કંઇ આજે રજપુતો બહાદુર થઇ શકે તેમ નથી. બ્રાહ્મણે બ્રહ્મજ્ઞાન છોડ્યું, રજપુતે રક્ષાનો ધર્મ છોડી વણિકવૃત્તિ સ્વીકારી. વાણિયા દાસ બન્યા, પછી શૂદ્ર સેવક મટે તેમા તેનો દોષ કોણ કાઢી શકે? ચાર વર્ણ પતિત થયા એટલે એ ચારમાથી પાચમો ધર્મ વિરુદ્ધ વર્ણ પેદા થયો, ને તે અસ્પૃશ્ય મનાયો. પાચમાને ઉત્પન્ન કરી તેને દાબી ચાર વર્ણ પોતે દબાયા ને પતિત થયા.

આવી કઠિન દશામાંથી હિંદુને કોણ કાઢે? હિંદુ ન બચે તો મુસલમાન બચી જ ન શકે બાવીસ કરોડનું પતન થાય તો સાત કરોડ નભી જ ન શકે. રેલગાડી ચાલતી હોય ત્યારે આપણે નજીકમાં નથી ઊભા રહી શકતા, કેમકે એનો મોટો વેગ આપણને ખેંચી જાય.

એટલે હિંદુસ્તાનને સ્વતંત્ર થવાનો ઇલાજ હિન્દુઓની ઉન્નતિમાં રહેલો છે. હિંદુઓની ઉન્નતિ કેવળ ધાર્મિક હોય તો જ હિંદુસ્તાન બચે. હિંદુઓ પશ્ચિમના પશુબળનું અનુકરણ કરવા જાય તો પોતે પડે ને બીજાને પાડે

આ પડેલા હિંદુસંસારને કોણ ઉગારે? ભયભીતને નિર્ભય કોણ કરે? એ ધર્મ તો ક્ષત્રિયનો જ હોય. એટલે રજપુત પરિષદ જો પોતાનું કર્તવ્ય સમજવા ને બજાવવા ઇચ્છે તો તેણે પોતાનો ધર્મ વિચારવો જોઇશે.

રક્ષા કરવાને સારૂ તલવારની જરૂર નથી. તલવારનો જમાનો ગમો છે, અથવા જવાની અણી ઉપર છે. તલવારનો અનુભવ જગતે ખૂબ મેળવી લીધો છે. જગત હવે તલવારથી ત્રાસ્યું છે. પશ્ચિમને પણ થાક ચઢ્યો હોય એમ ભાસે છે. મારીને રક્ષા કરે તે ક્ષત્રિય નહિ પણ મરીને રક્ષા કરે તે ક્ષત્રિય. ભાગે તે ભડ નહિ પણ છાતી સામી રાખી ઊભો રહ્યો ઘા કર્યા વિના ઘા ઝીલે તે ક્ષત્રિય.

પણ ઘડીભર કહો કે તલવારની આવશ્યકતા છે. તોયે શું? તલવાર જો રામે ચલાવી હોય તો તેમ કરતા પહેલાં ચૌદ વર્ષ વનવાસ ભોગવી તપશ્ચર્યા કરી નિર્મળ થયા. પાંડવોએ પણ વનવાસ સેવ્યો. અર્જુનને છેક ઇન્દ્ર પાસે જઇ દિવ્ય અસ્ત્ર મેળવવા પડયા. શસ્ત્રબળ પહેલા તપબળ જોઇએ. જો તે

ન હોય તો જાદવાસ્થળી થાય ને જેમ જાદવો પોતે જ પોતાના શસ્ત્રથી નાશ પામ્યા તેમ આપણા શસ્ત્ર આપણો જ સંહાર કરે.

તેથી રજપુત પરિષદનું પ્રથમ કર્તવ્ય આત્મોન્નતિ છે. રજપુત પોતાના હકોની વાત તો કરશે પણ પોતાના ધર્મની વાત પ્રથમ કરે. વ્યસનો છોડે, સાદાઇ ગ્રહણ કરે, ગરીબમાં ગરીબ કાઠિયાવાડીને ઓળખે, તેના દુઃખમાં ભાગ લે, તેની સેવા કરે. આ સેવા કરવાનો હક કોઇ છીનવી લે તેમ નથી. કાઠિયાવાડના કોઇ પણ જણને કાઠિયાવાડ છોડવું પડે તો રજપુતે લજ્જિત થવું જોઇએ. જ્યા રેંટિયો છે, પીંજણ છે, સાળ છે ત્યા આજીવિકા છે જ. કાઠિયાવાડની અમૃત જેવી હવા છોડી મુંબઇની ગલીચ હવા ખાવા કાઠિયાવાડીઓ શા સારૂ જાય ! આનો જવાબ બીજા કાઠિયાવાડી આપે તેના પહેલા રજપુતોએ આપવો જોઇએ. આનું લાછન કાઠિયાવાડના રાજાઓ ઉપર છે જ. કાઠિયાવાડના રાજાઓ પ્રજાના હિતનો જ વિચાર કરે તો કાઠિયાવાડના પ્રજાને દેશવટો શાને લેવો પડે ? રજપુત પરિષદમા રાજાઓ તો નહિ હોય, પણ રજપુતો ધારે તો રાજા પણ સમજે. આ જમાનો પ્રજાસત્તાનો છે. એટલે પ્રજા જેવી થશે તેવા રાજા થવાના ને રહેવાના. પ્રજા-જાગૃતિમા રજપુતો સારે ફાળો ભરી શકે છે.

બીજાના દોષો કાઢવા કરતા પરિષદના સભ્યો પોતાના દોષો કાઢવામા વધારે કાળ ગાળશે તો બીજાઓને તેઓ ધોરી માર્ગ બતાવશે. આજકાલ આપણે આપણા દુઃખોને સારૂ બીજાને વગોવીએ છીએ. ભૂલી જઇએ છીએ અથવા ભૂલી જવા માગીએ છીએ કે આપણા દુઃખોને સારૂ આપણે જ

જવાબદાર હોઇએ છીએ. જુલમ સહનાર ન હોય ત્યા જાલીમ શું કરે ? આપણે વશ થવાની નબળાઇ સંઘરીએ ત્યા સુધી વશ કરનારા મળ્યાં જ કરશે. વશ કરનારને ગાળો ભાંડવી એ સહેલો પણ નિષ્ફળ ધધો છે. આપણી નબળાઇ શોધી તેને દૂર કરવી એ મુશ્કેલ તો છે પણ એ જ ફળદાયી છે. અને એ નબળાઇ દૂર કરવાનો ઇલાજ આપણી જ પાસે હોવાથી તે કોઇ છીનવી શકતું નથી.

રજપુત પરિષદના સભ્યો આ વિચારને પ્રધાનપદ આપી આત્મનિરીક્ષણ કરે એમ મારી તેઓ પ્રત્યે પ્રાર્થના છે.

છેવટમાં તેમને અનુભવબિંદુ આપુ. ભાષણોથી ને ભાષણ કરનારાઓથી ડરજો. તેમનાથી દૂર રહેવું સારૂં મૂંગે મોઢે કામ કરવાની જ પદ્ધતિ રાખવામાં આવશે તો કામ સુધરશે. ભૂખનું દુઃખ રડનાર ભૂખ્યાની ભૂખ દૂર નહિ કરે, પણ એક જન્મે મૂંગો સાધુપુરુષ તેની પાસે મૂઠી બાજરી લઇ જશે તો ભૂખ્યાની આખ ચળકશે, તેના ચહેરા ઉપર લાલી ફરી વળશે ને તેના હોઠ ઉપર હાસ્ય જોવામા આવશે. તેની આતરડી પેલા મૂંગાને દુઆ દેશે. ઇશ્વર આપણને ભાષણોથી શિક્ષણ નથી આપતો, તે સદાય પ્રવૃત્તિમાન રહે છે. આપણે સૂઇએ છીએ ત્યારે પણ તે જાગતો રહે છે તેને પોતાના કામમાંથી બોલવાનો વખત જ નથી બચતો. રજપુતો કેવળ કાર્ય કરીને કાઠિયાવાડના બીજા બોલકણા મુત્સદી સ્વયસેવકોને પદાર્થપાઠ આપો એવી મારી તેઓ પ્રત્યે વિનંતિ છે.

## પડદો ને પ્રતિજ્ઞા

**આ** બે શબ્દની વચ્ચે સંબંધ છે તેથી મેં તે વતી મથાળું નથી બાંધ્યું. પણ રજપુત પરિષદને વિષે લખતા આ બે બાબત ઉપર જ હું કંઇ લખવા ધારૂં છું તેથી એ બે શબ્દો સાથે મૂકયા છે. પરિષદનો એક પ્રેક્ષક જણાવે છે કે આ પરિષદમાં જુસ્સાનો પાર ન હતો. લગભગ પંદર હજાર રજપુતો એકઠા થયા હશે. કોઇએ ન ધારેલું એવી સંખ્યામા સ્ત્રીઓ પણ હાજર હતી. તેઓની સંખ્યા લગભગ એક હજાર હશે આ સંખ્યા ખરેખર બહુ મોટી ગણાય. પણ પડદાનો બંદોબસ્ત એવો સખત હતો કે અજાણ્યાને માલમ ન પડે કે પરિષદના મંડપમા કોઇ જગ્યાએ સ્ત્રીઓ પણ બેઠી હશે. આ સ્ત્રીઓને તેમને ઉતારેથી લાવવામા પણ એવી ખૂબી વાપરવામા આવતી હતી કે સ્ત્રીઓ જાય છે એવી ખબર પણ કોઇને ન પડે.

આવી સંપૂર્ણ વ્યવસ્થાને સારૂ પરિષદના કારભારીઓને અવશ્ય ધન્યવાદ ઘટે. પણ પડદાની હસ્તીને સારૂ તો શોક જ બતાવાય. પડદાની આવશ્યકતાનો કાળ ગયો કહીએ તો ચાલે. રામરાજમાં તો પડદો હોય એમ જણાતું નથી. રામરાજ હજુ

નથી આવ્યું એ તો છે જ, પણ આપણે તે ઇચ્છીએ તો તેને ઉચિત વર્તન આજથી શરૂ કરીએ. પડદો ન હોય છતા આપણે મર્યાદા જાળવી રહી શકીએ છીએ એ સિદ્ધ કરવાનું રહ્યુ છે. જે વર્ણો પડદો નથી જાળવતા તેઓમા મર્યાદા ઓછી છે એમ કોઇ નહિ કહી શકે જ્યારે સ્ત્રીઓને મિલ્કત તરીકે સમજવામા આવતી, જ્યારે તેમના હરણ થઇ શકતાં, ત્યારે પડદાની ભલે જરૂર હોય પુરુષોનું હરણ થાય તો તેને પણ પડદે રહેવું પડે. દીઠા માણસને વેડે પકડવામા આવે છે ત્યા આજે પણ પુરુષો પડદો પાળે છે, એટલે સંતાઇ રહે છે. પણ પુરુષની કુદૃષ્ટિથી સ્ત્રીઓનું રક્ષણ કરવા સારૂ પડદો ઇલાજ નથી પણ પુરુષની પવિત્રતા એ ઇલાજ છે.

પુરુષને પવિત્ર કરવામા સ્ત્રી બહુ મોટો ભાગ લઇ શકે છે. પડદામાં રહેલી દબાએલી સ્ત્રી પુરુષને પવિત્ર કેમ બનાવી શકે? તેને પુરુષથી બ્હીને ચાલવાની પ્રથમથી જ ટેવ પાડવામાં આવે તો પુરુષને કેમ સુધારે ? વળી પડદામા રાખવામા જ સ્ત્રીમાં એક દોષ પેદા કરવા જેવું થાય છે. મારી માન્યતા છે કે પડદો નીતિનો પોષક નથી પણ ઘાતક છે. નીતિને પોષવા નીતિની કેળવણી, નીતિનું વાતાવરણ, મોટેરાઓમા નીતિનું આચરણ, એ જોઇએ. પડદાને વિષે હું આટલુ લખું છું તે પરિષદનો દોષ બતાવવા સારૂ નહિ. પ્રથમ પગલે પડદાને તોડવો કઠિન કામ હતુ. પણ ભવિષ્યને સારૂ કેટલાક રજપુતોએ તૈયારી કર્યે જ છૂટકો છે.

હવે પ્રતિજ્ઞા વિષે. પ્રતિજ્ઞા ઠીક સંખ્યામા લેવાઈ એમ સાભળુ છું. પ્રતિજ્ઞા ચીવટપૂર્વક લેવાઇ હતી એમ પણ સાભળ્યું. પ્રતિજ્ઞા લેતી વેળા વિધિ પણ ઠીક જાળવવામા આવ્યો

હતો, એટલે આપણે આશા રાખીએ કે પ્રતિજ્ઞાનું પૂરૂં પાલન થશે પણ મારો અનુભવ એવો છે ખરો કે મોટા મેળાવડાઓમા લેવાએલી ઘણી પ્રતિજ્ઞાઓ ત્યા જ રહી જાય છે. આનો અર્થ પ્રતિજ્ઞા ન લેવી એવો નથી. મારો તો અભિપ્રાય ને અનુભવ છે જ કે પ્રતિજ્ઞાઓ વિના મનુષ્ય આગળ ચઢી જ નથી શકતો. પ્રતિજ્ઞા એટલે મરણતોલ નિશ્ચય. એવા નિશ્ચય વિના કઇ જ કાર્ય થાય નહિ. 'યથાશક્તિ'નો અર્થ જ નથી. પ્રતિજ્ઞા મનુષ્યને અખૂટ શક્તિ આપે છે. યથાશક્તિ કરવા ઇચ્છનાર કોઇ વેળા તો નિર્બળ બને જ. તે વેળા તેની પાસે કંઇ મદદ નથી રહેતી. પણ એવે સમયે પ્રતિજ્ઞા ઉગરી જાય છે. તેણે તો ઇશ્વરને દરમિયાન ગણી વ્રત લીધું. જ્યારે તે શક્તિ ગુમાવે ત્યારે અનાથનો નાથ તેની પાસે ઊભો જ હોય છે.

દુર્ભાગ્યે આપણે પ્રતિજ્ઞાની કિમ્મત ઓછી કરી નાંખી છે. લેતાં વિચાર નથી કરતા એટલે પળાતી નથી. ન પાળવાની ટેવ પડી જવાથી પાળવાની જરૂર નથી એવું લગભગ માનતા થઇ ગયા છીએ! રજપુત ભાઈબહેનો જેમણે પ્રતિજ્ઞા લીધી છે તેઓ તે પાળો એમ આપણે ઇચ્છીએ.

પરિષદની સાદાઇ મહાસભાને અનુકરણ કરવાયોગ્ય હતી. આ મોટા સમુદાયને સારૂ માત્ર રોટલાદાળ સિવાય કંઈ ભોજન જ ન હતુ. મોટા સમુદાયમાં બીજું સંભવે નહિ, શોભે પણ નહિ. શીખ ભાઇઓ પણ પોતાના સંઘોમા એવી જ સાદાઇ જાળવે છે. સાદાઇનો પાઠ મહાસભાના સભ્યોએ શીખવાનો રહ્યો છે. એથી ખર્ચનો, વખતનો, મહેનતનો બચાવ થાય છે ને સાથે શરીર કસાય છે ને સચવાય છે.

# સ્મશાનસુધારો

**રા.** છોટાલાલ તેજપાળે અમારી ઉપર બે ચાર પત્રો લખ્યા છે અને તેઓ જે ચળવળ ચલાવી રહેલા છે તે વિષેનું કેટલુંક સાહિત્ય પણ મોકલેલું છે. એ બધુ એવુ લાબું છે અને એટલી બધી આસપાસની બીજી હકીકતોથી છવાએલું છે કે તે અમે આપી શકતા નથી તેથી તેઓનો ઉદ્દેશ માત્ર અમે અહીંઆ આપવા ધારીએ છીએ; કેમકે એ ઉદ્દેશ અમને ઉપયોગી જણાયો છે,

મુડદાંની વ્યવસ્થા કરવામા પ્રતિદિન તકલીફ વધતી જાય છે. ગરીબોની હાડમારી વિશેષ છે. મુડદાં ઊચકવાની સગવડ સરખી પણ કેટલાકને હોતી નથી. મરકી ઈ૦ ઉપદ્રવો દેશમા વખતોવખત થયા કરે છે અને તે સમયે લોકોની સ્થિતિ બહુ

દયામણી થઇ પડે છે. વળી મુડદું જ્યા સુધી બળી રહે ત્યા સુધી બેસી રહેવામા વખતનો નકામો ક્ષય થાય છે કેટલીક વેળા મુડદું પૂરૂં ઢંકાએલું પણ નથી હોતુ એવી રીતે ચિતા ખડકવામાં આવે છે.

આવા કારણોથી કેટલીક મુદત થયા મુડદું લઇ જવાની અને બાળવાની ક્રિયામાં સુધારો કરવાનો પ્રયત્ન રા. છોટાલાલ કરી રહ્યા છે. અમને લાગે છે કે એ પ્રયત્ન ઉત્તેજનને લાયક છે. એમની સૂચના એવી છે કે મુડદું વાહનમા લઈ જવું અને સ્મશાન એવી શાસ્ત્રીય પદ્ધતિથી બાંધવું કે જેથી મુડદું એક ભઠ્ઠીમા મૂકવામા આવે અને જલદ અગ્નિથી તેની તુરત ખાખ થઇ શકે. આમ કરવાથી પૈસાનો અને વખતનો બચાવ થાય છે અને ધર્મની લાગણીને જરાયે ઇજા પહોચતી નથી. એમ છતાં હાલ તુરતમા વાહનમા મુડદાને લઇ જવાનું અને શાસ્ત્રીય પદ્ધતિ પ્રમાણે અગ્નિદાહ દેવાનું ફરજિયાત કરતા મરજિયાત રાખવું એ વધારે ઉચિત ગણાશે. આવી બાબતમા લોકકેળવણીની જરૂર છે અઘટિત રિવાજો પણ ધીમેથી જ દૂર કરી શકાય છે. લોકોએ જ્ઞાનપૂર્વક અથવા તો શ્રદ્ધાપૂર્વક પણ સ્વેચ્છાએ ગ્રહણ કરેલો ફેરફાર એ જ ખરો સુધારો ગણાય. એટલે જે જે જગ્યાએ થોડા સાહસિક ગૃહસ્થો હોય, દ્રવ્યની સગવડ હોય અને જ્યા થોડા ઘણા માણસો અગ્નિદાહ કરવાની નવી પદ્ધતિનો સ્વીકાર કરવા તૈયાર હોય ત્યાં વાહનોની અને અગ્નિદાહની સગવડ કરી હોય તો અને વ્યવસ્થા સારી રાખવામા આવે તો થોડા વખતમાં આ અગત્યની વસ્તુ લોકપ્રિય થઇ પડશે અને રોગચાળાને સમયે ગરીબ લોકો તો તેને વધાવી જ લેશે.

# મરકી ને મરણગાડી

કાઠિયાવાડની છેલ્લી (એપ્રિલ ૧૯૨૫) મુસાફરી પૂરી કરી મને પાછા ફરતા રાજકોટ વચમા આવતું હતુ. સ્ટેશન ઉપર આવેલા ભાઇઓને મળતા માલમ પડયું કે મરકીને લીધે રાજકોટ લગભગ ખાલી થઇ ગયુ હતુ આમ પોતાનું સ્થળ ભયને માર્યે છોડવું એ યોગ્ય કે સફાઇના નિયમોનુ પાલન કરી બીજા યોગ્ય ઇલાજો લઇ પોતાના સ્થળને વળગી રહેવું એ યોગ્ય એના નિર્ણયમા હાલ નહિ ઉતરૂં, પણ એટલુ તો કહી શકાય કે રાજકોટ જેવા શહેરને મરકીથી સુરક્ષિત કરવુ એ સહેલ હોવું જોઇએ.

જે ખબરથી મને બહુ દુઃખ થયું એ તો એ હતી કે મરકીથી મરેલાની ક્રિયા કરતા પણ કેટલાક લોકો ડરે છે ને તે ક્રિયા સેવાસમિતિને અથવા સ્ટેટને કરવી પડે છે. માણસને ગમે તેટલો મોતનો ભય લાગે તોય તે પોતાનાની સારવાર કરવા બંધાએલો છે. મરે તેની મરણક્રિયા કરવાનો તેનો ધર્મ છે. આમ પોતપોતાના સામાન્ય ધર્મ પણ લોકો ન પાળે તો સમાજબંધન છિન્નભિન્ન થાય ને સમાજનો નાશ થાય.

આ સમયે ભાઇ છોટાલાલ તેજપાળની મરણગાડી યાદ આવે છે. ભાઇ છોટાલાલ તો પોતાની ગાડી પાછળ દીવાના બનેલ છે. જેમ હુ રેટિયામા સર્વસ્વ જોઉ છું તેમ તેઓ મરણગાડીમા સર્વસ્વ જુએ છે. પણ આપણે તેમની અતિશયોક્તિ અથવા તેમના ગાડપણનો ખ્યાલ ન કરીએ તેઓ જે વસ્તુ કહે છે તેમા કેટલે અશે સત્ય છે તે જ વિચારીએ. તેમની દલીલ એવી છે કે મુડદાને કાધે ઉપાડી જતા બહુ તકલીફ પડે છે, તેમા ઘણા માણસોને રોકાવું પડે છે ને અત્યત ગરીબ માણસોને સારૂ તો તે લગભગ અશક્ય છે. તેથી તેઓ કહે છે કે મુડદાને ગાડીની અંદર લઇ જવા એ જ યોગ્ય છે. તે કારણસર તેમણે રાજકોટમા તો એક ગાડી પણ યોજી છે ને તે ગાડીનો ઉપયોગ આમને મફત આપે છે. દરેક પ્રસંગે મુડદાને ગાડીમા જ લઇ જવા કે નહિ એ પ્રશ્નને હાલ એક કોરે રાખીએ પણ જ્યારે, એટલે મરકી જેવે સમયે, માણસોની ઘણી તાણ હોય છે ને ઊંચકનારાને જોખમ પણ વહોરવુ પડે છે તેવે સમયે ગાડીનો છૂટથી ઉપયોગ કરવો એ ડહાપણની વાત છે. મુડદું કાધ ઉપર જ ઊંચકી જવાનું કંઇ શાસ્ત્ર નથી એ કેવળ રિવાજની વાત છે. જ્યા સ્મશાન ઘણાં દૂર છે, જ્યા ગરમી સખત પડે છે ને જ્યા ઊંચકનારા ઓછા હોય છે તેવે સમયે ગાડી તો મદદગાર થઇ પડે છે. ભાઇ છોટાલાલે યોજેલી ગાડી માણસ હાકી શકે છે. તેમા ઘોડા બળદ રાખવાની જરૂર રહેતી નથી. આ ગાડી વગર થાકયે એક અથવા બે માણસ લઇ જઇ શકે છે. આ ગાડીનો પ્રસંગે ઉપયોગ કરવાની હું સૌને ભલામણ કરૂ છું.

## રોવું કૂટવું

આ નાનકડી કોટડીમા મેં જે ધીરજ અને ઈશ્વરભાવ અનુભવ્યા તેની સાથે આપણા રડવાકૂટવાના રિવાજની સરખામણી કર્યા વિના મારાથી ન રહેવાયું. મેં ઘણા હિંદુ મરણ જોયા છે. હજુ તો દર્દીના ખોળિયામાં પ્રાણ છે ત્યાં તેની પાછળ રામનામના જપને બદલે રોકકળ શરૂ થતી મેં ઘણી વેળા જોઈ છે. મૃત્યુ પાછળ રોવાકૂટવાની બધા ધર્મોમાં મનાઈ છે. હિંદુધર્મ જન્મમૃત્યુને એક જ સ્થિતિના રૂપાન્તર માને છે એમ છતા રોવાકૂટવાની જંગલી અને નાસ્તિક પ્રથા હિંદુ સિવાય મેં બીજા કોઈ ધર્મમાં નથી જોઈ. મેં પારસી, યહુદી, ખ્રિસ્તી અને મુસલમાન મરણો વેળા હાજરી ભરી છે. રોકકળ તો મેં ક્યાયે નથી જોઈ. હુ ઇચ્છું છું કે સમજુ હિંદુ કુટુંબો રોવાકૂટવાના ઘાતકી, જંગલી અને નિરર્થક રિવાજને અધર્મ જાણી તરત બંધ કરશે.

# નવીન વિધિઓ

દેશબંધુના અવસાન નિમિત્તે સભાઓ વિ૦ થયા હતા તેમા ઘણી જગ્યાએ લોકોએ સર્વસાધારણ ક્રિયાઓ ઉપરાત પોતાને અનુકૂળ એવી નવીન વિધિઓ પણ દાખલ કરી હતી. બંગાળમા ઘણે ઠેકાણે કીર્તનો થયાં હતા, કોઇ ઠેકાણે કગાળોને જમાડવામા આવ્યા હતા ને કોઇ ઠેકાણે લોકોએ સ્નાનાદિ કરીને ધાર્મિક ક્રિયાઓ ઉજવી હતી. કાઠિયાવાડમા આવેલા ચાડિયા ગામે તિથિ નીચે પ્રમાણે ઉજવી હતી:

૧. સદ્ગતના આત્માને પરમાત્મા શાતિ આપે અને બીજા દેશબંધુઓ હિંદને સાપડે એવી પ્રભુ પ્રત્યે પ્રાર્થના.

૨. કુતરાંને અને ગાયને લાડવા ખવડાવવા.

૩. તે તિથિએ કોસ અને સાંતી ન જોડવા.

૪. આગામી સાલમા સારો કપાસ ઘરપૂરતો દરેક ખેડૂતે સંઘરવો.

બીજી કેટલીક જગ્યાએ ઉપવાસ કરવામા આવ્યા હતા અને સૂતર કાંતવામા આવ્યુ હતુ. આવી નવીનતાઓ આવકારદાયક છે. જે જે શુભ પ્રવૃત્તિ પોતાને સૂઝે અને મતાત્માને માન્ય હોય એવીની વૃદ્ધિ નિમિત્ત આવી તિથિઓ બનાવવી એ મૃત્યુ પામેલાઓ પ્રત્યેના આપણા પ્રેમની સરસ નિશાની છે.

કોસ અને સાતી ન જોડવામા પ્રાણીદયા છે. ચોમાસું બાદ કરતા કોસ વગેરે આપણે લગભગ નિરંતર વગરવિચાર્યે ચલાવીએ છીએ. આમા વસ્તુતાએ લાભને બદલે હાનિ જ થાય છે જ્યા દર અઠવાડિયે આરામ લેવાનો અને નોકરોને તેમજ જાનવરોને આરામ દેવાનો રિવાજ છે ત્યા લોકોએ કશું ખોયું નથી, તેઓએ મેળવ્યુ છે એટલે મહાપુરુષોના અવસાન જેવા અવસરોએ કોસ વગેરે બંધ રાખીને નોકર, પશુ વગેરેને આરામ આપવો એ રૂડો આરંભ છે.

## ખોટી દયા

પણ કુતરાંને અને ગાયને લાડવા આપવામા ખોટી દયા છે. આપણને લાડુ ગમે તેથી ગાય ને કુતરાને પણ ગમે અથવા લાભ આપે એવું માનવાનું કંઇ જ કારણ નથી પશુઓના સ્વાદ બગડેલા નથી હોતા. મનુષ્યોના સ્વાદમા જો ભેદો છે તો પશુઓનું કહેવું જ શું ! અંગ્રેજને લાડુ આપીએ તો તે ફેંકી દેશે. આપણામાના ઘણાને તેઓની મીઠાઇ પસંદ નહિ પડે. મદ્રાસમાં કોઇ રોટલીનું જમણ આપે તો મદ્રાસના હિંદી તે ખાઇ નહિ શકે. પંજાબમા ભાતનું જમણ નિરર્થક થશે. તો પછી ગાયને અને કુતરાંને લાડુ આપવામા શો

અર્થ હોય? ગાય અને કુતરા લાડુ ખાઈ જાય છે એ લાડુ ખવડાવવાના વાજબીપણાનો પુરાવો નથી. દુબળા ઢોરને શ્વાસ આપવું એ દયા છે. પણ ગામડાઓમા તો દુબળા ઢોર જ ન હોવા જોઈએ કુતરાને ખાવાનું આપવું તેમા દયા નથી; તેમા મેં તો કેવળ અજ્ઞાન જોયું છે. આપણે ઊંઘ વેચીને ઉજાગરો વહોરી લઈએ છીએ. કુતરાને અયોગ્ય રીતે લલચાવી આપણે તેનો વંશ વધારીએ છીએ ને પછી તેમને નધણિયાતા રાખી દુબળા બનાવીએ છીએ. કુતરા તો બધા પાળેલા જ હોવા જોઈએ. રખડતા કુતરાંની હસ્તી આપણા પાપની કે અજ્ઞાનની નિશાની છે. અમદાવાદ પોતાના નધણિયાતા કુતરાને એક જગ્યાએથી બીજી જગ્યાએ ધકેલી દયાધર્મ પાળ્યાનો દાવો કરે છે. જરાસરખો દયાધર્મનો વિચાર કરવાથી માલમ પડશે કે નામની દયા કરવા જતા એવડી ક્રૂરતા કે હિંસા થાય છે. એક તો એ કુતરાઓને પોતાના વાતાવરણમાથી કાઢવાની હિંસા અને બીજી એવા કુતરાઓને પકડી ગરીબ ગામડાઓની નજીક છોડી મેલવામા ગામડાઓ પ્રત્યે થતી હિંસા. રેઢિયાળ કુતરાના ઉપદ્રવનો ઇલાજ સુજ્ઞ મનુષ્યોએ ધાર્મિક ન્યાયવૃત્તિથી વિચાર કરી શોધવો જોઈએ આવા કાર્યો મહાજનો જો દયાધર્મનો સૂક્ષ્મ અભ્યાસ કરે તો જ થાય અને તેમ નહિ કરે તો છેવટે એવો સમય આવી રહ્યો છે કે જ્યારે ધર્મહીન સત્તાધીશો ઉતાવળે કુતરાઓનો નાશ કરશે. તાત્કાલિક ઇલાજ તો કુતરાંઓને જાણનાર શાસ્ત્રીની દેખરેખ નીચે તેઓના પાંજરાપોળ ખોલવાનો જણાય છે.

સામાન્ય વાત પરથી હું ઊંડે ઉતર્યો છું. પણ કુતરાને લાડવા આપનાનો ઠરાવ વાચી સાબરમતી-આશ્રમમા થએલી

રેઢિયાળ કૂતરાની ચઢાઇના અનુભવો મારી સમક્ષ ખડા થયા ને તે ઉપરથી જીવદયા વિષેના કેટલાક વિચારો મેં મહાજનોની જાણને સારૂ અહીં રજુ કર્યા છે.

પણ આપણે ત્યા તો જેમ દુબળા ને રેઢિયાળ જાનવર છે તેમ દુબળા ને રેઢિયાળ મનુષ્યપ્રાણીઓ પણ છે. તેઓને દુબળા રાખીને જીવાડવામા પુણ્ય માની આપણે પાપનો પુંજ ખડકીએ છીએ.

ગયે અઠવાડિયે હું સુરી ગયો હતો. હુ ગરીબોનો દાસ ગણાઉં છુ તેથી સુરીના મહાજનોએ મારે નિમિત્તે કંગાળોને જમાડયા હતા. તેઓને જમવાનો વખત મારી ગાડી પહોચવાને વખતે જ રાખ્યો હતો. રસ્તાની બને બાજુએ જમવા બેઠેલા રાંકાઓની આ હાર વચ્ચે થઇને મને મોટરમા બેસાડીને લઇ ગયા. હું શરમાયો, અવિનયનો ભય ન હોત તો હું ત્યા જ ઉતરી પડત અને નાસી જાત ખાનારા ગરીબોની વચ્ચેથી મોટરમા બિરાજતો આ ભલો તેઓનો ઉદ્ધત દાસ! આ વિષે કેટલાક ઉદ્‌ગાર હું સુરીની સભા આગળ રોયો. આવું જ દસ્ય મેં કલકત્તામા એક પુરાણા ધનિક કુટુંબને ત્યા જોયું. મને ત્યા દેશબંધુ સ્મારકને સારૂ ઉઘરાણું કરવા લઇ જવામા આવ્યો હતો. આ કુટુંબનો મહેલ 'મારબલ પૅલેસ'ને નામે ઓળખાય છે. તે છે પણ બનેલો કેવળ આરસનો. મકાન ભવ્ય અને જોવાલાયક છે. આ મહેલને આગણે હમેશા ગરીબોનું સદાવ્રત રહે છે. ત્યા ગરીબોને રાંધેલું અનાજ જમાડવામા આવે છે. આ સખાવત મને દેખાડવાના નિર્દોષ ઇરાદાથી અને મને આનંદ પમાડવાના શુભ હેતુથી બરોબર પેલાઓને જમાડવાના સમયે મને માલેકોએ બોલાવ્યો હતો.

મેં વગર વિચાર્યે 'હા' કહી દીધી હતી. પણ ત્યાંનું દશ્ય જોઇ સુરીના કરતા પણ વધારે દુઃખી થયો અને અકળાયો. જમનારાની વચ્ચે થઇને મને મોટરમાં તો ન લઇ ગયા પણ મારી પાછળ જ્યા જોઉં ત્યા લોકોનું ટોળું તો હોય જ. એ આખું ટોળું આ જમનારા કંગાળિયાંની વચ્ચે થઇને ધસ્યું. બાપડા જમનારાઓને તેઓના પગનો સ્પર્શ તો થાય જ. ઘડીભર તો એ બિચારાઓનું ખાવાનું પણ બંધ રહ્યું. તેઓના આત્માએ મને આશીર્વાદ આપ્યો હોય તો ધન્ય છે એમની સમતાને અને ઉદારતાને. ક્યા ધૂળવાળું આગણું ને ક્યા બરફ જેવો ઉજળો ઊંચો મહેલ! આ મહેલ કેમ જાણે પેલા ગરીબોની હાસી કરતો હોય નહિ એવું મને તો જણાયું અને તેઓની વચ્ચે થઇને એમ બેદરકારીપૂર્વક ચાલનારા પેલા ગરીબોના નવાજ તે હાસીમા ભાગ લેતા મારા અંતરને જણાયા!

આમ લોકોને ખવડાવવામા પુણ્ય હોય? મને તો એમા શુદ્ધમા શુદ્ધ ભાવ છતા અવિચાર અને અજ્ઞાનને લીધે થતું પાપ જ લાગ્યું. આવા સદાવ્રતો દેશમા ઠેકઠેકાણે છે. આથી કંગાળિયત, આળસ, પાખંડ, ચોરી ઇત્યાદિ વધે છે; કેમકે વગર મહેનતે ખાવાનું મળે તો મહેનત ન કરવી એવી ટેવવાળા માણસો આળસુ બને અને પછી કંગાળ બને. નવરો બેઠો નખ્ખોદ વાળે એ ન્યાયે આવા કંગાળો ચોરી ઇ૦ શીખે. બીજા અનાચાર પોતાના પ્રત્યે કરે એ તો નોખું જ. આ સદાવ્રતોનું છેવટ હું તો ખરાબ જોઉં છું. ધનવાન લોકોએ પોતાની સખાવતના ભાજનોનો વિચાર કરવો ઘટે છે. સખાવત-માત્રમાં પુણ્ય છે એવું તો નથી જ એ બતાવવાની આવશ્યકતા નથી. લૂલા, પાંગળા અથવા દરદોથી પીડાતા અશક્ત માણસોને

સારૂ અવશ્ય સદાવ્રત ધટે છે. તેઓને પણ ખવડાવવામા વિવેક હોવો જોઇએ. હજારોના દેખતા અશક્તને પણ ન ખવડાવાય. તેઓને ખવડાવવાની એકાત, શાત અને સુઘડ જગ્યા હોવી જોઇએ. ખરૂં જોતા તેવાઓને સારૂ ખાસ આશ્રમો હોવા જોઇએ. છુટાછવાયા એવા આશ્રમો હિંદુસ્તાનમા છે. અશક્તને જમાડવાની ઇચ્છા રાખનારા સખી ગૃહસ્થોએ કા તો એવા સારા આશ્રમોમા પોતાનું દ્રવ્ય મોકલવુ જોઇએ અથવા ન હોય ત્યાં આવશ્યકતા અનુસાર એવા આશ્રમો સ્થાપવા જોઇએ.

અશક્ત ગરીબોને સારૂ કઇક પણ ધંધો શોધવો જોઇએ. લાખોનો ઉપકાર થઈ શકે એવું સાધન કેવળ રેંટિયો છે.

# નાતજાતની સ્થિતિ

મારવાડી ભાઇઓનું સંમેલન કલકત્તામા હતું તેમાં મને લઈ ગયા હતા ત્યા કેવળ જ્ઞાતિસુધારાની જ વાત હતી ને તેને જ લગતા અનેક પ્રશ્નો ચર્ચાતા હતા. આવી જગ્યાએ હું કેવું ભાષણ આપુ? સુધારણાની બાબત વિષે બોલવાને બદલે મેં બહિષ્કારના સિદ્ધાતની વાત મુખ્યત્વે તેમની આગળ કરી. હું જાણતો હતો કે બહિષ્કારે તેઓનામા ભયંકર સ્વરૂપ પકડયું હતું અને માહોમાહે ઝેર ફેલાયું હતુ. એ ભાષણનો સાર હિંદુમાત્રને લાગુ પડતો હોવાથી અહી આપુ છું.

બહિષ્કારનું શસ્ત્ર જ્યારે શુદ્ધ મનુષ્યોના હાથે વપરાય ત્યારે જ તેનો સદુપયોગ થાય. નહિ તો તે નરી હિંસાનું સ્વરૂપ પકડી વાપનારનો ને જેની સામે તે વપરાય તેનો પણ કદાચ નાશ કરનારૂં થઇ પડે.

આજકાલ બહિષ્કાર કરવાને લાયક આપણે રહ્યા નથી. શું એક બાપ પોતાની દસમે વર્ષે વિધવા થએલી દીકરીના પુનર્લગ્ન કરે તો તેથી તેને અને તે બાળાને અને તેને

પરણનારને નાત બહાર મૂકવામા પુણ્ય છે ? શુ જેઓ અનીતિ આચરે છે, જેઓ છડેચોક વ્યભિચાર કરે છે, માંસમદિરા ખાયપીએ છે તેમનો બહિષ્કાર થાય છે ? જેઓ વિચારમાં વ્યભિચાર કરનારા છે તેમનું શુ ? મતલબ કે જ્યા લગી આપણામાં શુદ્ધિ નથી થઇ ત્યા લગી કોણ કોનો બહિષ્કાર કરવા યોગ્ય છે ? કોઇ જ નહિ.

બહિષ્કારનું પરિણામ નવી જાતિઓ પેદા કરવાનું જ સ્વરૂપ પકડે છે. આપણે જેને આજે તડા કહીએ છીએ તે કાલે જાતિઓ થશે. તેથી આ યુગમા જ્યા જાતિનો સંકર થઇ રહ્યા છે ત્યા બહિષ્કાર સર્વથા અનિષ્ટ છે.

વર્ણાશ્રમ ધર્મ છે, અનેક જાતિઓ ધર્મ નથી. વર્ણાશ્રમની રક્ષા ઇષ્ટ છે; જાતિઓનો નાશ ઇષ્ટ છે. તેથી સુધારકોને ઉત્તેજન દેવું ઘટે છે. ગમે તેમ કરીએ તોયે એ પ્રકારનો સુધારો રોકી શકાય એમ નથી. કેમકે હિંદુધર્મમા ઘણો મેલ પેસી ગયો છે ને હાલ ચોમેર જાગૃતિ થઇ છે.

ડહાપણ એ છે કે સુધારાને ધર્મનુ સ્વરૂપ દેવું. પણ જ્યાં સુધારો ન ગમે તેવો જણાય ત્યા પણ બહિષ્કાર અનિષ્ટ જ છે.

મારવાડી કોમ બુદ્ધિશાળી છે; સાહસિક છે. તેણે ભારતવર્ષનો ઉપકાર કર્યો છે ને અપકાર પણ કર્યો છે મિત્ર તરીકે અપકારની વાત પણ સંભળાવવી એ મારો ધર્મ છે. તેમાથી તેને ઇશ્વર બચાવો ને તેનું કલ્યાણ કરો.

જેમનો બહિષ્કાર થાય તેઓએ મર્યાદામા રહી વિવેકથી ઝેરને વધતું અટકાવવું ને પોતાની નીતિને વિષે કાયમ રહેવું એમ જણાવી બહિષ્કારનું પ્રકરણ પૂરૂં કર્યું

## બહેનો પ્રત્યે

જેમા હિંદુસ્તાનનો ઉદ્ધાર રહેલો છે અને જેના વિના હિંદુસ્તાનનો ઉદ્ધાર ન થઇ શકે એવી ભારે છતા સાદી વાત તમારી સાથે મારે કરવી છે. પુરુષ પોતાના મૂઢપણાથી સ્ત્રી પ્રત્યે પોતાની ફરજ ભૂલી જાય, પણ તેથી સ્ત્રી પણ સ્ત્રી પ્રત્યેની ફરજ ભૂલે ?

દાહોદથી મને કાગળ મળ્યો તેમા જે ખબર છે તે આપણને બધાને શરમ ઉપજાવનારી છે. તેમાં ખબરપત્રી લખે છે કે ઢેડોની સ્ત્રીઓ જેમને ઘરમા કંઇ કામ નથી મળતું તેઓ બહાર મજૂરી કરવા જાય છે અને ત્યાં તે સ્ત્રીઓની લાજ લૂંટાય છે. આ વાત આ બહેનોના દીન બની ગએલા પુરુષ સગા જાણે છે, છતા સાખી રહ્યા છે. આ કોમને સારૂ મેં ઢેડ શબ્દ વાપર્યો છે પણ તેઓ વણકર છે. કેટલાક વણકરો કેમ ઢેડ કહેવાય છે એ હું જાણતો નથી. પણ આવો સ્વચ્છ ધંધો હોવા છતાયે એ લોકો અસ્પૃશ્ય ગણાય

છે એ હમેશા યાદ રાખશું તો કોઇ દહાડો અસ્પૃશ્યતાના દોષમાથી આપણામાના કેટલાક મુક્તિ મેળવશું. જેમ સ્ત્રીઓ બીજા ધધાને અભાવે મજૂરીએ જાય છે તેમ જ પુરુષો પણ કરે છે. તેથી જ્યારે તેઓએ જોયું કે હું તેઓને સૂતર આપવા તૈયાર છું ત્યારે તેઓએ એવી પ્રતિજ્ઞા લીધી કે જો તેઓને રોજનું મણ સૂતર નિયમસર મળી શકે તો તેઓ વણાટ સિવાય બીજો ધધો નહિ જ કરે મારા ખબરપત્રી મને વધારામા જણાવે છે કે આ વણકરોએ ઉપર પ્રમાણે પ્રતિજ્ઞા કરી તેનું મુખ્ય કારણ મેં ઉપર જણાવી એ અનીતિ વિષેનું તેમનું જ્ઞાન હતું.

ઉપર પ્રમાણે અનીતિના દાખલો એક જ નહિ હોય એમ તો તમે ખચિત માની લેશો કિમરેદમા હું હતો ત્યારે મને કહેવામા આવ્યું હતું કે ત્યાની ઘણી બાઇઓ દાળ વીણીને પોતાના આજીવિકાના સાધનમા કંઇક ઉમેરો કરે છે. તેઓને વેપારીઓને ત્યા દાળ લેવા અને દેવા જવું પડે છે ત્યા અનેક પ્રકારની મશ્કરીઓ, અનેક પ્રકારના અપશબ્દો તેમને સાંખવા પડે છે. આવું હું આખા હિંદુસ્તાનમા ભમતા ચાર વર્ષ થયા અનેક જગ્યાએ સાભળી રહ્યો છું મને એમ ભાસે છે કે સો વર્ષ પહેલા જ્યારે આપણી માતાઓ કરોડોની સંખ્યામાં સૂતર કાતતી હતી ત્યારે આવું નહિ થતું હોય.

તેથી હુ ધનિક અને શિક્ષિત બહેનોને વિનતિ કરવા ઇચ્છું છુ કે જો તમે તમારી ગરીબ બહેનોના શિયળની રક્ષા કરવા ઇચ્છતા હો તો હાથેથી સૂતર કાતવાની અને હાથેથી કાપડ વણાવવાની પ્રવૃત્તિમા આગળ પડતો ભાગ લો આ સ્થળે બીજા ધંધાઓને બદલે આ ધંધો પ્રવર્તાવવાનો કેમ આગ્રહ

કરું છુ તે વિષે બધી દલીલો દેવા ઇચ્છતો નથી. આટલું જ કહેવું બસ છે કે કાતવું એ આપણો પુરાતન ખાનદાની ધધો ગણાયો છે અને તેમા રાણીઓ સુદ્ધા જોડાએલી રહેતી. કાતવાનું કામ શીખવુ એ ઘણુ સહેલુ છે કાંતવાનો સંચો હરકોઇ સામાન્ય શક્તિવાળો સુતાર બનાવી શકે છે. અને તે ઉપર કરોડો બહેનો સૂતર કાતે તોપણ તે હિંદુસ્તાનમા જ ખપી શકે તેમ છે, અને તે લગભગ અનાજના જેવી જ ઉપયોગી વસ્તુ હોઇ ક્ષણિક પ્રવૃત્તિ ન કહેવાય એમા બહુ શારીરિક બળની જરૂર નથી, અને તે કાર્ય ગમે ત્યારે પડતું મૂકીને ગમે ત્યારે પાછું શરૂ કરી શકાય છે તેથી એ પુરસદનો ધંધો પણ કહેવાય છે. જો કેટલીક સમજુ બહેનો આ પ્રવૃત્તિ ચલાવે તો મેં ઉપર બતાવ્યા છે તેવા અત્યાચારો થતા અટકે, એટલે કે કોઇ બહેનને પોતાને અનુકૂળ ધધાને અભાવે જેમા પોતાનું શિયળ જરાયે જોખમમા આવી પડે એવા કામમા ન જ જવું પડે.

વાચનાર બહેન ! તમે ધનાઢચની સ્ત્રી હશો તોપણ તમે તમારી રંક બહેનોના શિયળની રક્ષા કરવા બંધાએલી છો. મેં તમારી પાસે એક ધોરી રસ્તો મૂક્યો છે. તેનો તમે વિચાર કરશો એવી ઉમેદ રાખું છું.

# પતિનું કર્તવ્ય

સંયમધર્મના પાલનમાં પત્નીની સહાય ન હોય તો પતિએ શું કરવું એવો પ્રશ્ન એક ભાઈ કરે છે. મારો અનુભવ તો મને સૂચવે છે કે સંયમના પાલનમાં એકને બીજાની સંમતિની જરૂર ન હોય. ભોગમા બન્ને સંમત હોવાં જોઇએ. ત્યાગ તો પ્રત્યેકનું ખાસ ક્ષેત્ર છે. પણ આ વસ્તુઓ વિષે વિવેકની બહુ આવશ્યકતા હોય છે. સંયમ ખરો સંયમ હોવો જોઇએ. પુરુષે પોતાનું મન ખૂબ તપાસી લેવું જોઇએ. વિવેક અને શુદ્ધ પ્રેમથી પત્નીને પોતાના કાર્યમા પતિ સંમત રાખી શકે છે. પતિ જે જ્ઞાન પામ્યો હોય તે પત્નીને ન હોય એ સંભવે. એથી પતિનો ધર્મ છે કે પત્નીને પણ તે પોતાના જ્ઞાનમા ભાગી રાખે આમ જ્યા ઘરસંસાર વિવેકપૂર્વક ચાલતો હોય ત્યા સંયમના પાલનમા મુશ્કેલી નથી આવતી. મારો એવો અભિપ્રાય છે કે સંયમના પાલનમા સ્ત્રી પહેલ કરનારી હોય છે. પતિ જ તેને અટકાયત કરનાર હોય છે. તેથી આ પ્રશ્ન મને અજુગતો લાગે છે છતા જવાબ આપવો જોઇએ સમજી કંઇક સંકોચ બાદ આપ્યો છે

## પિતાપુત્રભેદ

પિતા ધનવાન છે ને ભોગી છે. પુત્ર ત્યાગી છે, સાદું જીવન ગાળવા ઇચ્છે છે પિતા રોકે છે. પુત્રે શું કરવું? મારી અલ્પમતિ પ્રમાણે મને લાગે કે પુત્ર પોતાની ત્યાગવૃત્તિને ન છોડે વિનયપૂર્વક પિતાને સમજાવે. પુત્રમા વિવેક અને દૃઢતા બન્ને હોય છે ત્યા પિતા વચ્ચે નથી પડતો એમ મારું માનવું છે. પુત્ર ઘણી વેળા ઉદ્ધત બની ત્યાગને પણ સ્વચ્છંદનું રૂપ આપી પિતાને ચીઢવે છે. આવા ત્યાગને હું ત્યાગ નથી ગણતો. શુદ્ધ ત્યાગમાં એટલી બધી નમ્રતા હોય છે કે ત્યાગને પિતા જોતો પણ નથી. ત્યાગને મોટું સ્વરૂપ આપવાની આવશ્યકતા નથી હોતી. સ્વાભાવિક ત્યાગ પ્રવેશ કરતા પહેલા વાજાં નથી વગાડતો. તે અદૃશ્ય રીતે આવે છે ને કોઇને ખબર સરખી નથી પડવા દેતો. એ ત્યાગ શોભે છે ને નભે છે. એ ત્યાગ કોઇને વધારે પડતો નથી લાગતો ને રોપી નીવડે છે.

## ખોટા ખરચ

**મા**રી સામે એક લાંબો કાગળ પડયો છે. તેમા ચાલુ પ્રવૃત્તિની અને તેના કાર્યકર્તાઓની સારી રીતે કરેલી પણ મધુરી ટીકા છે. તેમાથી નીચેના જાણવાજોગ ઉતારા આપુ છુ.

"લોકો તરફથી કેટલાક લાભો આપવામા આવે છે તે પ્રજાને માટે હોય છે કે કાર્યકર્તાઓના અંગત જીવન માટે એ વિચારવાની જરૂર છે. કાર્યકર્તાઓ મોટર સિવાય અથવા ઘોડાગાડી સિવાય મુસાફરી કરી શકે એવા નથી તેમ જ પૂરતા પગારો મળતા છતા પોતાના ઘરનો રોટલો ખાતા નથી. તેમને વૈભવ જોઇએ છે. પારકે ઘેર જમવા જવુ છે ત્યા પણ મોટર અથવા ઘોડાગાડીમા બેસીને જ જઇ શકે છે. લેશમાત્ર પરિશ્રમ વેઠે તેમ નથી. પગારના પૈસા બેંકમા જમા રાખે, પારકા ઉપર પોતાનો ખર્ચ રાખે. આમ દેશસેવાને બહાને પૈસા કમાવાનો રસ્તો શોધે ...શાસ્ત્રોમા સાંભળીએ છીએ કે ઇંદ્રિયોના વિષયો વગવમા ન મળી જાય તેને માટે મહાન સમર્થ પુરુષો જંગલમા વસતા હતા ત્યા પણ શરીરને કષ્ટ આપતા. તેમ છતા કોઇ વખતે સ્ત્રીનો સંસર્ગ થઇ જતો

તો તેટલે ઊંચે દરજ્જેથી પણ પડી જતા હતા. તો આજે તો ઇંદ્રિયોને યથાશક્તિ પોષનારા, અનેક ભોગો ભોગવનારા આપણા સેવકો સ્ત્રીઓના સંસર્ગમા રહેતા હોય છતા સંયમી ગણી શકાય કે? આ તેઓના બ્રહ્મચર્યનું લક્ષણ હશે? આમા દેશસેવા હશે?......

"દેશનું હિત રેંટિયા ચલાવી વિલાયતી કપડાનો ત્યાગ કરવામાં જ નથી. ત્યાગનો પોકાર કરવાવાળાઓને કઇ વિલાયતી વસ્તુ વિના ચાલે છે? શૌચ જવું છે, હજામત કરાવવી છે, નહાવું છે અથવા બીજું કંઇ કરવું છે તોયે વિલાયતી ચીજ વિના જેઓને ચાલતું નથી તેઓનો તે આ ત્યાગ કે મોહ?......આપ જ્યારે આવ્યા ત્યારે આપને સારૂ શા શા ખર્ચો થયાં તે જાણો છો? એ બધું આપને નિમિત્તે થાય; તેના પાપમા આપ ભાગીદાર નહિ?......કુટુંબીઓમાં જેને મેળ નથી તે પ્રજાનો મેળ સાધશે? પોતે બળતો બીજાને અગ્નિથી બચાવવાનો ઉપાય બતાવશે? શું આ સ્વતંત્રતાનો માર્ગ છે? શુ આ અહિંસાનો માર્ગ છે?......

"હવે થોડી વિગત જણાવું. આપની ઇચ્છા ખોટા ખરચ કરાવવાની હોય નહિ. પણ એવા ખરચ ન કરવાની ઉપદેશવૃત્તિ ન રાખો ત્યા લગી ભકતો મોહમા ધનનો દુરુપયોગ કરે જ. આપના આગમન પહેલા મોટરોની દોડાદોડી, આપને માટે સામગ્રીઓ—પાયખાને જવાની ચીજોથી દરેક નાનીમોટી ચીજો—તે પણ વિલાયતી, મુંબઇથી પારસલોથી મંગાવી. કેટલા પૈસાનો બે દિવસને સારૂ વ્યય થયો હોય તે આપના જાણવામા ન હોય. આપના ખોરાકને માટે જો કે આપને તો કોઇ પણ મેવા સિવાય બીજી ચીજો ન ખપતી હોય તોપણ

હમેશા બકરીનું દૂધ એક એક રૂપિયાનુ. આવે. તેમાથી રાા રૂપિયાભાર માખણ કઢાય. આ રીતે સોળ રૂપિયાનું એક શેર ઘી થાય. આના કરતા ચૌદ આનાનું એક શેર ઘી વાપરવું શું ખોટું ? સેવકોના કેટલા પૈસા બચે ? વળી આપ આવ્યા ત્યારે સો બસેં માણસો ભેળા થઇ એશઆરામ કરતા થઇ ગયા. આ કાંઇ ખરા સુખનું સાધન ન ગણાય.”

પચીસ પાનાના કાગળનો મેં લખનારના જ શબ્દોમાં સાર આપ્યો છે. લખનાર વિવેકી છે ને તેમણે બધુ સદ્‌ભાવે લખ્યું છે. લખનારના કેટલાક આરોપો વિષે હું જાણતો નથી. છતા મારો સામાન્ય અનુભવ એવો છે ખરો કે જાહેર પૈસાનો ઘણો દુર્વ્યય થાય છે. આની મે પ્રસંગોપાત્ત ટીકા પણ કરી છે. કાર્યકર્તાઓના એશઆરામને સારૂ પૈસા જોઇએ તે કરતા વધારે વપરાએલા મેં ઘણી વેળા જાણ્યા છે હવે તો ઘણું ઓછું થયુ છે છતા વધારે સુધારો કરવાને અવકાશ છે એમ મારે કબૂલ કરવું જોઇએ. ગાડીભાડાનું ખર્ચ હાલતા ને ચાલતા થાય છે એ વાતમા કેટલુંક સત્ય છે જ. આપણે હવે તો કેવળ કંગાળ લોકોની સેવા કરવા ઇચ્છીએ છીએ, તેઓના એલચી બનવા માગીએ છીએ. તેથી આપણા જીવનમા છે તેના કરતા ઘણી વધારે સાદાઇ આવવી જોઇએ એ વિષે મને શક નથી. જ્યા પગે ચાલીને જવાય ત્યાં ગાડીનો ઉપયોગ ન જ કરાય. સેવક મહેમાનોની મિજબાની કરવાપણું હોય નહિ. કામદારો એકઠા થાય તે મિજબાની ખાવા નહિ પણ કામ કરવા.

સ્ત્રીઓના સંસર્ગમા કઇ વાતનો ઇશારો છે એ હું નથી જાણી શક્યો. આખા કાગળ ઉપરથી એ ખુલ્યું નથી. પણ

લખનારની સરખામણી ઉપરથી કંઇક અનુમાન થાય છે. સંસર્ગને ખાતર કરેલો સ્ત્રીસંસર્ગ પાપ છે ને ત્યાજ્ય છે એ વિષે મને શંકા નથી. એવો સંસર્ગ શોધનારા કામદારો પ્રજાની સેવા બહુ થોડી જ કરશે પણ સેવાને અર્થે રહેલો સ્ત્રીસંસર્ગ અનિવાર્ય હોઇ સ્વીકાર્ય છે. સ્ત્રીને આપણે બહુ દબાવી રાખી છે. સ્ત્રીનું સ્ત્રીત્વ હરાઇ ગયુ છે. સેવાને અર્થે સ્ત્રીને બહાર નીકળવાનો અધિકાર છે, તેનો એ ધર્મ છે. આપણી હીલચાલમા સ્ત્રીઓ દહાડે દહાડે વધારે ભાગ લેતી થઇ જશે એથી સ્ત્રીઓ અને પુરુષો એક જ બેઠકોમાં આપણે વધારે ને વધારે જોઇશું. આ સ્થિતિ મને યથાસ્થિત લાગે છે.

જંગલમા રહીને જ જે પાળી શકાય તે બ્રહ્મચર્ય નથી, સંયમ નથી. જગલનું સેવન ઘણાને ઇષ્ટ છે. એવો એકાંતવાસ થોડોઘણો બધાને સારૂ લાભદાયી છે. પણ તે વિચારવૃદ્ધિને સારૂ, પોતાની ઓળખને સારૂ હોય; પોતે સુરક્ષિત રહેવા સારૂ તે કદિ ન જ હોય. જગતના સામાન્ય વ્યવહારમાં રહેતો છતાં જે અલિપ્ત રહે તે જ સયમી છે, તે જ સુરક્ષિત છે.

પ્રાચીન જમાનામા જે વાડો રચી હતી તે તે સમયને સારૂ ભલે અનુકૂળ હોય. પણ આપણે આ જમાનામા જોઇએ છીએ કે યુરોપના લોકોમા ઘણા સ્ત્રીપુરુષો એકબીજા પ્રત્યે ઘણી છૂટથી રહેતા છતા પોતાની નીતિ અને પવિત્રતા જાળવી શકે છે. યુરોપમા પવિત્રતાની રક્ષા અસંભવિત છે એમ કોઇ માને તો તે છેક અજ્ઞાન જ છે. યુરોપમાં આપણે સારૂ પવિત્રતાની રક્ષા મુશ્કેલ છે એ ખરૂ. તેના કારણ યુરોપમાની સ્ત્રીની સ્વતંત્રતા નથી પણ યુરોપમા ભોગને ધર્મ કરી મૂકવામા

આવ્યો છે તે છે. વળી યુરોપમા છે તે જાતની છૂટથી આપણે ટેવાએલા નથી.

યુરોપનું દૃષ્ટાંત આપણે અમુક હદ લગી જ કામનું છે. તેનું સંપૂર્ણ અનુકરણ ભયાવહ છે. દૃષ્ટાંત આપવામા હેતુ એટલો જ છે કે સ્ત્રીસંસર્ગ સર્વથા ત્યાજ્ય છે, સંયમીને સારૂ સ્ત્રીસંસર્ગ પાપ છે, એ વિચાર સર્વ કાળે, સર્વ સ્થળે સત્ય નથી એટલું બતાવવું.

આપણી સભ્યતામા જે સુધારણાની જરૂર હશે તે આપણે આપણું વાતાવરણ વિચારી કરવી જોઇશે. એક તરફથી આપણે સ્ત્રીસંસારની સુધારણાને સાધવી રહી છે; બીજી તરફથી સંક્રાંતિકાળે તેમાથી અનર્થ ન ઉપજે એની સંભાળ રાખવી રહી છે. અમુક અંશે આપણે જોખમો પણ ખેડવાં જોઇશે. એક બે જગ્યાએ અનર્થ થઇ રહ્યા છે એવી ફરિયાદો મારી પાસે આવી છે. હું તેની યથાશક્તિ તપાસ કરી રહ્યો છું.

મારી મતિ પ્રમાણે પવિત્રતાને સુરક્ષિત રાખવા સારૂ સ્ત્રીપુરુષે એકાંતવાસનો સર્વ કાળે, સર્વ સ્થળે ત્યાગ કરવો ઇષ્ટ છે. જ્યા સંબંધ પવિત્ર છે ત્યા એકાંતની આવશ્યકતા નથી. આપણી તાલીમમાં, આપણા વાચનમા, આપણા ખોરાકમાં, આપણી ટેવોમા સુધારો થવાની આવશ્યકતા છે. શાસ્ત્રોમા તો કેટલાક વચનો જે તે તે કાળને વિષે લખાએલા છે તેનું ચિંતવન જ મને તો અત્યારે ભયાનક લાગે છે સ્ત્રીની સામે જોવું એ જ પાપ ગણાય થી આપણે કુવિચારો વિના કેમ જાણે જોઇ જ ન શકીએ એવી ધાસ્તી પેદા થઇ છે. માતાનાં દર્શન કરીને પુત્ર પવિત્ર થાય છે. બહેનની સામે ભાઇ નિર્દોષ બુદ્ધિથી જુએ તેમાં પાપ હોય જ નહિ. પાપ મનની

સ્થિતિને અવલંબે છે. વિકાર વિના જે પુરુષ સ્ત્રી સામે ન જ જોઇ શકે તેણે તો આંખ જ ફોડવી ઘટે અથવા ત્યાં લગી તે અવશ્ય જંગલ સેવે. વિનાકારણ જે સ્ત્રી સામું જોઇ નિર્વિકારી હોવાનો દાવો કરે તે પાખંડી છે. પ્રસંગ પડયે જે સ્ત્રીની સામું જોતાં ડરે, તેણે પોતાની ભીરુતા દૂર કરવી ઘટે છે અજાણી સ્ત્રીની સામે જોવું અવશ્ય પાપ સમજાય, પણ આ વિષે કંઇ એક કાયદો હોય જ નહિ. ગમે તેટલી વાડો બાંધો છતાં મલિન મન મલિનતા જ શોધશે ને પ્રસંગ ન મળતાં છેવટ માનસિક પાપ પણ કર્યાં જ કરશે શુદ્ધ મન પોતાની પાસે અણધારી આવી પડેલી લાલચોને ઓળંગી જશે ને અણીશુદ્ધ રહેશે

છેવટમાં સંયમીએ લખનારની સૂચનાને સત્ભાવે સંઘરી સાવધાન રહી પોતાનો સેવાધર્મ પાળવો રહ્યો છે.

પણ ઉપરના લેખનો સર્વથી અગત્યનો ભાગ તો મને લાગતો છે. મને લાગે છે કે લખનારની બધી ટીકા યથાર્થ છે મારે નામે થતા બધા ખર્ચની જવાબદારી મારે માથે છે એમાં મને કશી શંકા નથી. મારે અર્થે ઘણું ખર્ચ નાહક થાય છે એમ હું ઘણી વેળા અનુભવું છું ઘણા મિત્રોની સાથે મે એ બાબતમાં મીઠી વઢવેડ કરી છે. ઘણી જગ્યાએ હું મારી હાજતો વિષે પ્રથમ લખાવી જ મૂકું છું. આમ છતાં અતિશય પ્રેમ પોતાની અતિશયતા મેલતો જ નથી. કંઇક ને કંઇક બહાનું શોધી ખર્ચ કરે છે. આ બધું હમેશાં રોક્યું રોકી શકાતું નથી તેમાં મારી નબળાઇ પણ હોય. હું ન પારખી શકયો હોઉં તેવા ભોગો મારા મનને જોઇતા હોય એ સંભવે છે. હું મહાત્મા તો કહેવાનો, અલ્પાત્મા તો છું જ.

નહિ તો કા મિત્રવર્ગને દુઃખી કરીને પણ અતિશયતાનો તદ્દન ત્યાગ ન કરું? એ સમય પણ આવે. એવું મારા જીવનમા મે ઘણું કર્યું છે. અહી તો મારો દોષ સ્વીકારીને હું તેને કંઇક હળવો કરું છું ને લખનારને ખાત્રી આપુ છું કે તેના કાગળથી હું વધારે સાવધાન થયો છું ને રહીશ.

એક વસ્તુનો મારે બચાવ કરવો પડશે. તે શૌચાદિની સગવડનો. શૌચસ્થાન સૂવાબેસવાના સ્થાન જેટલુ જ ચોખ્ખુ હોવું જોઇએ એ હું પાત્રીસ વર્ષ થયા શીખ્યો છું. એ શિક્ષા હુ પશ્ચિમમા પામ્યો છું શૌચના ઘણા નિયમોનુ સૂક્ષ્મ પાલન પશ્ચિમમા થાય છે તેવુ પૂર્વમા નથી થતુ એવી મારી માન્યતા છે. પશ્ચિમના શૌચાદિના નિયમોમા કેટલી અપૂર્ણતા છે તે સહેજે દૂર કરી શકાય તેવી છે. આપણા ઘણા રોગોનુ કારણ આપણા જાજરૂ અને આપણી જ્યા ત્યા મેલું ફેંકવાની કુટેવો છે તેથી શૌચાદિને સારૂ સ્વચ્છ સ્થાન ને સ્વચ્છ વાસણોની આવશ્યકતા માની તેનો જ ઉપયોગ કરવાની મેં ટેવ પાડી છે અને સહુ તે ટેવ પાડે એમ ઇચ્છયું છે. એ ટેવ એટલે સુધી દૃઢ થઇ છે કે હવે તે હુ બદલવા ઇચ્છું તોપણ ન બદલી શકાય. બદલવાની ઇચ્છા પણ નથી થતી આ સગવડ સાચવવામા કેટલોક પરિશ્રમ રહ્યો છે તે મારા યજમાનને ઊઠાવવો પડે છે. પણ તેને અર્થે મુંબઇથી પેટી મંગાવવી એ તો અનર્થ જ છે એકાત જગ્યા, માટીવાળી જ જમીન હોય તો ત્યા ખાડો, તેની આસપાસ પગથીઓ, આટલું મારે સારૂ બસ થાય છે. આ જગ્યા મારી સૂવાની જગ્યાની પાસે જ હોવાની જરૂર રહે છે. આવું શહેરોમા તો પેટીથી જ અને તેથી ઘણા મિત્રો પેટીનો ઉપયોગ કરી લે છે. પણ તે પેટી પણ

મુબઈમા જ બને એવું કંઈ નથી. ગમે તે સુતાર તે પેટી સહેજે બનાવી શકે છે અને ગ્યાસતેલનો અરધો ડબ્બો વાસણની ગરજ સારી શકે છે. બીજા પણ ઘણા નુખતાઓ સ્વચ્છતા ને સગવડ જાળવવાના બતાવી શકાય.

સરંજામ એક પણ પરદેશી હોવાની આવશ્યકતા તો હોય જ નહિ. ખાદીની અંદર એ તો રહ્યું જ છે કે બીજી વસ્તુઓ પણ બને તેટલે અંશે સ્વદેશી જ વાપરીએ. ખાદી પહેરવી એટલે બીજી વસ્તુઓ પરદેશી વાપરવાનો પરવાનો મેળવવો એવો અર્થ કદિ ન હોય. પણ અમુક વસ્તુ પરદેશી છે તેથી જ તેનો દ્વેષ કરવો એવો પણ ખાદીનો અર્થ નથી. ખાદીનો અર્થ સંગ્રાહક છે, નાશક નથી. સંગ્રહ કરતા જે નાશ થાય તે અનિવાર્ય છે. તેથી સગ્રહ પણ આવશ્યક હોય તે જ કરાય. વસ્ત્ર વિના ન જ ચાલે હિંદુસ્તાનમાં વસ્ત્ર સહેજે બનાવી શકાય છે. તે વસ્ત્રનો ધંધો હિંદુસ્તાનના કરોડોને રોજી આપે છે. તેથી ખાદી તેઓની રોજીના સંગ્રહરૂપ છે. તેથી ખાદી ધર્મ છે અને તેથી વિદેશી વસ્ત્ર અને તેટલા પૂરતું દેશી મિલનું વસ્ત્ર પણ અધર્મ છે. પણ પશ્ચિમથી આવતી 'આયોડીન' નામની દવા જે હિંદુસ્તાનમા બનતી જ નથી તે આવશ્યક છે, તેથી પરદેશી છતા ગ્રાહ્ય છે. પણ જેઓ પોતાના એશઆરામ વધારવાને જ ખાતર પરદેશી અથવા તો દેશી વસ્તુનો પણ ઉપયોગ કરે છે તેવા સેવકો અધર્મ આચરે છે. દેશસેવકથી તો એવું થઈ જ ન શકે. તેથી મુબઈથી માયાવતીમાં સ્વાદને ખાતર મુબઈની કેરી લઈ જવી એ સેવકને સારૂ તો અધર્મ છે જ, જ્યા એક રૂપિયાથી કાર્ય ચાલે ત્યા સેવકે બે ખર્ચવા એ દેખીતી ચોરી છે.

તેથી મેં ઘણી વેળા મિત્રોને કહેવડાવ્યું છે તે અહીં મારે વિષે તો લખી નાખું છું. મારે નિમિત્તે નીચે લખી કરતા વધારે સગવડો પેદા કરનાર નહિ મારૂં હિત જુએ, નહિ પ્રજાનું જુએ કે નહિ પોતાનું જુએ.

મને શૌચ સારૂ એવી સ્વચ્છતા જોઇએ જેવી સૂવાને સારૂ હોય.

મને સૂવાબેસવાનું સ્વચ્છ જગ્યામા ને સ્વચ્છ હવામા હોય એટલે બસ છે. ખાટલાની જરૂર નથી ગાઢું સૂવાઓઢવાનું મારી સાથે જ હોય એટલે ગાદલાની કે ગોદડાની આવશ્યકતા નથી રહેતી

ખાવામા મારે સારૂ બકરીનું દરરોજ વધારેમા વધારે ત્રણ શેર દૂધ હોય એટલે બસ છે અને બે ખાટા લીંબું. મારે સારૂ બીજો આવશ્યક મેવો હુ સાથે રાખું છુ. મને બકરીના દૂધના ઘીની જરૂર હોય નહિ. મને મુસાફરીમા જોઇએ તો બકરીના દૂધના ઘીની વસ્તુ હું સાથે બનાવીને ફેરવું છું. બકરીના દૂધમાથી મહાખર્ચ કરીને ઘી બનાવડાવવું એ મહાપાપ સમજું છે.

મારી સગવડને સારૂ મોટરની જરૂર હોય નહિ. પણ વખત બચાવવાને સારૂ મોટરનો ઉપયોગ અવશ્ય કરાય.

મારે સારૂ પહેલા વર્ગનો ડબો હોય જ નહિ. મારે એકલાને બીજા વર્ગની હાલ જરૂર છે ખરી; પણ મારા સાથીઓને ત્રીજા વર્ગની જ સગવડ પૂરતી હોય છે મારી સાથે કોઇ કોઇ વાર પોતાને ખર્ચે ભાઇઓ ને બહેનો ફરે છે. તેઓ ગાડીની સગવડ તો પોતે જ પોતાની કરી લે છે.

## કોરડા

**એ**ક મિત્ર લખે છે:

"સત્યાગ્રહ સંબંધી વિવેચન કરતા આપે જણાવ્યું છે કે સત્યાગ્રહી ખોટી રીતે સત્યાગ્રહ કરે તોપણ ચિંતા જેવું નથી કારણકે સત્યાગ્રહીને જ તેનું દુઃખ યા સંકટ ભોગવવું પડે છે. આ બાબત ઘણી શંકાઓ ઊભી થાય છે. એવા પણ પ્રસંગો આવે છે કે જ્યારે સત્યાગ્રહ કરવાથી માત્ર સત્યાગ્રહીને જ દુઃખ ખમવાપણું નથી રહેતુ પણ જેની સામે સત્યાગ્રહ થાય તેને પણ દુઃખી થવાપણું હોય છે; આવે પ્રસંગે જો ખોટી દિશાએ સત્યાગ્રહ થયો હોય તો સત્યાગ્રહીના ઉપર ભયંકર જવાબદારી ઊભી રહે.

"દાખલો ૧. એક ભાઈને એક નાનો પુત્ર છે. એ ભાઈનાં માબાપ જીવતાં છે. માબાપે એમના પૌત્રનું સગપણ પૌત્રથી ચાર પાંચ વર્ષે મોટી ઉમ્મરની કન્યા સાથે કરી દીધુ. પેલા ભાઈને આ વાતથી રોષ ચઢયો; માબાપને કહ્યુ કે સગપણ તોડી નાંખો. માબાપ કહે જો સગપણ તોડીએ તો અમારી આબરૂ જાય, જીવતર ધૂળધાણી થાય. માટે સગપણ તોડવાની વાત ન કર. છતાં અમારી મરજી ઉપરવટ થઈને સગપણ તોડીશ તો અમે આત્મહત્યા કુવે પડીને કે અફીણ

ખાઈને કરીશું; તેનું પાપ તારે માથે રહેશે. પેલા ભાઈએ માબાપને સમજાવવા તમામ ઉપાયો લીધા છતા તેઓ ન સમજ્યા ને આત્મહત્યાની છૂટ લઈ બેઠાં. આ પ્રસંગે સત્યાગ્રહ કરી માબાપને મરવા દેવા કે શી રીતે કરવું ? માત્ર ધમકી આપે એવા માબાપની આ વાત નથી પણ સાચે જ પ્રાણત્યાગ કરે એવાં જૂના સસ્કારના માબાપની આ વાત છે. ”

આ ભાષામા સુધારો કરવાની જરૂર છે. એવું કહેલું મને યાદ નથી કે સત્યાગ્રહી ખોટી રીતે સત્યાગ્રહ કરે તોપણ ચિન્તા નહિ. ખોટી રીતે કરેલી બધી વસ્તુને વિષે ભય છે. પણ મેં એમ કહ્યું છે ખરૂ કે સત્યાગ્રહીના આગ્રહમા કદાચ ભૂલ હશે તો એ દુઃખ તેને પોતાને સોસવું પડશે, ને તે યથાર્થ છે. જેની સામે સત્યાગ્રહ થાય તેને દુઃખ થાય તેનો જવાબદાર સત્યાગ્રહી ન હોય. સત્યાગ્રહીનો ઇરાદો સામા પક્ષને દુઃખ દેવાનો હોય જ નહિ. સામો પક્ષ પોતાની મેળે દુઃખ માને કે દુ ખી થાય તેને સારૂ સત્યાગ્રહી જરૂર નિશ્ચિત રહે. હું શુદ્ધ ભાવે ઉપવાસ કરૂં તેથી મારા સાથીઓને દુઃખ થાય તે મારે સહન કરવું રહ્યું.

દૃષ્ટાંતમા બાપને રોષ ચઢવાનુ કલ્પ્યુ છે. સત્યાગ્રહી રોષમાં આવે નહિ ને અનિચ્છાએ આવી જાય તો જ્યા સુધી રોષ ઉતર્યો નથી, સ્વસ્થ થયો નથી ત્યા સુધી રોષ ઉત્પન્ન કરનારને વિષે એક પણ પગલું ન ભરે. પણ પુષ્કળ વિચાર કર્યા પછી પણ પોતાનાં માબાપનું કામ પોતાને દોષિત લાગે તો અવશ્ય તેને સુધારે ને તેમ કરવા જતા અને સંપૂર્ણ રીતે વિનય જાળવ્યા છતા માબાપ આપઘાત કરે તો તે વિષે સત્યાગ્રહી નિર્ભય રહે. માબાપ અજ્ઞાનમા આપઘાત કરે

તો તેને સારૂ તો તેઓ જ જવાબદાર છે. માબાપ પોતાને હાથે દુઃખ વહોરી લે તેને સારૂ દીકરો કેમ જવાબદાર થાય માબાપ દીકરાને પાપ આચરવાનુ કહે અને દીકરો તે મુજબ ન કરે તેથી માબાપ આત્મહત્યા કરે તેમા દીકરો શુ કરે? પ્રહ્લાદે રામનામ લીધુ તેથી હિરણ્યકશિપુ રોષે ભરાઇ છેવટે નાશ પામ્યો. તેની જવાબદારી પ્રહ્લાદ ઉપર મુદ્દલ નથી. રામે પિતાના વચનુ પાલન કરતા દશરથ મરણ પામ્યો તેનો દોષ રામની ઉપર નથી. પ્રજા દુઃખસાગરમા ડૂબી છતા રામે હૃદયને કઠિન કરી પોતાની પ્રતિજ્ઞા પાળી. સત્યવતીને અનહદ દુઃખ થયા છતા ભીષ્મે પોતાની પ્રતિજ્ઞાનુ પાલન કર્યું આમા યાદ રાખવા જેવું એ છે કે સત્યાગ્રહનો ધર્મ કોઇનો શીખવાડયો શીખાતો નથી એ સ્વયંસ્ફુરિત વસ્તુ હોવા જોઇએ. રામે ગુરુવર્ગને પૂછીને વનવાસ નહોતો વેઠયો વન-વાસ જવામા પાપ છે, ન જવામા પાપ નથી, એવું કહેનારા ધર્માચાર્યો તેને મળી રહ્યા હતા છતા તેણે જવાનો ધર્મ જ પાળ્યો ને પોતાનું નામ અમર કર્યુ. આપણા દુઃખી દેશમા નપુંસકતા એટલી બધી વધી પડી છે કે જોતજોતામાં લોકો મરવાની, ઉપવાસો ઇ૰ની ધમકીઓ આપે છે એવી ધમકી-ઓને વશ ન જ થવાય. પછી ભલે આપણે જાણતા હોઇએ કે ધમકી સાચી પડવાનો સંભવ છે. સત્યાગ્રહી ઉપવાસ અને દુરાગ્રહી ઉપવાસનો ભેદ હું 'નવજીવન' પત્રમા ઘણી વેળા બતાવી ગયો છું.

તે જ મિત્ર બીજો દાખલો નીચે પ્રમાણે આપે છે:

"એક દંપતી સુખી જીવન ગાળી રહ્યાં છે. વિદેશી કપડાં બાઇને બહુ ગમે છે, ધણીને તે બાબતનો ત્રાસ છે વાત એટલી

વધી પડી કે બાઇ કહે કે મને રૂ. ૫૦૦)ના વિદેશી કપડાં નહિ લાવી દ્યો તો હું મરીશ. ધણીએ શું કરવું ? કોઇ રીતે બાઇ સમજે તેમ નથી બાઇ કહે, અમારી આટલી વાત પણ તમે ન માનો ? ”

પતિનો ધર્મ મર્યાદા પ્રમાણે અને યથાશક્તિ પત્નીને રહેવાનું, ખાવાનું ને પહેરવાનું આપવાનો છે ધનિક અવસ્થામા પતિ જે ભોગ ભોગવાવી શક્યો હોય તે ગરીબ થયે ન ભોગવાવી શકે. મૂર્છિત અવસ્થામાં પતિ નાચરંગ ખેલેખેલાવે, શરાબ પીએપીવડાવે, વિદેશી વસ્તુઓ પહેરેપહેરાવે તે જ પ્રમાણે પોતાને જ્ઞાન થયે પોતે સુધારો કરે અને કરાવે. અહીં વિવેકને સ્થાન છે. પતિના વિચારને પત્નીએ અનુકૂળ થવું એવો સામાન્ય આચાર દુનિયામા પળાતો જેવામા આવે છે. પણ પતિથી પત્ની ઉપર કે પિતાથી પોતાની સંતતિ ઉપર બળાત્કાર ન જ થાય. પોતે ખાદી ગ્રહણ કરે ત્યારે પત્નીને ને ઉમ્મરે પહોચેલા પુત્રાદિને બળાત્કારે ખાદી પહેરાવે તો એ પાપ છે પણ પોતે વિદેશી વસ્ત્ર વેચાતા લઇને પહેરાવવા બંધાએલો નથી જુવાન પુત્રો તો ન પરવડે તો નોખા થાય.

પત્નીને વિષે નાજુક પ્રશ્ન છે. પત્ની એકાએક નોખી ન થઇ શકે. તેનામા પોતાની આજીવિકા મેળવી લેવાની શક્તિ હોતી નથી. એટલે એવા પ્રસંગો હું કલ્પી શકું છું કે જ્યા પત્ની ન સમજે ત્યાં તેને સારૂ વિદેશી વસ્ત્ર ખરીદવાનો ધર્મ પ્રાપ્ત થાય; વિદેશી વસ્ત્રનો ત્યાગ એ ધર્મ બદલવા જેવું છે. પતિ જેટલી વાર ધર્મ બદલે તેટલી વાર પત્નીએ બદલવો જ જોઇએ એવો નિયમ નથી ને ન હોય. પતિએ પત્નીનો ને પત્નીએ પતિનો વિધર્મ સહન કરવો ઘટે. એટલે અહીં પતિ

પત્ની સારૂ વિદેશી વસ્ત્ર ખરીદે છે તો તે ધમકીને વશ થઇને નહિ પણ પત્ની ઉપર બળાત્કાર ન કરાય એમ સમજીને. ધારો કે પત્ની પોતે વિદેશી કપડા પહેરવા ઇચ્છે છે એટલું જ નહિ પણ પતિ પણ પહેરે એમ ઇચ્છે છે ને જો તે તેનું ન માને તો મરવાની ધમકી આપે છે. તો પતિ તે ધમકીને વશ ન જ થાય.

ત્રીજો દાખલો આ પ્રમાણે છે:

"દા૦ ૩. એક પિતા પુત્રને કહે છે કે હું જીવતા તુ અંત્યજને અડીશ નહિ, ઢેડવાડે જઇશ નહિ, નહિ તો હું કમોતે મરીશ; પુત્ર બિચારો શું કરે? वज्रादपि कठोराणि એવુ હૈયુ રાખી પિતાને મરવા દે કે કરે શું?"

મારા મનમા જરાયે શંકા નથી કે પિતાને પારાવાર દુઃખ થાય તોયે પુત્રે અસ્પૃશ્યતાનો ત્યાગ કરવો જ ઘટે. અહીં પણ પહેલુ દૃષ્ટાત વિચારતા હું જે સાવચેતી આપી ગયો તે લાગુ પડે છે. અસ્પૃશ્યતા મહાપાપ છે એમ મારા જેવાનું લખાણ વાચીને માનનાર સારૂ ઉપરનું વજ્રવાક્ય નથી લખાયું. તે તો જેને પોતાને સિદ્ધ થયુ છે કે અસ્પૃશ્યતા મહાપાપ છે તેને જ સારૂ છે. એટલે કે જ્યા લગી અમુક વસ્તુ બુદ્ધિમા જ વસતી હોય ત્યા લગી પિતૃઆજ્ઞાનું પાલન, જે હૃદયનો ગુણ છે તેનો ત્યાગ ન થાય કોઇના કહેવાથી જ પ્રહ્લાદે જો રામનામ ઉચ્ચાર્યું હોત તો પિતાની મનાઇ થતા તે ન ઉચ્ચારવાનો તેનો ધર્મ હતો.

ચોથું ને છેલ્લું દૃષ્ટાત આ છે:

"દા૦ ૪. એક સુખી દંપતીને ચાર પુત્રો થયા, ચારે મરી ગયા; છેવટ પતિએ બ્રહ્મચર્ય પાળવા નિશ્ચય કર્યો. પત્નીએ એક પુત્રની

ઇચ્છા દર્શાવી, પતિને પોતાની ઇચ્છા પૂરી પાડવા વિનવ્યું. બન્ને નિર્વિકારી થયા છે છતાં બાઇને સંતાનની વાસના રહી છે પતિ એ રસ્તે બન્નેનું અકલ્યાણ જુએ છે પણ બાઇની વાસના એ બાબત એટલી તીવ્ર છે કે પતિ એની ઇચ્છા પ્રમાણે ન વર્તે તો દેહ પાડે. હમેશા ઉદાસ રહે, આંસુ સારે, શરીર સૂકવે. આ સ્થિતિમાંથી બચવા પતિએ શું કરવું? બધા પ્રયત્નો થયા બાદ ઈશ્વર પોતાની પત્નીને સદ્બુદ્ધિ આપશે એ ભાવના રાખી સંતોષ ધારણ કરવો કે પત્નીનું શરીર સૂકાતું જુએ તેની સાથે પોતે પણ પોતાનું શરીર સૂકાવે? પત્ની કદાચ મરે તો એની હત્યા કર્યાનું પાપ પતિ માથે આવે ખરું કે નહિ?"

એકના વિકારને વશ વર્તી બીજાએ વિકારી થવું એવો પતિપત્નીનો ધર્મ હું માનતો નથી. એક વિકારી થતાં બીજાને તેમાં ભાગ લેવડાવે એ બળાત્કાર છે. પતિ કે પત્નીને બળાત્કારનો અધિકાર નથી. વિકાર વસ્તુ આગના જેવી છે એ મનુષ્યને ઘાસની જેમ બાળે છે. ઘાસની ગંજીમાં એક તણખલું બાળો એટલે આખી ગંજી બળે છે. પ્રત્યેક તણખલાને બાળવાની આપણને તસ્દી જ લેવી પડતી નથી. એકને વિકાર થયો એટલે તેનો સ્પર્શ બીજાને લાગે છે દંપતીમાં એકને વિકાર થાય છતાં બીજો કે બીજી નિર્વિકારી રહી શકે તેને મારી હજાર વંદના છે.

# કેટલાક પ્રશ્નો

૧. આપણી સાથેના સહચારી ઇરાદાપૂર્વક આપણી સાથે અયોગ્ય વર્તણુકથી વર્તે, કારણ વગર નારાજ રહે અને ઇર્ષ્યાથી ધૂંધવાય તો તેને માટે શું કરવું?

આ અને આવા પ્રશ્નોના મારી ઉપર કાગળો આવી રહ્યા છે તેમાથી ઉતારૂં છુ અયોગ્યની સામે યોગ્ય રહેવું, નારાજની ઉપર રાજી રહેવું ને ઇર્ષ્યા કરે તેની ઉપર પ્રેમ કરવો એ વિના આ સંસારમાં શાંતિથી રહેવાનો બીજો રસ્તો હું જાણતો નથી. એમ વર્તવાનો ઇરાદો કર્યા પછી એવું વર્તન સહેલું અને સ્વાભાવિક થઇ રહે છે જ્યારે આપણાથી એવું સરળ વર્તન ન રહી શકે ત્યારે આપણે દૂર થવું.

૨ સાધારણ બાબતમા મતભેદ પડે અને દરેક પોતાની ઇચ્છા પ્રમાણે વર્તવા માગે તો આપણે શું કરીએ?

આવું બને તે સામાજિક જીવનના અનુભવની ખામી સૂચવે છે. બધા નોખે માર્ગે ચાલ્યા જ કરે તો જેનો માર્ગ વધારેમા વધારે સારો લાગે તેને સાથ દેવો. એટલે છેવટે બે સાથી તો થયા જ. તેઓ સાચા, દૃઢ ને નમ્ર હશે તો બીજા પોતાની મેળે મળી જશે. જે વાર્યો ન વળે તે હાર્યો વળશે.

૩. એક કામદાર સંસ્થાને ખરેખર નુકસાન કરે છે એમ બીજાને ચોક્કસ લાગે તો તેણે શું કરવું?

તેણે નમ્રપણે નુકસાન કરનારને તેની ભૂલ બતાવવી. તે કબૂલ ન કરે તો આપણે ખસી તે નુકસાનના ભાગીદાર થતા બચી જવું. આમ સરળભાવે વર્તવાથી સંસ્થાને, નુકસાન કરનારને અને આપણને એમ ત્રણેને લાભ થાય છે.

૪. કોઇ જગ્યાએ મુખ્ય કામદાર વ્યભિચારી જોવામા આવે ત્યારે શું કરવું?

આ નાજુક અને ભયકર પ્રશ્ન છે આગેવાનની ઉપર હમેશાં બધાની આખ ફરે છે. તેમા કોઇની ઝેરી નજર પણ હોય છે. નવરાને બીજાની એબ જોયા સિવાય બીજું સૂઝતુ જ નથી. એટલે આવી ભયકર અફવાઓ ઉપર વિશ્વાસ ન જ રાખવો. બધા આગેવાનો વિષે જે બધુ કહેવાય તે માનીએ તો જગતમા એક પણ મનુષ્ય સગ કરવા લાયક ન રહે. બધા મનુષ્યોમા દોષ તો હોય જ. તુલસીદાસજી કહે છે કે જડ ચેતન બધા દોષમય તો છે જ. સતરૂપી હંસ દોષરૂપી વારિ–વિકારને તજી ગુણરૂપી દૂધ જ ગ્રહણ કરે છે.

પણ આખે જોએલાને આપણે નજોયું નથી કરી શકતા. આપણે ન જોયું હોય પણ આપણે ઇચ્છયા વિના આપણી પાસે જોયા જેવો જ પુરાવો આવી પડે ત્યારે પણ આપણે કેમ કરીએ? આપણામા નિર્ભયતા અને નમ્રતા હોય તો અવશ્ય આગેવાનને તે વાત કહીએ ને આગેવાની છોડવા વિનવીએ. તેમ ન કરે તો આપણે તે જ કારણ બતાવી તેનો ત્યાગ કરીએ.

આમા એક મહત્ત્વનો સવાલ ઊઠે છે. જાહેર જીવનમાં ને તેને અંગે જ્યાં સુધી આગેવાન ભૂલ ન કરે ત્યા લગી આપણે તેના ખાનગી જીવનનો ખ્યાલ પણ કેમ કરી શકીએ? એમ કરવા બેસીએ તો દરેક આગેવાનની નીતિના આપણે ચોકીદાર બનીએ છીએ. એવી સ્થિતિમા આગેવાનને પોતાનું જીવન કડવું ઝેર થઇ પડે. એટલે આપણે આગેવાનના ખાનગી જીવનને જાહેર જીવનથી તદ્દન નોખુ ગણી તેના ખાનગી

જીવન વિષે છેક ઉદાસીન રહીએ તો ન ચાલે? સામાન્ય રીતે આવી દલીલ કદાચ બરોબર ગણાય, પણ આપણી લડતને વિષે એ મુદ્દલ લાગુ નથી પડતી. આપણી લડતને આપણે આત્મ-શુદ્ધિની લડત માની છે. આત્મશુદ્ધિથી આપણે દુષ્ટ રાજનીતિ નાબૂદ કરવા ઇચ્છીએ છીએ. એટલે આપણા સાધન ને સાધક બન્ને પવિત્ર હોવા જોઇએ. આપણી લડતમા આપણે ખાનગી જીવન ને જાહેર જીવન વચ્ચે જાતિભેદ નથી રાખી શકતા. પરતુ આપણે જાણીએ છીએ કે ખાનગી જીવનની અસર આપણા જાહેર કામ ઉપર પૂરેપૂરી પડે છે. આપણે સુધારક છીએ અને સુધારકનુ ખાનગી જીવન પવિત્ર હોવું જોઇએ. એવી પુરાતન કાળની માન્યતા છે ને તે યથાર્થ છે એક દૃષ્ટાંત લઇએ. આપણા કામદારો ભોળા ગામડિયાઓની વચ્ચે કામ કરે છે. કેટલીક ગામડિયા કોમો નીતિ અનીતિનો ભેદ જાણતી નથી. તે તો આપણને વિશ્વાસથી વધાવી લે તેમની બૈરી, દીકરી, બહેન કામદારો પાસે છૂટથી આવે. એમના ઉપર આપણો એક પણ કામદાર કુદૃષ્ટિ કરે તો? સ્પષ્ટ દેખાઇ આવે છે કે સુધારાના વેપારની આપણી મુખ્ય મૂડી પ્રત્યેક કામદારના ખાનગી જીવનની પવિત્રતા છે. જો આપણા કામદારોના જીવનમા અપવિત્રતા પેસે તો આપણું કામ કાગળના વહાણના સમાન પોતે બૂડશે, આપણને બૂડાડશે ને પ્રજાને ભયભીત કરી મૂકશે આવો સડો આપણા કોઇ કામદારોમા દાખલ થયા વિષે મારા ઉપર કાગળો આવ્યા છે તેમા શું ખરૂં છે કે શું ખોટું છે તે હું નથી જાણતો.

કચ્છમા એક કામદારે સજ્જડ ભૂલ ખાધી હતી. તે ખાદીપ્રચારનુ કામ કરતો હતો. તેની અપવિત્રતાની સૌને

ખબર પડી. કામને અત્યંત નુકસાન પહોચ્યું. કામદારને તે સ્થળ છોડવુ પડ્યુ હવે તે પ્રાયશ્ચિત્ત કરવા એકાત સેવે છે એમ સાભળ્યું છે. શુદ્ધ પશ્ચાત્તાપ થયો હશે તો તે હજુ કોઇ દહાડો સેવા કરી શકશે પણ તેની અપવિત્રતાથી જે ધક્કો લાગવાનો હતો તે લાગી ગયો.

તેથી દરેક કામદારને મારી આટલી દીન વિનંતિ છે: ‘તમે સંભાળીને રહેજો. તમારૂં મન તમારે તાબે ન હોય, તમારી દૃષ્ટિમાં મેલ હોય, શ્રવણેન્દ્રિયમાં મેલ હોય, તમારા હાથમા મેલ હોય, તમારા પગ તમને ન જવાની જગ્યાએ લઇ જતા હોય,—તો તમે નાસજો, પ્રાયશ્ચિત્ત કરજો, સેવાનું કામ છોડજો. તમારા પવિત્ર થવામા તમે સાચી સેવા કરશો એમ ખચિત માનજો જાહેર કામમા રહી એક દોષમાં બીજાનો ઉમેરો ન કરતા — નિરંતર યાદ કરો કે તમે અગ્નિની મધ્યમા બેઠા છો. સંયમના બખ્તરમા જરા પણ છિદ્ર થવા દેશો તો તે વાટે અગ્નિ પ્રવેશ કરી તમને કોરી ખાશે જેને પોતાનું મન પોતાને હાથ નથી તે બીજાને પોતાને હાથ રાખવાનો વિચાર જ શા સારૂ કરે ?

પ. કામદારોમા શોખ વધ્યો છે, તેઓને હાલતા ચાલતાં વાહન જોઇએ ને ઘોડાગાડી મળે તો બળદગાડી ન ચાલે અને જો મોટર મળે તો પેલી બન્ને ગાડી નકામી ગણે

હું પોતે અપંગ રહ્યો એટલે વાહન વિષે ટીકા કરવાનું મારી કલમમા જે પ્રથમ જોર હતું તે નથી રહ્યું તે છતાં ખેડાની લડતના પુરાણા પવિત્ર દિવસોનું સ્મરણ કરીકરાવી લખું છું કે નિયમ તો ઉલટો રાખવો જોઇએ જ્યાં સુધી આપણા પગ ચાલે ત્યા લગી વાહનનો વિચાર જ ન કરીએ.

બે પગ જેવા ઘોડા મનુષ્યની પાસે બીજા છે જ નહિ. ગાડું હોય તો ઘોડાગાડીનો વિચાર ન કરીએ ને ઘોડાગાડી હોય તો મોટરનો ત્યાગ કરીએ. મોટરમા જવા જેવી ઉતાવળ હોય ત્યારે આપણા ઉપર જે મુખી હોય તે કહી દેશે ત્યારે મોટરમા જરૂર બેસીએ પણ સ્વેચ્છાએ તો પગગાડીને જ માન આપીએ. આપણને હજારો કામદાર જોઇએ. હજારો કામદારોને ગાડીઘોડા જોઇએ તો આપણો સંઘ દ્વારકા ન જ પહોચે.

૬ કામદારોને જ્યા જ્યાં જાય ત્યાં મિજબાની જોઇએ તો ?

તો કામદાર પોતાનો હોદ્દો છોડી દે. મેં સાભળ્યું છે કે કેટલાક ગામડા તો સ્વયંસેવક — કામદારના નામથી જ ધ્રૂજતા થઇ ગયાં હતા. કામદારને સારૂ મિષ્ટાન્ન, ઠડા પાણી, તળાઇ ઇ૦ અનેક પ્રકારની સગવડો જોઇએ. એટલે ગામડિયા બિચારા કામદારની પાસેથી સેવા લેવાને બદલે સેવા દેતા થઇ ગયા હતા.

કામદારની સ્થિતિ તો એ હોય કે તે ગામને ભારે પડે જ નહિ પોતાની સાથે ટીમણ બાધી જાય માત્ર સ્વચ્છ પાણીની આશા રાખે. લોટો તો સાથે હોય જ એટલે તળાવ, નદી કે કુવો જુએ તો ત્યા જઇ પોતે જ પાણી ભરી લે. સ્વચ્છ જમીન મળે ત્યાં પડયો રહે. તેને સેજતળાઇ શોભે નહિ તે બરદાસ માગે નહિ; કેમકે તે પોતે બરદાસ કરવા જાય છે એટલે તે બરદાસ-મિજબાની-ને અભાવે નિરાશ ન થાય. તે હુકમ કરવા નથી જતો, પણ હુકમ ઉઠાવવા. તેથી અતિ નમ્રપણે બધાની સાથે બોલે. તેને સેવા કરવી ગમે છે, સેવા તેના આત્માનો આહાર થઇ પડયો છે. એટલે તેને

બદલામાં ગાળો મળે તોયે તે સેવા કરે. 'અવગુણ ઉપર જે ગુણ કરે તે નર જ્ઞાની જાણવો,' એવું વાક્ય અનુભવી ને વ્યવહારુ કવિએ રચ્યું છે સેવકમાત્ર એવો જ્ઞાની હોવો જોઇએ. આપણે ગુજરાતમાં અને બીજા ભાગમાં ફરી જય નથી મેળવ્યો, તેનું મોટું કારણ એ છે કે આપણે પોતાને સેવક માન્યા છતાં સરદાર મનાવ્યા છે. કામદાર તરીકે આપણું નામ નોંધાવ્યા છતાં આપણે કામ લેનાર બન્યા છીએ.

આપણે ગામડાઓ ઉપર બોજારૂપ ન થઇએ એમ હું લખી રહ્યો છું તેનો અર્થ કોઇ એમ ન કરે કે આપણે ગંદકી સહન કરવાની છે. હું કેટલાક આળસુ કામદારોને ઓળખું છું કે જેઓ પોતે બહુ મેલા રહે છે ને સાફ જગ્યાએ જાય તેને મેલી કરતા જાય છે. સેવકે જેમ અંતરની પવિત્રતા મરણાંતે પણ જાળવવી રહી છે તેમ તેણે બાહ્ય સ્વચ્છતા પણ જાળવવાની છે. પોતાનાં કપડાં ભલે પચાસ થીગડાંવાળાં હોય પણ તે સાફ તો હોય જ. લોટો અરીસા જેવો સ્વચ્છ હોય જ્યાં ઉતરે ત્યાં મેલું હોય તો પોતે તે જગ્યા સાફ કરીને લોકોને સ્વચ્છતાનો પદાર્થપાઠ શીખવે. પાયખાનું મેલું હોય તો પોતે જ સાફ કરે. જંગલમાં જાય તો સાથે નાની કોદાળી લઇ જાય ને તેનો ઉપયોગ શૌચ પહેલાં ને પછી કરે. મેલું માત્ર જો આપણે સાફ માટીથી ઢાંકીએ તો માખી ઇત્યાદિ જીવોનો ઉપદ્રવ હળવો પડે ને શરીરસુખાકારી વધે. કામદારે આરોગ્યના નિયમો તો જાણી જ લેવા જોઇએ.

## દંપતીધર્મમાં મર્યાદા

એક ભાઈ પૂછે છેઃ

"પતિપત્નીએ પરસ્પર વિધમ સહન કરવો તેટલા ખાતર વિદેશી વસ્ત્રો પણ આપવાનું પતિને આપે સૂચવ્યું એ મને અજુગતું લાગે છે. પતિનું કહેવું પત્ની ન કરે તો પત્નીનું પતિએ કરવું જ એ ક્યાનો ન્યાય? એક સુધારક દંપતી મદિરાપાન કરતાં હોય ને પછી પતિ છોડે અને પત્નીને છોડવા કહે છતા ન છોડે તો શું પતિએ લાવી આપવો? આપે જ ઘણી વખત વિદેશી વસ્ત્રો બાળી નાંખવા, તેમને દારૂ સાથે સરખાવ્યાં છે તો વળી આવો ઉપદેશ કાં આપો? એ શું ઉલટજ્ઞાન નથી? કદાચ એમ બની શકે કે પતિ દેશી મીલનાં વસ્ત્રો ખરીદી દે પણ પરદેશી તો નહિ જ"

પતિપત્નીના ધર્મ વિકટ છે. હિંદુ પતિ એમ જ સમજતા ગણાય છે કે પત્ની એ સોદાની વસ્તુ છે. 'આ મારો માલ છે' એમ પોતાની અર્ધાંગનાને વિષે બોલતા રાક્ષસરૂપ પતિઓને મેં સાંભળ્યા છે પતિ જેટલા ફેરફાર પોતાના જીવનમા કરે તેટલા પત્ની તુરત સમજી લે ને અમલમા મૂકે એમ કહેનારને શું કહીએ?

પત્નીને કંઈ વ્યક્તિત્વ હશે કે?

દમયંતીને હતું, મીરાબાઈએ ભજવી બતાવ્યું. દંપતીધર્મ દોહ્યલો છે. કચડાએલી સ્ત્રીની પ્રજા પણ કચડાએલી જ હશે. જેમ ખાદીના ભક્તને બીજાનો પરદેશી પહેરવેશ સહન કરવો પડે છે તેમ જ તે પત્નીનો સહન કરે. ધારો કે અમે દંપતી માંસાહારી હોઈએ. મને શુદ્ધિ આવી, મેં માંસાહાર છોડ્યો એટલે મારી પત્નીએ પણ છોડવો જ ? કે મારે તેને સમજાવી-વિનવીને છોડાવવો ? ધારો કે મેં બળાત્કારે પત્નીની પાસે માંસાહાર છોડાવ્યો. પછી વળી મારી જીભે માંસાહાર માગ્યો, એટલે સ્ત્રીએ પણ પાછો શરૂ કરવો રહ્યો ? આવા સૌભાગ્ય કરતાં વૈધવ્ય શું ખોટું ? રાક્ષસની સ્ત્રી મંદોદરીને પણ સ્વતંત્રતા હતી. દ્રૌપદી પાંડવોને ધમકાવતી. ભીમ જેવો પતિ દ્રૌપદીની પાસે રાંક જેવો થઈ બેસતો. સીતાપતિની તો વાત જ શી કરવી ? સીતા હોઈને રામ પૂજાયા. ધર્મમાં બળાત્કાર ન જ હોય. ધર્મ તો ખાંડાની ધાર છે. જ્યાં કૃષ્ણે ' किं कर्म ' કહ્યું છે ત્યાં ' किं धर्म ' સમજવું. કવિઓ એટલે જ્ઞાનીઓને પણ તેની શોધ કરતાં મોહ ચઢ્યો છે. ખાદીનો પરમ ભક્ત હું એમ માનું છું કે મારી પત્નીને બળાત્કારે ખાદી પહેરાવવાનો મને અધિકાર નથી. પતિપત્નીનો પ્રેમ એ સ્થૂળ વસ્તુ નથી. તેની વાટે આત્મા-પરમાત્માના પ્રેમની ઝાંખી થઈ શકે છે. એ પ્રેમ વિષયપ્રેમ કદિ ન હોય. વિષય તો પશુ પણ કરે છે. તેને આપણે પશુચર્યાને નામે ઓળખીએ છીએ. જ્યાં શુદ્ધ પ્રેમ વર્તે છે ત્યાં બળાત્કારને અવકાશ જ નથી. જ્યાં શુદ્ધ પ્રેમ હોય ત્યાં બન્ને એકબીજાની આમન્યા રાખી વર્તે છે ને બન્ને ધર્મમાર્ગમાં આગળ વધે છે.

# કેન્યાથી પોકાર

એક કેન્યાવાસી ભાઇ લખે છે:

"આપ કહો છો કે 'હિંદની અત્યારની સ્થિતિમા જે હિંદીઓ સંસ્થાનોમાં જઇ વસવાટ કરે તે તેમને જ જોખમે રહે છે એમ ગણવું,' અને આ પ્રમાણે જ અમારા બીજા દેશનાયકો પણ કહે છે. પરંતુ જ્યારે અમે અહીંની અમારી સામાજિક કે રાજદ્વારી સ્થિતિ સુધારવા નાણાંની તંગીઓથી પીડાતા હોઇએ, કામ કરનારા વગર નિરાધાર હોઇએ ત્યારે પણ હિંદની સામાજિક સંસ્થાઓના કાર્ય-વાહકો ફંડ માટે અમારા ઉંબરા ઘસી નાંખે અને એક પછી એક આવ્યા જ કરે તેમને તમો કાંઈ શું ન કહી શકો કે ?

"જ્યારે પૈસાદાર પરદેશીઓની સાથે અમને સામાજિક સ્થિતિએ સમાનતા રાખવી પડે છે અર્થાત અમારાં જ બાળકો માટે શાળાઓ ઇત્યાદિ નિભાવવી પડે છે અને તેની જરૂરિયાતો માટે હમેશા અમે તંગીઓ વેઠીએ છીએ ત્યારે પણ શું અમારા આ ભાઇઓની ઝોળી ભરવાનું કહેનાર પત્રકારોને તમે કાંઈ નહિ કહો? હિંદી પ્રજા શરમ અને કીર્તિના લોભે તેમને પોષે છે, પણ પાછળથી સ્થાનિક કાર્યવાહકો આર્થિક મદદ વગર વીલાં મોઢાં કરી બેસી રહે છે. તેમની જ જોખમદારી પર રહેતા હિંદીઓ બે દિવસ સારાં ભાષણોથી પોષાય. ફરીથી તેની તે પીડામાં, દેશનાયકોના તેના તે સંદેશા ફરી ફરી સાંભળે છે."

આ લખનારે ઉપરનો કાગળ પ્રસિદ્ધિ સારૂ નથી લખ્યો. માત્ર મારી જાણ સારૂ જ છે. છતા તેમાના વિચારો ઘણા સંસ્થાનોમા વસનારા હિંદીઓને સૂઝતા હોવા જોઇએ. એ વિચારો સ્વાભાવિક છે. છતા વધારે વિચાર કરવાથી માલુમ પડશે કે અહીંથી ભિક્ષુકોનુ જવું પણ સ્વાભાવિક છે રાજ-પ્રકરણી દુઃખ તો બન્ને જગ્યાએ છે. હિંદુસ્તાનમા છે તેથી બહાર વસનારા હિંદીઓને પણ છે. હિંદુસ્તાનમા મરે તો બહાર સ્હેજે મરે. હિંદુસ્તાનમા આગેવાનો બહાર વસતા હિંદીઓને સારૂ વધારે કરતા નથી; કેમકે તેઓ કરી શકતા નથી. તેમને ઇચ્છા તો ઘણી છે. પણ લાચાર, શુ કરે ' માદાની ખાવાની ઇચ્છા શું કામની ? અપંગને દોડવાની ઇચ્છા રોકયે જ છૂટકો. હિંદુસ્તાન તો બે રીતે અપગ — રાજપ્રકરણી રીતે અને પૈસેટકે. એવી અપગ માતાને તેના પરદેશનિવાસી પુત્રો એમ તો કહી જ ન શકે, ' માતા તું અમને મદદ પણ ન કરે ને અમારી પાસેથી દ્રવ્ય માગે એ કેવો ન્યાય ? ' માતા તો કહે છે, ' પુત્રો તમારી ઉપર દુઃખ છે એ તો હું જાણું છું પણ હુ તો રહી વિધવા. તમને શી મદદ કરૂં ? વળી હુ કગાળ. તમે બહાર ગયા એ બે પેસા કમાવાની ગરજે. તમારા રોટલામા મારો ભાગ છે એમ હુ સમજું છુ. એટલે તમારી આશા રાખું છુ ' આવી વિચિત્ર સ્થિતિ હિંદુસ્તાનની છે. એમ મેં પોતે ૨૦ વરસ પરદેશ-નિવાસી હોઇ અનુભવ્યુ. દક્ષિણ આફ્રિકામા અમને હિંદુસ્તાનની મદદ નહોતી મળી શકતી તે છતા અમે દક્ષિણ આફ્રિકાથી પૈસા દેશ મોકલતા. અમને રાજપ્રકરણી દુઃખ હતું, અમને પૈસાનું દુઃખ ન હતું. હિંદુસ્તાનમા જયા રૂપિયો વાપરવો કે

કાઢવો મુશ્કેલ પડે છે ત્યારે દક્ષિણ આફ્રિકામાં અમે ગીની કાઢી શકતા હતા હિંદુસ્તાનથી આવેલ કોઇ ભિક્ષુક અમારી પાસેથી ખાલી હાથે ન જતો વાચનાર ન માને કે તે વેળા હિંદુસ્તાનથી વધારે રાજપ્રકરણી મદદ મળતી હતી. જે આંદોલન આજે કેન્યા વિષે થાય છે તેવું જ તે વેળા દક્ષિણ આફ્રિકા વિષે થતું ને આજે થાય છે. એટલે કે દેશની દિલસોજી—સભાઓ અને ધારાસભામા ભાષણો. વળી દક્ષિણ આફ્રિકામા હિંદુસ્તાનથી પૈસો આવ્યો તે વિષે પણ વાચનાર ભૂલાવામાં ન પડે. હિંદુસ્તાનથી પૈસો ત્યારે આવ્યો કે જ્યારે દક્ષિણ આફ્રિકાના હિંદી ધનમાલ પણ ખોવા બેઠા હતા ને સ્થાનિક હિંદીઓએ ખૂબ ઉઘરાણા કરી પૈસો પણ લડત પાછળ ખૂબ ખરચ્યો હતો. હિંદુસ્તાનમાથી આવેલ પૈસામાથી મોટી રકમ દેશ પાછી મોકલી હતી અને તે વખતે પણ હિંદુસ્તાનની કેટલીક સંસ્થાઓનું ખરચ દક્ષિણ આફ્રિકાના હિંદીઓ ઉપાડતા હતા. દક્ષિણ આફ્રિકામા જીતનું કારણ ત્યા વસતા હિંદીઓનો પ્રચંડ સત્યાગ્રહ હતો હજારો જેલ ગયા, તેમા સ્ત્રીઓ પણ ભળી કેટલાકનાં ખૂન થયા, કેટલાક દેશપાર થયા, ઘણા કંગાળ બન્યા, એક બાળા જેલમા થએલા રોગમાં મરણ પામી, બે જુવાનો, એક જેલમા પડેલા દુ:ખથી ને બીજો દેશનિકાલ થતા પડેલા દુ:ખથી મરણ પામ્યા, કેટલાકે ચાબુકો સહન કર્યા ત્યારે અને આઠ વર્ષના સત્યાગ્રહ પછી જે વસ્તુને સારૂ લડત હતી તે મળ્યું એમ છતાં આજ પણ લડવું તો રહ્યું જ. જે હથિયારથી જીત મળી તે જ હથિયારથી મળેલું સચવાય ને નવું મેળવાય એ અનિવાર્ય કાયદો છે. જેમ જીતમા મેળવેલા મુલક શત્રુ સબળ થતાં કે પોતે

દુર્બળ થતાં ક્ષત્રી ખોઇ બેસે છે તેમ જ સત્યાગ્રહી પોતે દુર્બળ થતા કે દુશ્મન સબળ થતાં પોતે મેળવેલુ ખુએ છે. દક્ષિણ આફ્રિકાના કે બીજા પરદેશોમા વસતા હિંદીઓના દુઃખનો ઇલાજ તેમના જ હાથમા છે. તેઓમા અંતિમ દુઃખો સહન કરવાની ને શુદ્ધ થઇ શુદ્ધ રહેવાની શક્તિ જેટલે દરજ્જે વધશે તેટલે દરજ્જે તેઓ સ્વમાન જાળવશે. બહાર વસતા હિંદીઓએ આટલું તો ધ્યાનમા રાખવું જ જોઇએ કે તેઓ બહાર કમાવાના ઇરાદાથી જાય છે. રાજપ્રકરણી દુઃખો ભોગવતા છતા પણ અહીંના પ્રમાણમા વધારે કમાય છે. જો એ દુઃખો ઓછા થાય તો હજુ વધારે કમાય. દરમિયાન ગરીબ હિન્દુસ્તાનને યથાશક્તિ ધનથી મદદ દેવામા તેઓ પાછા ન પડે એમ ઇચ્છવા જેવું છે. તેઓ દરેક ભિક્ષુકની ચોકસી કરે. સંસ્થાના અને સંચાલકના ગુણદોષો તપાસ્યા પછી જો બન્નેની યોગ્યતા સિદ્ધ થાય તો પરદેશનિવાસીઓ પોતાના ધનમાથી તે તે સંસ્થાઓને મદદ કરે એ તેમનો ધર્મ છે.

## એક અનર્થ

એક ભાઇ ટાગાનેકાથી લખે છેઃ

"આપણા હિંદુ મુસલમાન ભાઇઓ જેઓ લાંબી મુદતથી અહીં આવી રહ્યા છે તેઓમાના ઘણાખરા હબસી ઓરતો સાથે ખાનગી લગ્નથી જોડાયા છે અને તેમની સંતતિમાંની કેટલીક તો પરણવાની ઉમ્મરલાયક પણ થઈ છે. કેટલીક સંતતિ હજુ નાની છે પણ દિનપ્રતિદિન વધતી જાય છે હવે મુસલમાન ભાઇઓને તો તેવી પ્રજાને સાથે લઇ જવામાં કંઈ વાંધો નથી પરંતુ હિંદુ ભાઇઓને જ્ઞાતિ, ધર્મ ને આબરૂનો વાંધો તેમને દેશમા લઈ જતાં અટકાવે છે ને તેથી તે ભાઇઓ પોતાનાં થએલ બાળબચ્ચાંને રખડાવી કંઇ પણ બંદોબસ્ત કર્યા વગર ચોરની માફક ચાલ્યા જાય છે આવી લાવારસ પ્રજામાં હિંદની ઘણીખરી જ્ઞાતિઓ છે. તેઓ તેમના બાપ તરફની નિર્દયતાને પરિણામે દુઃખી થાય છે આપ પણ આ સાંભળી દુઃખી જ થશો એમ હુ માનું છુ આવી દુઃખી પ્રજાને કઈ રીતે અટકાવવી તેનો પ્રતિઉત્તર આપશો.

"આવી પ્રજાના ઉદ્ધાર માટે યોગ્ય ઉપાય અહીં યોજવા કે દેશમાં તે આપ ખાસ જણાવશો"

ઉપરની હકીકત તદ્દન ખરી હોવાનો સંભવ છે. આવું થએલું મેં પોર્ટુગીઝ મુલકમા એટલે ડેલાગોઆ બેમા નજરે જોયુ છે. ત્યા મુસલમાનોએ પોતાના બચ્ચાઓને સારૂ એક યતીમખાનુ ખોલીને વ્યવસ્થા કરી છે. હિંદુઓ પોતાની પ્રજાને મુસલમાનોને હસ્તક સોપે છે આ બધી પ્રજા મુસલમાન તરીકે ઉછરે છે. આ એક રસ્તો. હું એ રસ્તો પસદ નથી કરી શકતો. મારી દૃષ્ટિએ બન્ને નિંદનીય છે. પ્રથમ તો આ સંબંધને લગ્ન ગણવામા જ દોષ છે. આને હું તો કેવળ વિષયની તૃપ્તિ કહુ છું. પરદેશમા ઘણા નીતિબંધન ઢીળા પડે છે, કેમકે ત્યા લોકલાજ રહેતી નથી. પણ બન્નેના દોષમા વધઘટ છે. મુસલમાન આવા વિષયમાથી થતી પ્રજાનુ પાલન કરે છે ને તેને પોતાના ધર્મમા ઉછેરે છે હિન્દુને સારૂ મુસલમાને કરેલી સગવડ તૈયાર ન હોય તો તેની પ્રજા ભૂખે ને તરશે મરે આ પ્રજા કેવળ વિષયનું જ પરિણામ છે એટલે હિન્દુ બાપને તેના ધર્મની તો ફિકર જ નથી. મારી દૃષ્ટિએ આમ વિષયાધ થએલ પુરુષે ધર્મ જ તજ્યો છે. નીતિનુ મુદ્દલ આચરણ ન હોવા છતા કોઇ માણસને ધર્મી ગણવો એ મારે સારૂ તો મુશ્કેલ વાત છે. એક ધર્મમાં જન્મેલાને સંખ્યાની સગવડને ખાતર ભલે તે ધર્મનો ગણવામા આવે, પણ ખરૂ જોતા તો તેણે ધર્મનો ત્યાગ કર્યો છે. આચરણથી નોખી એવી કોઈ વસ્તુ નથી કે જેને ધર્મની વ્યાખ્યા આપી શકાય. ગાયત્રીનો જપનાર, વેદનો ભણનાર, વેદધર્મી નથી પણ વેદવાક્ય પ્રમાણે વર્તનાર વેદધર્મી છે. ઘણા ખ્રિસ્તી વેદાદિનો ઘણો ઊંડો અભ્યાસ કરે છે તેથી તેઓ વેદધર્મી નથી થતા અથવા તો દભને ખાતર કે

વહેમને વશ થઇ જે ગાયત્રી આદિ પઢે તે વેદધર્મી નથી. તે ધર્મમા રહેલી આજ્ઞાઓનું ભાન અને યથાશક્તિ પાલન કરતો હોય ત્યારે જ તે ધર્મનો હોવાનો તેનો દાવો માન્ય રખાય. આ દૃષ્ટિએ ટાગાનેકાના હિન્દુઓએ હિન્દુધર્મનો ત્યાગ કર્યો ગણાય.

આ તો સ્વતંત્ર નિરાકરણ થયું. વ્યવહારમા આવા હિન્દુ-મુસલમાન બાપ હિન્દુ મુસલમાન ગણાવાના. એટલે આપણે વ્યવહારદૃષ્ટિએ કંઇંક નિરાકરણ ઉપર આવવું જોઇએ હિન્દુ બાપે આવા સંબંધને લગ્નનું રૂપ આપી બચ્ચાંનું પ્રેમપૂર્વક પાલન કરવું જોઇએ ને તે બાળકોને સારૂ નિશાળો વગેરેની બધી સગવડો ઊભી કરવી જોઇએ. આ ઉપાય તો થએલી પ્રજાને વિષે મેં સૂચવ્યો. ભવિષ્યને સારૂ તો દરેક પરદેશગમન કરનારે પોતાના બાળબચ્ચાં સાથે લઇ જવા જોઇએ. જ્યા બાપ છેક નિર્દય છે ત્યા તો અનાથાલય ખોલ્યા વિના છૂટકો જ નથી. એ અનાથાલય તે તે દેશમા ખોલવામા આવે એ જ યોગ્ય ગણાય. આ અનાથાલયોમા મા પોતે તેના બાળકો સાથે રહેશે એમ માની શકાય. મા આજીવિકાને સારૂ પોતાનો ભોગ આપે છે. તેને વિષય કર્યાનું ભાન નથી. કેમકે હબસી કોમોમાં લગ્નનો વિધિ તો છે છતા ઓરતો પૈસાને સારૂ પોતાના શરીર પુરુષને વેચે છે ને તેમાં કંઇ નીતિનો ભંગ મનાતો નથી. છતાં માતૃપ્રેમ તો રહેલો જ છે. એ પ્રેમને પોષી માતાઓની પાસે તેમનો ધર્મ પળાવવો ઘટે છે. આવા દુ:ખદ કિસ્સાઓમાં બાળકોને સારૂ માતૃભાષા ને પિતૃભાષા નોખી હોય છે. બાળકોને કઇ ભાષા શીખવવી ? સામાન્ય રીતે બાપને તો આમ ઉત્પન્ન થએલી પ્રજા પ્રત્યે પ્રેમ ઓછો જ હોય છે એટલે

બાળક માતાની જ ભાષા શીખે છે તેથી અનાથાલયોના સંચાલકોએ આવા બાળકોને તેમની માતૃભાષા જ શીખવવી જોઇએ. જો બન્ને ભાષા શીખવવામા આવે તો બાળકોને ભવિષ્યમા વધારે કમાણીનું સાધન મળે.

ધર્મનો પ્રશ્ન વધારે ગૂઢ છે. મુસલમાન બાપને વિષે તો આપણે જોઇ ગયા કે કઇ સવાલ જ નથી ઉઠતો. હિન્દુ બાપથી ઉત્પન્ન થએલી પ્રજા હિન્દુ ગણાવી જોઇએ એ નિયમ છે. તે ન્યાયે હિન્દુ બાપના બાળકોને હિન્દુધર્મનુ શિક્ષણ અપાવું જોઇએ એ વિષે મને શકા નથી બાળક તો લાચાર છે. જે અનાથાલયમા તેને રાખવામા આવે તે અનાથાલયનું વાતાવરણ તે ઝીલશે. ધાર્મિક સંચાલકોને હાથ તેનો કારભાર હોય તો બાળકોમા ધર્મનું સિંચન થઇ શકે.

હુ ઉમેદ રાખુ છું કે ટાગાનૈકા ને એવા મુલકોમા રહેનાર હિન્દુઓ પોતાના કર્તવ્યનો વિચાર કરીને તેનું પાલન કરશે. વિષયવૃત્તિ છોડવી એ પ્રથમ ધર્મ છે. આ ભવિષ્યનો વિચાર. થએલી પ્રજાનું પાલન કરવું, તેને સારૂ ધાર્મિક શિક્ષણનો બદોબસ્ત કરવો ને દરેક રીતે પોતાના ધર્મનું આચરણ કરવું એ બધી સ્થિતિને લાગુ પડે છે જેમનાથી બની શકે તેમણે પોતાની સ્ત્રીને સાથે લઇ જવી. જેમ પુરુષની સ્થિતિ તેમ જ સ્ત્રીની સમજવી જોઇએ. પુરુષ જેમ લાબો વિયોગ સહન નથી કરી શકતો તેમ જ સ્ત્રીને વિષે સમજવું જોઇએ. યોગ્ય વયે વિવાહ થયા પછી સ્ત્રીપુરુષે લાબો વિયોગ ન જ વહવો જોઇએ એ સ્વયંસિદ્ધ વાત છે. તેમા જ બન્નેના શિયળની રક્ષા રહેલી છે.

## કાબુલીનો ત્રાસ

છાપાઓમાં હમેશાં કંઇ ને કંઇ લખાણ કાબુલીના ત્રાસ બાબત જોવામાં આવે છે. એ ત્રાસનો ઉપાય પ્રજાની પાસે એક જ હોય એમ આપણા મનમાં ઠસી ગયું જણાય છે. જો સરકાર રક્ષા ન કરે તો આપણે લાચાર બની જઇએ છીએ.

અસહકારીએ તો એ રસ્તો પોતાને હાથે જ બંધ કર્યો છે. સરકારની મદદ માગવા જાય તો તેનો અસહકારધર્મ લોપાય. પોતે મદદ માગતાં શરમાય પણ સરકારની મદદ દર વખત માગવા જવું જ જોઇએ એવો સહકારીનોયે ધર્મ નથી. બધા સહકારી બધી વખતે સરકારની મદદ ઉપર જ તાકી રહે તો સરકાર જ ન હોય અથવા સરકાર કેવળ જુલમગાર રાજ્ય થઇ પડે. દુનિયાના બીજા કોઇ પણ ભાગમાં પ્રજા છેક સરકાર ઉપર આધાર રાખીને બેસતી નથી, પણ પોતે જ કેમ જાણે સરકાર હોય નહિ તેમ સ્વમાન જાળવે છે ને સ્વરક્ષા પણ કરે છે.

ત્યારે સરકારની મદદ માગ્યા વિના કાબુલીના ત્રાસમાથી બચવાના કયા રસ્તા સહકારી, અસહકારી બન્નેને સારૂ ખુલ્લા છે?

એક તો સાર્વજનિક રસ્તો લોકોએ કાબુલીની સામે લઢી લેવાનો

બીજો સત્યાગ્રહીનો.

પહેલો રસ્તો લેવાનો પ્રજાને હક છે, પ્રજાનો ધર્મ છે. જો પ્રજા પોતાનું રક્ષણ ન કરી શકે તો નામર્દ ગણાય

સ્વરાજની સરકાર પણ પ્રતિક્ષણ પ્રજાની રક્ષા જ નહિ કર્યા કરે. સરકાર મોટા ત્રાસને સારૂ તૈયાર હોઇ શકે પણ છૂટાછવાયા વસતા માણસોની રક્ષા કરવા કઇ સરકાર સમર્થ છે? આ સરકારની તો પદ્ધતિ જ એવી છે કે કાબુલીના ત્રાસ જેવા ભયથી પ્રજાનુ રક્ષણ એકાએક ન જ કરી શકે. એની રક્ષણ-પદ્ધતિ મુખ્યત્વે આપણે એકબીજાની સાથે લઢી મરી તેના ગુમાસ્તા થતા ન મટી જઇએ એટલે સુધી તેને લઇ જાય છે. હિન્દુસ્તાનની આન્તર અને બાહ્ય રક્ષા અંગ્રેજી વેપારની રક્ષાને સારૂ તે જરૂરની માને છે ને તેટલા પૂરતી જ કરવાને તે પૂરી તૈયાર રહે છે. બીજી રક્ષા તેને કરવી નથી એમ હું કહેવા કે મનાવવા નથી ઇચ્છતો. પણ એવી રક્ષા તેનું મુખ્ય કર્તવ્ય નથી તેથી તેને સારૂ તે પૂરી તૈયાર નથી હોતી. જો તે તૈયારી કરવા માગે તો તો વળી છે એના કરતા વધારે ખર્ચ રક્ષાને નામે કરે ને કરવું પડે આજે પણ ઘરખર્ચ કરતા દરવાનનુ ખર્ચ આપણને વધારે પડે છે, તેમા વળી કાબુલીના ત્રાસ જેવા ભયને નાબૂદ કરવાની પૂરી તૈયારી કરે, તો દરવાન તો સુખે રહે ખરો પણ ગૃહસ્થ તો માહે જ સૂસવાઇ જાય. તેથી આવા ભયોમાથી આપણી રક્ષા આપણી મેળે જ આપણે કરી લેવી જોઇએ. તેને સારૂ હથિયાર નથી એ ખામી છે ખરી; પણ હથિયાર કરતાયે વધારે જરૂર તો છાતીની છે. બીકણના હાથમાં બંદુક શા કામની? તેની બંદુક તેની જ ઉપર વપરાશે. બીકણ બંદુકવાનને બીનહથિયારી હિંમતવાન મ્હાત કરશે ને તેની બંદુક ફૂટી શકે તેના પહેલા છીનવી લેશે. દરેક ગામના હિંમતવાન માણસો મરણિયા થઇ પ્રજાનું રક્ષણ કરવા તૈયાર થઇ જાય તો કાબુલીનો ત્રાસ તુરત ઓછો થઇ જાય. શાંત

અસહકારીની પ્રતિજ્ઞામા આવી સ્વરક્ષાની મનાઇ નથી એ પણ આ સ્થળે લખી જવું આવશ્યક છે.

પણ આવા કાર્યમા હુ ભાગ લઉ કે ? એમ કોઇ પૂછે તો મારે નકારમાં જવાબ આપવો જોઇએ. મને ભાસે છે કે મને છાતી તો છે. ન હોય તે સત્યાગ્રહી ન જ હોઇ શકે. ડરપોકનો ધર્મ સત્યાગ્રહ ન જ હોઇ શકે. ડરપોક પણ સત્યાગ્રહી સૈન્યમાં બીકનો માર્યો જોડાઇ શકે ખરો, પણ એ તો જૂદી વાત.

પણ મારાથી બે ઘોડે ચઢાય નહિ. મારે તો સત્યાગ્રહ કરતાં કરતા સત્યમૂર્તિ બનવું છે, સત્યમય થવું છે. તેથી મેં મારીને જીવવાના ધર્મનો ઇરાદાપૂર્વક ત્યાગ કર્યો છે. મારે તો મરીને જીવવાનો મંત્ર શીખવો છે ને આચરવો છે. જગતના પ્રેમથી જ જીવવા ઇચ્છું. હરકોઇ જેને વેરભાવ હોય તે મારા શરીરને આ ક્ષણે હણી શકે છે. એ વખતે પણ મારા હૃદયમા પ્રેમ જ જોવામાં આવે એવી મારી નિરંતરની પ્રાર્થના છે. એ પ્રયોગ કરતા હું મારીને રક્ષણ કરવાના પ્રયોગમા ભાગ ન લઇ શકું; લેવા ઇચ્છતો નથી.

તેથી મારે સારૂ ને મારા જેવા સારૂ બીજો જ માર્ગ રહ્યો. એ માર્ગને સારૂ ઘણાની જરૂર નથી. આમા સામુદાયિક સત્યાગ્રહ અશક્ય છે આપણામાના કોઇ સંયમી હોય તે કાબુલીઓના હૃદયને પણ ભેદી શકે છે એવી શાસ્ત્રની પ્રતિજ્ઞા છે. ખરો મુસલમાન ફકીર આવું કામ સહેજે કરી શકે. પણ હિંદુ સંન્યાસીજાતિ આવું કામ ન કરી શકે એવું કંઇ નથી. સત્યાગ્રહશાસ્ત્રમાં જાતિભેદ કે ધર્મભેદ નથી. તેની અવધૂત

દશામા ભાષાની પણ જરૂર નથી રહેતી હૃદય હૃદયનું કામ કર્યાં જ કરે છે.

જે કાર્ય એક સહજાનંદે ગુજરાતમા કર્યું તે રાજ્યદંડ ન કરી શક્યો. જે કામ ચૈતન્યે બંગાળમાં કર્યું તે આજ લગી સરકાર કરી નથી શકી ને નહિ જ કરી શકે. ચેતન્યના તેજથી જ ડાકુ, ચોર વગેરે સીધા થઇ જતા. હિન્દુસ્તાનમાં એવા દાખલા મુસલમાન ફકીરના અને હિંદુ સંન્યાસીઓના પુષ્કળ મળી આવે છે. અબદુલ કાદર જીલ્લાનીના સત્યબળથી લૂંટેલો માલ ડાકુઓએ પાછો આપેલો ને પોતાનો ડાકુનો ધંધો તેઓએ છોડેલો. ગુજરાતના જતિઓ, બાવાઓ વગેરેમા કોઇ પણ નિર્ભય સંયમી હોય તો આ કાબુલીના ત્રાસમાંથી લોકોને સહેજે મુક્ત કરી શકે છે. સહજાનંદનો જમાનો સમાપ્ત નથી થઇ ગયો. તેના જેટલી ભક્તિ, તેના જેટલા સંયમની જ જરૂર છે. આ જમાનામા ઓછી ભક્તિ ને ઓછો સંયમ પણ ફળી નીકળે છે, કેમકે દરદીએ અનુભવી ન હોય તેવી માત્રા મળે છે ત્યારે તે થોડી હોય તોપણ અસર કરે છે.

વળી સવાલ થવાનો જ: 'બીજાને જતિ કરનારો તુ જ થઇને દેખાડ, એટલે બધા થયા બરોબર છે.' એ વાત પણ ખરી છે. મારો બચાવ છે તે ન સમજાયો હોય તો હું લખીને નહિ સમજાવી શકું. વળી એમ શંકા કરી શકે તેને અર્થે આ લખાણ નથી લખાયું. એવો સંભવ કાં ન હોય કે જે મને બુદ્ધિથી તદ્દન શકય લાગે છે તે કરવાનું હૃદયસામર્થ્ય મારામાં ન હોય? મેં કંઇ સામર્થ્યનો ઇજારો નથી કઢાવ્યો. મારા કરતાં વધારે હૃદયબળવાળા ગુજરાતમાં ઘણાયે હોવાનો સંભવ છે. તેઓ પ્રત્યે મારી પ્રાર્થના છે.

## ધાડ પડે ત્યારે

ઘાટકોપરમાં જ્યારે ધાડ પડવા લાગી ત્યારે ત્યાંના રહેવાસીઓ ગભરાયા. એવી સ્થિતિમાં સહુ ગભરાય. હવે મ્યુનિસિપાલિટીએ ઘટતા ઉપાય લીધા છે તેથી ને વરસાદ શરૂ થવાથી ધાડપાડુઓને ભાગી જવાની સગવડ ઓછી થવાથી ધાડનો ભય ઘણો ઓછો થયો છે. એટલે તાત્કાળિક ઈલાજ ઘાટકોપરવાસીઓએ શો લેવો એનો વિચાર કરવાપણું રહેતું નથી.

પણ વધારે પોલીસ ગોઠવાઈ એ ઈલાજ ખરો ઇલાજ નથી. એવા ઇલાજો સદાય લેવાયા છે છતાં ધાડો બંધ નથી થઈ. અમેરિકા જેવા બહુ સુધરેલ ગણાતા દેશમાં ચાલતી ગાડીઓ ઉપર ધાડો પડે છે, જાહેર રસ્તા ઉપર ધોળે દિવસે સાહસિક લૂંટારા કોઈ વેળા લૂંટી શકે છે. ચોરીઓ તો થયા જ કરે છે. સુધારાના વેગ જોડે ગુન્હા પણ વધ્યા છે એમ ઘણા અવલોકનશાસ્ત્રીઓની માન્યતા છે. બહુ તો ગુન્હાની જાત ફરી છે. માણસોની સફાઈ સાથે ગુન્હાની સફાઈ પણ

વધી છે. ગુન્હા શોધવાની શક્તિ સાથે જ ગુન્હા છુપાવવાની શક્તિનો વધારો થયો છે. એટલે સરવાળે આપણે હતા ત્યાના ત્યા જ છીએ.

ધાડપાડુઓ કયા ને કેમ ઉત્પન્ન થાય છે એ જરા જોઇએ. જંગલમા વસનારા અપરિગ્રહી સાધુને કોઇ લૂંટતું નથી. તેને લૂટનારને મળે પણ શુ? લૂંટનાર પૈસાને લોભે જ લૂટે છે જો માણસો પૈસાના લોભની હદ બાધે તો લૂંટનું પ્રમાણ ઘટે. જો બધાની પાસે એકંદરે સરખી દોલત હોય તો એ ધાડપાડુનો ધંધો બંધ થાય પણ આવી શુભ સ્થિતિ આ યુગમા તો નથી જ આવવાની એમ આપણે સમજવું જોઇએ.

તેમ છતાં ઉપરનો સિદ્ધાત ધ્યાનમા રાખવાની જરૂર છે. આપણે ધનલોભની હદ ભલે ન આકીએ, પણ આપણે ધાડ-પાડુઓની સ્થિતિ સમજવાનો પ્રયાસ તો કરીએ જ. તેઓ ભૂખે મરતા હોય તો તેમને ઉદ્યમ બતાવીએ, તેઓએ ધાડને જ આજીવિકાનું સાધન બનાવ્યું હોય તો તેઓને ધાડની અનીતિ સમજાવીએ. આ કામ સુધારકનું છે. તેથી સાધુઓ તેમ કરવા સૌથી વધારે લાયક હોવા જોઇએ. આ સાધુ ભગવું પહેરી ભીખ માગે છે તે નહિ પણ જેના હૃદય ભગવા થયા છે ને જે સેવાધર્મપરાયણ છે તે.

સુધારાનું કામ ધાડપાડુ ધાડ પાડતા હોય ત્યારે શરૂ નથી થઇ શકતું એવું કામ તો આજથી ઉપાડવું જોઇએ. તેમા બહુ અથવા મુદ્દલ દ્રવ્યની જરૂર નથી હોતી તેમા ઘણા માણસોની જરૂર નથી પડતી. એ રિવાજ શરૂ થાય એટલે તે કામ આગળ ચાલી શકે છે. આધુનિક કાળના સુધારકોએ

તેવા સુધારા કર્યા છે. સહજાનંદ, ચૈતન્ય, રામકૃષ્ણ આદિએ તેવા સુધારા મોટા પ્રમાણમાં કર્યા હતા. તે કાયમ ન રહ્યા અથવા તેથી ધાડની પ્રથા નાબૂદ ન થઇ એમ માની કે કહીને કોઇ સુધારાની અવગણના ન કરે. આવા સુધારા વ્યાપક નથી હોતા કેમકે ઘણે ભાગે તે એકદેશી હોય છે.

આપણે એવું માનીએ છીએ કે ધનિક વર્ગમા એવા સુધારા કરવાપણું રહેતુ જ નથી ખરી વાત તો એ છે કે ધાડપાડુનો ધંધો ધનિક વર્ગની ધાડનું પ્રતિબિંબ છે. ધનિક વર્ગની સૂક્ષ્મ ધાડ ધાડપાડુઓમા સ્થૂળ સ્વરૂપ ગ્રહણ કરે છે. તેથી સુધારકે ધનિક ને ગરીબ, સૂક્ષ્મ અને સ્થૂળ ધાડપાડુ બન્નેને હાથમા લેવા પડશે તો જ ઘટતુ કામ થઇ શકે આચાર્યો, ફકીરો, સંન્યાસીઓ વગેરેનું આ કામ છે. તેઓ સમાજની નીતિના ખરા રક્ષક ને ચોકીદાર થઇ શકે છે, ને તેથી જ ધાડનો દોષ દૂર કરવાનું કાર્ય પણ તેઓનુ જ છે.

આવા સુધારા ચાલતા હશે ત્યારે ધાડો તો પડતી જ હશે. આવા સુધારામા 'ધા ભેળા ફીડા' નથી પડી શકતા. તે ધીમે ધીમે થાય છે દરમિયાન ધનિક વર્ગે પોતાની મિલકતનું કઇ રીતે રક્ષણ કરવું?

સિપાઇની મદદથી રક્ષણ થોડેઘણે અંશે થયા કરે છે. બધી ખામીઓ, બધા દોષોને સારૂ સરકાર જવાબદાર છે એમ કહેવાનો રિવાજ પડી ગયો છે તે સુંદર છે, તે ઘણે અંશે સાચો છે. આજે તો પરરાજ્ય છે એટલે દોષ દેવાનું સુગમ છે. આવતી કાલે સ્વરાજ્ય હશે ત્યારે પણ આપણે અપૂર્ણ હોઇશુ, ને આપણે સ્વરાજ્યની સરકારને ગાળો દઇશું પણ સ્વરાજ્યની સરકાર તે આપણે પોતે જ હોઇશુ, તેથી હાલની સરકારને

માથે દોષ ન ઢોળવાની ટેવ પાડવી એ પણ સ્વરાજ્યની તાલીમ ગણાય બાડો પડે છે તેને સારૂ બધો દોષ સરકાર ઉપર ઢોળવો એ આપણી દુર્બળતાની કબૂલાત છે જંગલોમાં વસતી પ્રજાને સારૂ કેટલા સિપાઇ સરકાર રાખી શકે? જે પ્રજામા સ્વરક્ષાની શક્તિ જ ન હોય તે પ્રજા સ્વરાજ કેમ ભોગવી શકે? અપંગ પ્રજાને નસીબે તો હમેશા ગુલામી હોવી જ જોઇએ તેથી દરેક જગ્યાએ લોકોએ સ્વરક્ષાની તૈયારી કરી લેવી જોઇએ આ દૃષ્ટિએ વિચાર કરતા ઘાટકોપર જેવા પરાના માણસો ને બધી જગ્યાના હિન્દીઓએ પોતાનો બચાવ કરવાનું જાણી લેવું જોઇએ. દરેક ઘરમાથી જુવાનિયાઓએ સ્વરક્ષાની તાલીમ લઇ લેવાની જરૂર છે. ભાડુતી માણસોથી આ કામ થઇ શકે છે, પણ એ અત્યંત જોખમકારક છે. જો મધ્યમ વર્ગના માણસો પોતાની રક્ષા પોતે કરવાને બદલે બીજાની મારફતે કરાવી લે, તો તેઓ પૈસા આપીને પોતાના સરદાર તૈયાર કરશે. જેને પરિગ્રહ કરવો છે તેણે પોતાનો બચાવ કરવાને સારૂ તૈયાર રહ્યે જ છૂટકો છે.

આટલે સુધી તો મારી ટીકા હિંદુમુસલમાન બધાને લાગુ પડે છે. હિંદુને વર્ણાશ્રમની મુશ્કેલી નડે છે પણ એ ભ્રમ છે. મનુષ્યમાત્રમા ચારે ગુણ હોવા જોઇએ. જ્ઞાન, શૌર્ય, વાણિજ્ય ને સેવાભાવ, તે તે વર્ણોમા પોતાનો વિશેષ ગુણ પ્રધાનપદ ભોગવે એટલો જ વર્ણાશ્રમનો અર્થ હોઇ શકે. વળી તે તે વર્ણનો ધંધો — આજીવિકાનું સાધન — તેનો વિશેષ ગુણ હોય એટલે કે બ્રાહ્મણને જ્ઞાન આપી મુઠી બાજરો લેવાનો અધિકાર છે. ક્ષત્રીને રક્ષા કરીને, વૈશ્યને વેપારાદિ કરીને અને શુદ્રને સેવા કરીને. પણ જે મનુષ્ય અવસર આવ્યે

પોતાની રક્ષા કરવા સમર્થ નથી તે અધૂરો છે. સમાજની ઉપર બોજારૂપ છે. પોતાની રક્ષા આત્મબળથી અથવા શરીરબળથી કરાય. જેણે આત્મબળ કેળવ્યુ નથી તે પોતાની ને પોતિકાની રક્ષા શરીરબળથી કરવા બંધાએલો છે. બન્નેને મરવાની તાલીમ લેવાની છે. આત્મબળવાળો શરીરને તુચ્છ ગણી ધાડપાડુને દંડ દીધા વિના મરશે ત્યારે બીજો મારતો મારતો મરશે. બધા આત્મબળ કેળવવા તૈયાર ન હોય. વળી દ્રવ્યાર્થી અને આત્માર્થી એ બે વિરોધી અર્થવાળા શબ્દો છે. દ્રવ્યાર્થી દ્રવ્યની લોલુપતા ન છોડે ત્યા સુધી પૂરો આત્માર્થી ન જ બની શકે. પણ બેમાથી એકે ભય જોઇને ભાગે તો નામર્દ બને. તેથી બન્નેએ પોતાની શક્તિ અનુસાર સ્વરક્ષાનું સાધન કેળવવાનું રહ્યું છે. ઘાટકોપર જેવાં પરામા વસનારનો સ્પષ્ટ ધર્મ એ છે કે તેઓએ પોતે જ એટલે દરેક કુટુંબના કેટલાક ;માણસોએ ધાડપાડુ ઇ૦ની સામે થવાની તાલીમ લેવી.

# નિર્દયતા

આ નોંધ હું કોચીન (ત્રાવણકોર)મા લખી રહ્યો છું. ઘણાં સુંદર દશ્યોમા એક અસહ્ય દેખાવ વાઇકમની આગબોટમા ચઢવા જતા રસ્તે જોયો તે મનમાથી ખસી શકતો નથી. કોચીનમા માણસો ઘોડાગાડીનો ને મોટરોનો ઉપયોગ ઘણો થોડો કરે પણ તેને બદલે મનુષ્યનો ઉપયોગ કરે છે. જાપાનની રિક્ષાગાડી ઠેકઠેકાણે જોવામા આવે છે. રિક્ષા જ જોઇને તો મને બહુ આઘાત ન પહોચ્યો કેમકે તે તો દરબનમા બહુ જોએલી. પણ એક રિક્ષામા જ્યારે ત્રણ ચારને ખડકાએલા જોયા ત્યારે મને મારી ગાડીમાથી ઉતરી જઇ પેલા રિક્ષા ખેંચનારની મદદે જવાની ઇચ્છા થઇ ગઇ. હું તો મારે પથે જતો હતો. મારાથી એમ ઉતર્યું જાય તેમ ન હતુ. પણ મનની ઉપર ચોટ રહી ગઇ. આ રિક્ષાની બાધણી એવી છે કે તેમા એક જ માણસ બેસી શકે. જો ખેંચનાર ઇનકાર

કરે તો એટલા માણસ તેમા ન ખડકાઇ શકે એ પણ સમજાય છે. પણ બેસનારની નિર્દયતા એથી ઓછી થતી નથી. ગરજનો માર્યો મનુષ્ય હજારો ન કરવાનાં કામ કરે છે. પેટે પણ ચાલે છે, અનેક ચાળા કરે છે. પણ તેના સાક્ષી થનારનું શું? તેમ કરવાને પ્રેરનારનુ શુ? સંભવ છે કે કોચીનમા કાયદો પણ હશે કે રિક્ષામા એકથી વધુ ઉતારૂ ન બેસી શકે. એમ હોય તો આમ વધારે બેસનારનો બેવડો ગુન્હો થયો. કોચીનમા ગુજરાતીઓની વસ્તી મોટી છે, તેઓ વગવાળા છે. જેઓને મેં રિક્ષામા ખડકાએલા જોયા તે મલબારી હતા ગુજરાતીઓ આટલી હદ સુધી પહોચે છે કે નહિ તે હુ જાણતો નથી. પણ મારી ઉમેદ તો એ છે કે કોઇ ગુજરાતી આવી નિર્દયતા નહિ વાપરતા હોય. હુ તો તેમને કોચીનની સેવા સૂચવવા ઇચ્છું છુ. તેઓ કોચીનનો જાહેર મત એટલે સુધી કેળવે કે રિક્ષાનો દુરુપયોગ કોઇ ન જ કરે. તેમને તો હું રિક્ષાના ત્યાગની સલાહ પણ આપુ છુ રિક્ષાના ત્યાગથી તેઓની તબિયત સારી થશે કેમકે થોડી કસરત મળશે. માંદગી કે અશક્તિ સિવાય મનુષ્યે મનુષ્ય પાસે ઉચકાવું પાપરૂપ લાગે છે મનુષ્યનો ઉપયોગ પશુની જેમ કેમ કરાય? જે આપણે કરવા તૈયાર ન હોઇએ તે બીજાની પાસે કેમ કરાવીએ?

# મુસાફરોની ગંદી આદતો

રેલના ત્રીજા વર્ગની મુસાફરી કરનાર એક ભાઇ લખે છે કે રેલ્વેમાં ત્રીજા વર્ગની મુસાફરી મુસાફરોની ભૂરી આદતોને લીધે અસહ્ય થઇ પડે છે, તેથી દુઃખમાથી બચવાને સારૂ એક નાની સાવરણી તથા એક ઢાકણાવાળી થૂંકદાની સાથે રાખવી. સાવરણીથી ડબ્બો વાળ્યાં કરવો અને કોઇ થૂંકવા જાય તો બડબો થૂંકદાનીમા ઝીલી લેવો! આમ કરવાથી કંઇક દુઃખ ટળે.

જેને ચોખ્ખાઇ પસદ છે તેને સારૂ આવી ગંદકી અસહ્ય છે એમા શંકા નથી આમ છતા આપણે ત્રીજા વર્ગની જ મુસાફરી કર્યે છૂટકો છે જ્યારે હું હમેશ ત્રીજા વર્ગની જ મુસાફરી કરતો ત્યારે મે પત્રિકાઓ કાઢી હતી ને તે મુસાફરોમા વહેંચવાનું પણ શરૂ કર્યુ હતું. મારૂં કામ બદલાયુ એટલે પત્રિકાપ્રચાર મેં વેગળો મૂક્યો. પછી તો હું ધવાયો એટલે મારૂં ત્રીજા વર્ગની મુસાફરીનું સુખ ગયું તેમ તેનું દુઃખ પણ ગયુ. પણ તેના મીઠા સ્મરણો હજુ તાજાં જ છે ને ફરી તાજાં કરવાની ઉમેદ રાખું છું.

પત્રિકાઓ દરેક સ્વયસેવક વહેંચે ને વાચી સંભળાવે એ જરૂરનુ છે. તેની સાથે જ સાવરણીનો પ્રયોગ કરવો જોઇએ. થૂંકદાનનું કામ મુશ્કેલ છે એમ કરતાં માર પણ ખાવો પડે ને છતાં મુસાફર થૂંકદાનીમા થૂંકવાની ના પાડવાનો સંભવ છે. સાવરણીનો પ્રયોગ આવશ્યક છે. મુસાફરોને ડબ્બામાં કચરો ન કરવાનું સમજાવીએ પણ ખરા, ને તેમ છતા પડે

તે કચરો સાવરણી વતી પ્રેમપૂર્વક કાઢીએ પણ ખરા. થૂંકદાની વાપરવામાં એક ગંદકી વહોરી બીજી દાખલ કરવાનો પણ ભય છે. દરેક ઉપયોગ પછી તે બરાબર સાફ થવી જોઇએ. થૂંકદાની પણ અંદર સાધવિનાની, કટાય નહિ એવી ને પ્રમાણમા મોટી હોવી જોઇએ હું તો એવે સમયે પુષ્કળ કાગળનો ઉપયોગ કરતો. કાગળવતી જ્યા કોઈ થૂંક્યું હોય તો ત્યા સાફ કરી લેવાથી હાથ બગડે નહિ ને જગ્યા બરાબર સાફ થાય. પછી ધોવું હોય તો ધોઇ નંખાય. આમ કરીએ એટલે બીજા થૂંકનારા લજવાય ને ઓછું થૂંકે. ખેદ તો એ છે કે સ્વયસેવકો પોતે સુઘડતા ને સ્વચ્છતાના નિયમોનું હમેશા પાલન નથી કરતા. બીજાની સગવડની દરકાર આપણામા બહુ જ થોડી જોવામા આવે છે. તેથી જ રેલમા, સ્ટીમરમા, જ્યા જાઓ ત્યા પારાવાર ગંદકી જોવામા આવે છે. બાળશિક્ષણથી ચોખ્ખાઇ અને સુઘડતા શીખવવામા આવે અને તે પાલન કરવાને સારૂ છે એમ આપણે સમજીએ ત્યારે જ આવો સુધારો થાય. વાચનારને ખબર નહિ હોય કે રેલના ડબામાં ઉપર પ્રમાણે ગંદકી કરવી એ રેલના કાયદા પ્રમાણે ગુન્હો છે. પણ કોઇની સામે ફોજદારી નથી ચલાવવામા આવતી કેમકે ગુન્હા કરનાર ઘણા છે ને બેગુનાહ બહુ થોડા છે. એથી જ કહેવત પડી છે કે જે કાયદાને ઘણા માણસો માન આપતા હોય તેનો જ અમલ થોડાઓની સામે થઇ શકે છે. એટલે કે તેવા કાયદાને સારૂ અનુકૂળ વાતાવરણ જોઇએ. તેનો વિશેષ અર્થ એ થયો કે ઘણા કાયદાઓ નિરર્થક હોય છે. વાતાવરણ તૈયાર થયા પછી થોડા માણસો પોતાની મેળે રિવાજવશ વર્તન કરે છે.

## એકલપેટાપણું

**ત્રી**જા વર્ગના ઘણા ઉતારૂઓની ગંદી ટેવો વિષેની '**નવજીવન**'ની નોંધ વાંચી એક ભાઈ લખે છે:

"ત્રીજા વર્ગના ભાઈઓ ઘણી વેળા ડબામા જગ્યા હોવા છતાં ઉતારૂઓની નક્કી કરેલી સંખ્યા જેટલાં ભાઈબહેનોને પણ આવવા દેતા નથી. મેં જાતિઅનુભવ પરથી જોયું છે કે કોલાબા અને અમદાવાદ સ્ટેશન ઉપર પ્લૅટફૉર્મ ટિકિટો લઈ મુસાફરી નહિ કરનારાઓ ડબામા બેસી જાય છે, અને મુસાફરી કરનારને 'જગ્યા નથી' એમ જૂઠું કહી, દરવાજાને ચાવી મારી, દરવાજાની બહાર માથું કાઢી, લોકોને ધમકાવી, ધક્કા મારી ગાડીમાં ચઢતા અટકાવે છે. અને જેવી ગાડી ચાલુ થાય છે કે પ્લૅટફૉર્મ ટિકિટવાળા ઉતરી પડે છે અને ૧૦ માણસની જગ્યામાં માત્ર ૫ ૭ જણ નિરાંતે બેસી રહે છે. પરિણામે મુસાફરી કરનારાઓ ચિચાતા ગાડી ચૂકી જાય છે આવી ખોટી રીત અટકાવવા માટે બી બી સી આઇ. રેલ્વે કંપનીએ કોલાબાની સાંજની ત્રણ મેલ ટ્રેનો વખતે પ્લૅટફૉર્મ ટિકિટનો ભાવ એક આનાને બદલે બે આના કર્યા છે થોડા દિવસ અગાઉ મને અમદાવાદ જવાનું થતાં કોલાબેથી ત્રીજા વર્ગમાં મને ચઢવા દેતા ન હતા; પછી રેલ્વે નોકરને તેડી લાવી, દરવાજો ખોલાવી હું અંદર ડબામા જઇ સંડાસ પાસેની સાંકડી ગલીમા જમીન પર જઈ બેઠો ગાડી ચાલુ થતાં ડબામાથી ૫–૭ જણ ઉતરી ગયા, બાકી થોડા જ રહ્યા. તેમણે મને બાકડા પર બેસવા કહ્યું પરંતુ મને તો આવી સ્વાર્થી રીત જોઇ બહુ જ લાગી આવ્યું અને તેમની માગણી સ્વીકારી નહિ અને **અમદાવાદ સુધી જમીન પર જ સૂઈ રહ્યો.**"

આ ભાઇએ સાંકડા રસ્તામાં પડ્યા રહી અગવડ ભોગવી પણ પાછળથી તેમને મહેરબાની દાખલ આપવામા આવેલી જગ્યા લેવાની તેમણે ના પાડી તેને સારૂ તેમને ધન્યવાદ આપું છું જેઓએ જગ્યા આપી તેઓ જો જગ પણ વિનય વાપરવા ઇચ્છત તો જેવા તે ભાઇ ડબામા ગયા તેવા જ તેમને જગ્યા આપી દેવી જોઇતી હતી. વિવેક તો એ સૂચવે છે કે સાકડ છતાયે કોઇ ઉતારૂ ચઢી આવે તો તેને જગ્યા આપીએ. ખરી વાત એ છે કે આપણે હજુ કૌટુંબિક ભાવનાથી બહુ આગળ ગયા નથી સગાને સારૂ સાકડ ભોગવવાનો ધર્મ આપણે શીખ્યા છીએ. ઓળખીતાને સારૂ પણ કંઇ કરીએ ખરા. આ બન્નેમા કંઇ ગુણ નથી. એક ત્રીજો વર્ગ છે તેને સારૂ પણ આપણે અગવડ ભોગવીએ છીએ. તે વર્ગ બળિયાનો. આમા દોષ છે. પણ જે મુસાફર બિચારા ગરીબ હોય તેમની તો હોય એ પણ જગ્યા છીનવી લેવા આપણે તૈયાર થઇ જઇએ છીએ. જો પ્રજાભાવના કેળવવા ઇચ્છીએ તો આપણો ધર્મ છે કે આપણે ગરીબને તો પહેલી સગવડ કરી આપીએ. આપણો પાડોશી (ઓળખીતો ન હોય ત્યારે વિશેષે) ભૂખ્યો હોય તો તેને જમાડી જમીએ, તરસ્યો હોય તો તેને પાઇને પીઇએ, આપણી સગવડ જતી કરી તેને સગવડ કરી આપીએ. એવો રિવાજ માત્ર પ્રજાના માણસો તરફ જ રાખીએ તો તે પ્રજાભાવના થઇ અને મનુષ્ય માત્ર તરફ એમ વર્તીએ તો તે ધર્મભાવના થઇ. ધર્મભાવના ન કેળવવી હોય તોયે પ્રજાભાવના તો કેળવીએ

# મહેતાઓની વિટંબણા

**રા.** પોપટલાલ નાનજી અમને મહેતાઓને પડતા દુઃખો વિષે ચર્ચાપત્ર મોકલે છે તેમા જણાવે છે કે ઘણા વેપારીઓ અસભ્યતા વાપરે છે, અનેક પ્રકારના મેણા મારે છે ને મહેતાઓની પાસે બહુ કામ લે છે. શેઠોને છાજે છે કે તેઓ પોતાના નોકરો — પછી તે મહેતા હો કે દરવાન — પર રહેમ નજર રાખે ને વિવેક વાપરે. પણ માત્ર શેઠનો જ વાક હશે? ગુલામીમા ગુલામોનો હિસ્સો પણ હમેશાં ઓછો નથી હોતો. નોકરની વફાદારી તેના પ્રામાણિકપણામા ને તેના ઉદ્યોગમા છે. તે અયોગ્ય વર્તણુકની બરદાસ કરવા બંધાએલ નથી. નોકરો એટલા હતાશ થએલા જોવામાં આવે છે કે નોકરીને પોતાનું સર્વસ્વ ગણે છે. આવી લાચારીમાંથી નીકળી જવાની તેઓની ફરજ છે. અમે માનીએ છીએ કે જ્યા મનુષ્ય પ્રામાણિકપણે ઉદ્યોગ કરવા ઇચ્છે છે, જેનું શરીર સારૂં છે ને જેને મજૂરી કરતા શરમ નથી લાગતી તેને પોતાની આજીવિકા મળવામા મુશ્કેલી હોતી જ નથી. દેશના અનેક ચળવળો સાચા ને ઉદ્યમી લોકોના અભાવે ઢીલી રહી છે તેમા નોકરિયાત મનુષ્યોનો સમાવેશ થઇ શકે છે એટલે અમે નોકરવર્ગને દીન બની જવાને બદલે ટટાર થવાની સલાહ આપીએ છીએ. જ્યાં અપમાન થાય, જ્યાં અતિ વેઠ કરવી પડતી હોય, જ્યા પોતાનું શરીર ઘસાઇ જતું હોય ત્યા તેઓએ નોકરી કરવાની કશી આવશ્યકતા નથી. પ્રજાજીવન આગળ વધે તેના પહેલાં અસંખ્ય સ્ત્રીપુરુષોને સ્વમાનનું ભાન થવાની જરૂર છે.

# વેપારીઓની નોકરો પ્રત્યે ફરજ

"અનિયમિતપણે લાંબો વખત કામ કરવાની નોકરી વિષે ઘણી ફરિયાદો થાય છે; તેમાં ખાસ કરીને શરાફોની સેવા-નોકરી કરનાર ભાઇઓની તો ઘણી સખત હોય છે. હાલમાં રહેઠાણ માટે મુંબઈ જેવા શહેરમાં અસુખાકારીવાળા લત્તામાં અને ઘરોમાં રાતદિન વસવાટ કરીને, સેળભેળવાળો ખોરાક — જે મળે તે પર ગુજરાન ચલાવતા અને સૂર્યનાં દર્શન પણ અનિયમિત કરનાર ભાઇઓને જે હાડમારી સાથે નોકરી કરવી પડે છે, અને તેમાં તન અને મન બંનેની જે ખરાબી થતી રહે છે તે પર તાકીદે ધ્યાન દેવાની સૌની ફરજ છે. અલબત્ત, આનાં કારણો તપાસતાં મુખ્ય કારણ અત્યારની વ્યવહાર-પદ્ધતિ જ માલુમ પડે છે એમાં સુધારો થવાથી ઉપર જણાવેલ ખરાબ સંજોગોથી નિપજતાં માઠાં પરિણામો દૂર કરવાનો પ્રસંગ નજીક લાવવાનું બની શકે છે. એ પણ વાત સમજવા જેવી છે કે કામ અને ઉદ્યોગધંધો શેઠ અને નોકરોને સરખી રીતે વળગેલાં છે, અને તેની અસર પણ ઘણીવાર બંને પર એક સરખી જ થતી માલુમ પડે છે. શેઠની બાબતમાં એટલી રાહત રહે છે કે પોતાનું કામ બીજાને સોંપી શકે છે; અને પૈસાની છૂટ ને સ્વતંત્રતાનો ધાર્યો લાભ લઇ શકવાની એવી સ્થિતિમા તે હોય છે કે તેવી સગવડ નોકરોને સામાન્ય રીતે હોતી નથી.

"વ્યવહારપદ્ધતિ તરફ ઉપર લક્ષ ખેંચ્યું છે તે પણ ઝીણી નજર ફેરવવાથી માલુમ પડશે કે રોજના કાર્યની શરૂઆત દેશાવરની ટપાલ મળ્યેથી થાય છે અને તે ટપાલનો જવાબ ગયે અંત આવે છે ઘણુંખરૂં ટપાલનો વખત સવારના (સ્ટા ટા.) ૧૦-૩૦ થી સાંજના ૭-૩૦ સુધીનો રહે છે તે કલાકોમાં કોટમાની ઑફીસો અને બેંકોના સમયોનો અને બીજાં બજારોના સમયોનો સમાવેશ થઇ જાય છે હુંડીનો દેખાડ સાડાત્રણ સુધી થાય છે, તેનાં નાણા સાંજના ૬-૩૦ સુધીમાં ચૂકવાય છે; અને તેનો તેમજ થએલ કામકાજનો જવાબ ૭-૩૦ સુધીમા દેશાવરના ઘરાકાને ટપાલ મારફત અપાય છે હવે થોડે નાણે ને ફરકસરથી વેપાર કરનારાઓ માટે એવી સગવડ રખાએલી માલુમ પડે છે કે લેવડદેવડના—માલના—હિસાબ સમજવાની ને નાણાં ચૂકવવાની રાત્રના ૮-૩૦ સુધીની છૂટ વ્યાપારી મંડળોએ ઠરાવ કરીને આપેલી છે આને લીધે નોકરોને તે નાણા લાવી ધણીને સોપી દેવા માટે રાત્રિના દસ વાગતાં સુધ્રી પણ નોકરીમાં ખેંચાવું પડે છે. કોઈ કોઇ પેઢીઓ રાત્રિના હિસાબો ન સમજતી હોય તે સવારના ૮-૩૦ થી ૧૦-૩૦ સુધીમા પણ હિસાબ સમજે છે એટલે સવારના બીજા બે કલાક નોકરીમા વધે છે આ રીતે બધી તરફથી સંકળાએલ વેપારી અને તેના નોકરને ધંધામાં ૮-૩૦ થી રાત્રિના ૧૦-૦ સુધી જોડાવાની અગર તે બાબત ચિંતા કરવાની ફરજ પડે છે

"હવે તેને લીધે નોકરને જરૂરી ખુલ્લી હવાનો લાભ, વિશ્રાન્તિ, કુટુંબસુખ અગર આનંદનાં અન્ય સાધનો નિયમિત મળતાં નથી શેઠોને પણ કેટલીક વાર આ હેરાનગતિથી વાકેફ થવું પડે છે. તે અટકાવવાનો અને તેની સાથે વ્યવહારપદ્ધતિ જાળવવાનો નીચલો ઉપાય સૂચના તરીકે રજૂ કરવામાં આવે છે: જે આશા છે કે સર્વમાન્ય થશે. જે ધંધો સાજના સાડાસાત પછી ચાલે છે તે બંધ કરવાનો દરેક વેપારી મંડળ ઠરાવ કરે અર્થાત હિસાબ સમજવાની ને નાણાં ચૂકવવાની ફરજ સવારના સાડા દસ પહેલાં કે સાજના સાડા છ પછી કોઇને પણ ન રહે તેવો ઠરાવ થાય થએલ કામકાજનું નામું માંડવા

જે માણસો રોકાય તેમને દિવસના વધુમાં વધુ આઠ કલાકથી વધારે વખત કામ કરવાની ફરજ ન રહે."

આથી સવ કાય નો નિકાલ સવારના સાડા દસથી સાંજના સાડા સાતમાં આવી જશે. વેપારીવર્ગ — બન્ને શેઠ અને નોકરો — જો વધારે નિયમિતતાથી, એક સરખી રીતે, શાંતિ અને સમજણપૂર્વક કાર્ય લેશે તો જે કામ પાંચ આંટા ખાતાં થતું હશે તે એક આંટે પતશે; જે કાર્ય ફરીફરીને સંભાળતાં પણ પૂરૂ ન થતુ હોય તે એક વખતની મહેનતથી પાર પડશે; જે કાર્યમાં સમજફેર ઝાઝી થતી હોય ને બોલાચાલીમાં વખત તેમજ મિજાજ ખોવાતાં, હોય તે અટકશે; અને અરસપરસના કામનો નિકાલ કરવામા ઝડપ વધવા સાથે મિઠાશ પણ વધી શકશે આ રીતે ઓછા વખતમાં વધારે ઝડપથી અને સહેલાઇથી કામ થશે, તેનો શ્રમ મનને કે તનને ઘણો ઓછો લાગશે; એનો લાભ શેઠ તેમજ નોકર બન્નેને મળશે. ઓછા વખતમાં નિયમિત કાર્ય થવાથી કામનો કંટાળો ઘટવા સાથે જીવન વધારવાનાં — જીવનનો આનંદ લેવાનાં સાધનો વધારે સુલભ થશે, પણ તે સઘળું ત્યારે બને કે જ્યારે આગળ કહ્યું છે તેમ સવારના સાડા દસ પહેલાં અને સાંજના સાડા સાત પછીનું કાર્ય ફરજ તરીકે ન રહે. તેવા મંડળો દ્વારા જ ઠરાવ થાય આ કાર્ય એક જ મંડળની શક્તિ બહાર છે. સૌ સાથે નિશ્ચય કરશે તો સૌને પરિણામે લાભ રહેશે.

'સર્વોદય'"

લખનાર મુબઇના સંભાવિત વેપારી છે. મુબઇના ઘણા નોકરોની દુઃખદાયક રાવ અમે ઘણીવાર સાંભળી છે. તેઓની પાસેથી વહેલી સવારથી તે રાત્રિના દસ દસ વાગ્યા સુધી કામ લેવામા આવે છે. પરિણામે તેઓ નથી ધર્મધ્યાન કરી શકતા, નથી પોતાનું શરીર સાચવી શકતા અને નથી અભ્યાસને સારૂ વખત બચાવી શકતા. પ્રજાના નોકરવર્ગની

આવી દયામણી સ્થિતિ જ્યાં હોય ત્યા પ્રજાજીવન ખામીવાળું ગણાય. વેપારી અને નોકર વચ્ચેનો સંબંધ પિતાપુત્રના સંબંધ જેવો અરસપરસ લાગણી અને વફાદારીવાળો હોવો જોઇએ. નોકરની લાગણી અને વફાદારીનું પરિણામ એવું જોઇએ કે નોકર જરૂર પડયે પોતાના શેઠ સારૂ પોતાનો જાન બક્ષે, હમેશા શેઠ પ્રત્યે પ્રમાણિક રહે. શેઠની વફાદારી કામ લેતાં, નોકર ઉપર દયા રાખવામા, તેના આરોગ્યનું રક્ષણ કરવામાં અને તેની આર્થિક સ્થિતિ સુધારવામા રહેલી છે. આવી અરસપરસ ફરજ જ્યા સમજવામા આવે ત્યા પરિણામ ઘણાં સુંદર જોવામા આવે. અહી આપણે અગ્રેજોની નકલ સારી રીતે કરી શકીએ છીએ. સામાન્ય રીતે નોકરોને કામ કરવાના અમુક કલાક જ હોય છે, અને તે એટલા ઓછા પ્રમાણમાં હોય છે કે જેથી નોકરોને પોતાના ઘરકાર્ય સારૂ, વ્યાયામ સારૂ અને જો તે ધાર્મિક વૃત્તિનો હોય તો ધર્મ-ધ્યાનાદિ સારૂ તેને વખત રહે છે જેટલું કામ અંગ્રેજ શેઠ પોતાના નોકર પાસેથી આઠ કલાકમાં લે છે તેટલુ ઘણી વેળા આપણા શેઠો પોતાના નોકર પાસેથી સોળ કલાકમાયે નથી લઇ શકતા.

શેઠોની આગળ તેમના સ્વાર્થનો પ્રશ્ન હું મૂકવા ઇચ્છું છું. નોકરોની પાસેથી દસ કલાક, બાર કલાક કે ચૌદ કલાક કામ લેવામા તેમને પણ અટવાઇ રહેવું પડે છે. આપણે કાંઇ આખો દહાડો આપણા વેપારનો જ વિચાર કરવાને જન્મ્યા નથી. વેપાર એ એક સાધન છે. તે સાધ્ય બની આપણી ઉપર સ્વારી કરે છે ત્યારે આપણે ગુલામ બનીએ છીએ. એ દશામાથી વેળાસર છૂટવું એ વેપારીની ફરજ છે.

જ્યા પ્રજાજીવનમા નિર્દોષ આનંદ મેળવવાનો વખત નથી કે મેળવવાના સાધનો નથી ત્યા પ્રજા ઘસાય છે. જેમ મનુષ્યને નિદ્રાની જરૂર છે તેમજ વ્યાપારાદિ ચિંતાઓમાથી મુક્ત રહી ઘડીભર બાળકની જેમ વિનોદ કરવાની અને નિશ્ચિંત થવાની પણ જરૂર છે. તેમ થાય તો પ્રજા નિત્ય નવજીવન પામે અને જેમ હમેશાનો અરુણોદય આપણને તાજો જ લાગે છે તેમ પ્રજાજીવન પણ જ્યા નિર્દોષ આનંદો મળવાના સાધન અને સમય રહ્યા છે ત્યા નિસ્તેજ અને કરમાએલ દેખાવાને બદલે તેજસ્વી ને પ્રફુલ્લિત લાગશે. આ વિચારની હું શેઠીઆઓને ભેટ કરૂ છુ, તેમને વિચાર કરવા વીનવું છુ અને 'સર્વોદય'ની સૂચનાનો કોઇ પણ પ્રકારે અમલ કરવા ભલામણ કરૂ છુ.

# નોકરોની સ્થિતિ કેમ સુધરે?

'નવજીવન' નિયમસર વાચનારને યાદ હશે કે તા. ૨૧મી સપ્ટેમ્બરના અંકમા 'સર્વોદય' નામે એક ચર્ચાપત્રીએ મજૂરોના કામમા કલાકો ઘટાડવાની સૂચના કરેલી તે ઉપર 'વિરાગી' ઉપનામથી લખનાર એક શિક્ષિત વેપારીએ પોતાના વિચારો જણાવ્યા છે. તેમા તે લખે છે: "કેવળ કાપડના બજારમા નોકરવર્ગની સંખ્યા આશરે દસ હજારની હશે. એ જ પ્રમાણે રૂ, સૂતર, કરિયાણું, અનાજ તથા શરાફી વગેરે ધંધાને વિષે સમજવું. નોકરોને ઘણે ઓછે પગારે લાંબો વખત કામ કરવું પડે છે તેમા યોગ્ય ફેરફાર થવો જોઇએ."

એ સ્વીકારતા છતા 'વિરાગી' કહે છે કે "આ સર્વ મુશ્કેલીઓ દૂર કરવાનો રામબાણ ઉપાય એ સહકાર જ છે. જુદા જુદા ધંધાના નોકરો માટે નોકરવર્ગે સહકારી સમાજ સ્થાપી દરેક નોકરને તેના સભાસદ થવાની ફરજ પાડવી. આવી સમાજ નોકરોના ખાવાપીવાની, રહેવાની વગેરે અનેક સગવડો કરી શકે છે. અને આમા શેઠો પોતે નોકરોને મદદ કરે તો ઘણા ઝપાટાથી સહકારનું કામ ચાલી શકે."

આ વિચારો સ્તુત્ય છે એમા તો કંઇ શંકા જ નથી. પણ એક વેળાએ ઉદરોની સભામા બિલાડીથી ચેતતા રહેવાને સારૂ એક ઉંદરે સૂચના કરી કે બિલાડીના ગળે એક ઘંટ બાધવો જોઈએ અને એમ થાય તો અવાજ થતા સહુ પોત-પોતાના દરમા ભાગી જાય. એ વખતે પ્રશ્ન એ ઉઠ્યો કે ઘંટ કોણ બાધશે ? તે પ્રમાણે આવા મહત્કાર્ય નોકરોમાથી કોણ કરશે એ સવાલ ઉઠે છે. મુબઇના નોકરોની આટલી મોટી સંખ્યા જો એકત્ર થાય અને તેઓ એક મતના થઇ શકે તો કામ જરાયે કઠણ નથી. જે માણસને સારો વિચાર સૂઝે તે પોતે તેનો અમલ કરવાનું શરૂ કરે એના જેવી બીજી એકે એ વિચારનો પ્રચાર કરવાની સારી યોજના ન હોઇ શકે. 'વિરાગી' પોતે જ પોતાના વિચાર અમલમા કેમ ન મૂકે ?

## ચમારખાનાં

'ટૅનરીઓ' એટલે ચમારની દુકાનો અને પેઢીઓ. આવી પેઢી આજકાલ હિંદુસ્તાનમાં ઘણી નીકળે છે એમ એક ખબરપત્રી જણાવે છે. વળી તે લખે છે કે આવી રીતે હિંદુસ્તાનનો વેપાર વધે તો એ ઇચ્છવાજોગ નથી, કેમકે તેથી ઢોરોનો નાશ થાય છે.

આમ લખી લખનારે સદ્‌ભાવે જીવદયાનો પ્રશ્ન ઉઠાવ્યો છે. અમને લાગે છે કે ચમારની દુકાનોથી હિંસામા વધારો થવાનો નથી. ચમારોની દુકાનો વધતા ઢોરો વધારે મરશે એમ માનવાને કશું કારણ નથી. મૂએલા ઢોરનાં ચામડાનો ઉપયોગ નિર્દોષ છે એમ અમારી માન્યતા છે. ચમારનો ધંધો આવશ્યક છે. માણસોને જોડા વિના ચાલવાનું નથી. ખેતીના ધંધામા ચામડાનો હરઘડીએ ઉપયોગ છે. પાણી ખેંચવાના અસંખ્ય કોસો પણ ચામડાના જ બને છે. એ ધંધાથી લાખો રૂપિયાની કમાણી થાય છે.

એ ધંધો હાલ ચમારોના અને મોચીઓના હાથમાં છે. તેમના હાથમાથી મોટી પેઢીઓના હાથમા જઈ ચમારો અને મોચીઓ ભૂખે ન મરે એનો બંદોબસ્ત આપણે કરવાનો છે.

જો આપણે ચેતીએ નહિ તો પરિણામ અમે ધાસ્તી રાખીએ છીએ તેવું જ આવશે. આપણે આપણા કારીગરોની

દરકાર જ નથી કરી. કારીગરોને 'વસવાયા' ઠરાવી તેઓનો અનાદર કરી દેશને નુકસાન પહોંચાડ્યું છે. કારીગરી હલકી ગણી, મહેતાગીરીને ટોચે ચઢાવી ગુલામી સ્વીકારી છે. કડિયા, મોચી, સુતાર, લુહાર, હજામ વગેરે વર્ગને ઉતરતા માની આપણે તેઓને દબાવ્યા છે. તેઓના ધંધામાંથી, તેઓના ઘરમાંથી વિનય, વિદ્વત્તા, સજ્જનતા, સભ્યતા આપણે હરી લીધાં છે. પરિણામ એ આવ્યું છે કે એમનું જીવન શુષ્ક બન્યું છે અને એઓ પોતે પણ તે જીવનને ઉચ્ચ નથી માનતા. તેથી તેઓ શાળાનું જ્ઞાન મેળવે છે તો પોતાનો ધંધો છોડી દે છે, પોતાના ધંધાથી શરમાય છે. મોચી ભણીને પોતાનો ધંધો છોડે છે; દરજી ભણે એટલે સોય છોડે છે; વણકર ભણીને સાળની સાથે વેર બાંધે છે ને ભંગી તો ભણે ને પાયખાના સાફ કરે એમ બને જ કેમ? જો આપણે હાથ-પગની મહેનતથી થતા ધંધાની અવગણના ન કરી હોત તો આવી કઠિન દશામાં ન આવી પડત, અને ગ્રૅજ્યુએટોને ભંગીનો ધંધો કરતાં પણ શરમ ન આવત.

જીવદયા વિષે પણ આપણામાં વિચિત્ર વિચારો પ્રવર્તે છે. જીવદયાની શરૂઆત આપણી પોતાની જ જાતિથી એટલે મનુષ્યજાતિથી થવી જોઇએ તેને બદલે પશુજાતિના જીવ છરી વડે ન લઇએ તેમાં જીવદયાની સમાપ્તિ માનીએ છીએ. પશુઓ પર દયા રાખવી આવશ્યક છે, પણ મનુષ્યજાતિ ઉપર પણ તેટલી જ દયાની આવશ્યકતા છે. વળી જીવદયાને બહાને કે નામે આપણે દોરાઇ ન જવું એ યાદ રાખવાનું છે. મૂએલાં ઢોરનાં ચામડાંનો ઉપયોગ 'જીવતા ઢોરની ખાલ ઉખેડવા'ની વાત કરીને વખોડવો એ ન્યાય નથી, સત્ય નથી.

## નાગરિકનું કર્તવ્ય

**તા.** ૨૬-૮-૨૪ના રોજ અમદાવાદ મ્યુનિસિપાલિટીએ ગાંધીજીને માનપત્ર આપ્યુ હતું, તેનો ગાંધીજીએ વાળેલો ઉત્તર નીચે પ્રમાણેઃ

" આપે જે સુંદર માનપત્ર આપ્યું છે તે માટે આપનો સૌનો આભાર માનુ છું વળી આ ક્રિયા જોવાને માટે આપ જે ભાઇબહેનો આવ્યા છો તેમનો પણ હું બહુ આભારી છું. પણ હું એને માટે લાયક નથી. એમ કહેવામાં નથી આત્મનિંદા કે નથી અલ્પોક્તિ. મને લાગે છે કે કોઇ પણ શહેરી પોતાના શહેરની મ્યુનિસિપાલિટી તરફથી માનપત્ર લેવાને અધિકારી થાય તે માટે તેણે શહેરની કોઇ વિશેષ સેવા કીધેલી હોવી જોઇએ. મને ખબર છે કે મેં તો શહેરની કશી જ સેવા નથી કરેલી અને જે સેવા માટે મને માનપત્ર આપવામાં આવ્યું છે તેને માટે મને તે આપવાની કશી જ જરૂર નહોતી. પણ હું જાણું છું કે એ માનપત્ર મને મળે છે તેનું કારણ એ છે કે તમારામાના ઘણા, બીજા ક્ષેત્રમા મારા સાથીઓ છો, અને આપણે બધા એવા દેશની પ્રજા છીએ કે જે દેશ જરાક સરખા કામને માટે કામ કરનારને છાપરે ચઢાવે છે.

એક સમય એવો હતો કે જ્યારે મને તીવ્ર ઇચ્છા હતી કે હું શહેરની સેવા કરૂં. એ સમય એ જ કે જ્યારે તમારામાંના કેટલાક મિત્રોનો નોતરેલો હું અમદાવાદમા રહેવા આવ્યો. મને તે વેળા થએલુ કે તમારી સેવા કરીને મારૂં અમદાવાદમા રહેલું સફળ કરૂ. જ્યારે તમે બધા મને નહોતા જાણતા ત્યારે અહીંના એક શહેરી ડા. હરિપ્રસાદ મને જરૂર જાણતા હતા. અમે બન્ને મળતા ત્યારે શહેરસુધરાઇની, લોકની સુખાકારીની ખૂબ ચર્ચા કરતા. દક્ષિણ આફ્રિકાના મારા શહેરી જીવનની અને શહેરસેવાના અનુભવોની હું તેમની સાથે આપલે કરતો. મને ત્યાની લડાઇમા અનુભવ મળ્યો એ તો સુભાગ્ય. પણ શહેરની સેવા કરવાનો પણ અવસર મળ્યો હતો—એ વાતની તમને કોઇને ખબર નથી, અને એ ઠીક જ છે કે ખબર નથી, કારણ મૂંગી સેવા એ જ ઉત્તમ અને સાચી સેવા છે. ડાક્ટર અને હું એકબીજા સાથે વાતો કરતા, અને હુ મારા મનોરથો તેમને જણાવતો. એક સેવકમંડળ બનાવીને શહેરની ગલીઓમા, શહેરની પોળે-પોળમા જવાની, અને ભાષણ આપીને નહિ પણ પાયખાના સાફ કરીને, ખાળો ઉલેચીને, બચેલું પાણી કેવી રીતે ઉપયોગમાં લેવાય તે બતાવીને શહેરસુધરાઇનો પદાર્થપાઠ આપવાની અમારી મુરાદ હતી. અમદાવાદ જેવું ધનિક શહેર શોભીતું હોવું જોઇએ, તેમા બગીચા હોવા જોઇએ કે જેમા બાળકો ક્રીડા કરે એ પણ અમારી મુરાદ હતી. પણ એ બધા માટે પૈસા મ્યુનિસિપાલિટી ક્યાથી કાઢે? એટલા માટે કર તો ન જ વધારી શકાય. એ તો અસંભવિત જ વાત લાગી, એટલે અમે વિચારેલું કે ભિક્ષાની ઝોળી લઇને નીકળી પડીશું,

અને અમદાવાદના ધનાઢ્યો પાસે જમીનનું દાન માગીશું. તેમની પાસે શહેર બહારની ફાજલ જમીન લેવડાવીશું, અને તેમાં બગીચા બનાવરાવીશું. પ્રજાને આરોગ્યનું જ્ઞાન આપવું, બહાર પરાં રચવા, લોકોને તેમા રહેવાનું સમજાવવું અને સુખાકારીમા રહેતા બનાવવા. અમારી એવી પણ મુરાદ હતી કે શહેરના દરેક બાળકને અને સ્ત્રીને સસ્તું દૂધ મળી શકે એવી યોજના કરવી, અને અમે એવા વિચાર ઉપર આવેલા કે દૂધ પૂરૂં પાડવાનું મ્યુનિસિપાલિટીએ જ કામ ઉઠાવવું જોઇએ. અમે એ પણ વિચારી રહ્યા હતા કે એક પણ બાળક એવું ન હોવું જોઇએ કે તેને શિક્ષણના સાધનને અભાવે શિક્ષણ ન મળે. જીવણલાલભાઈએ તો એવી પણ સૂચના કરેલી કે મારે મ્યુનિસિપાલિટીમાં દાખલ થવું. જો હું તેમ કરવા ધારૂં તો મારે માટે એક જગ્યા ખાલી કરાવવાનું પણ બની શકે એમ તેમણે મને કહેલું.

પણ એવામા એક વંટોળીઓ આવ્યો. તેમા પણ આપણે બધા સંડોવાયા. એ રોલેટ ઍક્ટના વંટોળીઆમા ઘણા નિર્દોષ અને સદોષ માર્યા ગયા. મેં મારી હિમાલયના જેવડી મોટી ભૂલ કબૂલ કરી. હજુ એ જ વંટોળીઓ બીજે પ્રકારે વાય છે જ. તેને આપણે વારી નથી શક્યા, અને વારવાના બાળકના જેવા પ્રયત્ન કરી રહ્યા છીએ. એટલે મને પોતાને તો લાગે છે કે એ બધી મુરાદો પાર પાડવાની નવરાશ મારે માટે તો નથી રહી; મનની બધી મનમાં રહી ગઇ.

પણ હું એમ શા સારૂ માની લઉં કે મ્યુનિસિપાલિટીમા હું રહ્યો હોત તો અમારા બધા ધારેલા ફેરફારો કરાવી શક્યો

હોત? એમ કેમ કહેવાય કે અગાઉના બધા પ્રમુખો અને તમારા સાથી સભ્યોને, મને જે વિચારો આવ્યા તે ન આવ્યા હોય? મારાથી એમ કેમ કહેવાય કે એમણે કશો પ્રયત્ન નથી કર્યો? હું કેમ ન જાણું કે આવી યોજનાઓનો અમલ કરવામાં મુશ્કેલી નડે છે? પણ અમદાવાદની ગંદકી જોઇને મારૂં હૃદય રડે છે. અમદાવાદ જેવા ધનાઢ્ય ગામમા આટલી ગંદકી કેમ, આટલો ભૂખમરો કેમ એમ મને થયાં જ કરે છે એવા ધનાઢ્ય શહેરમાં બગીચા શા સારૂ ન હોય? પણ મારાથી કેમ કહેવાય કે હું મ્યુનિસિપાલિટીમા હોત તો એ બધું કરી શકત? હું તો નિરાભિમાની થઇને એટલું જ કબૂલ કરી લઉં કે ઇશ્વરે જે કર્યું તે સારૂં જ કર્યું. કદાચ મને નામોશી જ મળી હોત, કારણ નામોશી તો મારે કપાળે લખેલી છે. કપાળે નામોશી ન લખી હોત તો આજે તમારી પાસેથી આ માનપત્ર ચોરી જવાને માટે હું ઉભો રહું? ચોરી એ નામોશી તો ખરી જ ને?

પણ તમારી ઉદારતાનો પાર નથી. ઇશ્વર મારા શુભ હેતુઓ ધ્યાનમાં લે, મારા ગુન્હાઓને માફ કરે, તમે પણ માફ કરો; પણ મારા શુભ ઉદ્દેશ ધ્યાનમાં લેવા યોગ્ય લાગે તો લેજો એટલી જ વિનંતી કરૂં. મેં તો આદર્શ શહેરી જીવનની કલ્પના આપની આગળ મૂકી છે. એ તમારા લક્ષની બહાર ન રહે તો હું કૃતકૃત્ય થયો હમ્શ આપના માનપત્ર માટે હું ફરી પાછો આપનો આભાર માનું છું”

## જ્ઞાતિબહાર

જે સમાજના મહાજન વગરવિચારે કેવળ મોહથી, વહેમથી, અજ્ઞાન કે ઇર્ષ્યાથી દોરવાઇ જઇ બહિષ્કાર કરે છે તે સમાજમાથી આપણો ત્યાગ થવો એ તેમા રહેવા કરતા ઇષ્ટ છે; કેમકે એક પણ સત્યનિષ્ઠ વ્યક્તિનો ત્યાગ સમાજ કરે તો તેમા બીજા સત્યનિષ્ઠ કેમ રહી શકે?

આ તો એક સિદ્ધાતની વાત થઈ એનો અમલ હમેશા ન થઇ શકે, તોયે તે યાદ રાખવાની જરૂર છે. આજકાલ મહાજનનો ત્રાસ વધતો જાય છે એમ જોવામા આવે છે. અંત્યજને જમાડયો એ પણ ગુન્હો ગણનાર મહાજન પડયા છે. અંત્યજને એક પંક્તિએ બેસાડનાર અને તેમા સંમતિ આપનાર હિંદુ પાપી ગણાય છે. આવા પાપીના સમાજમા તો જે જે પુણ્યાત્માઓ આપણી વચ્ચે હો તે બધા દાખલ થાઓ.

પણ બહિષ્કાર કેમ સહન થાય? જમણ ન મળે, ધોબીને બંધ કરે, હજામને બંધ કરે, દાક્તરને પણ બંધ કાં ન કરે? છેવટ મારી નાખવાનું જ બાકી રહ્યું ના? બહિષ્કૃત સુધારકમાં મરણ પર્યંત અડગ રહેવાની શક્તિ હોવી જ જોઇએ. અંત્યજની આત્યંતિક સેવા તો વિશુદ્ધ થએલા હિંદુઓ મરીને જ કરશે. જમણની શી અગત્ય? ઘેર બેઠા સ્વયંપાકી થઇને શાંતપણે ભોજન કાં ન કરીએ? ધોબી કપડા ન ધુએ તો હાથે ધોઇએ, ને પૈસા બચાવીએ. હજામત હાથે કરવી એ તો આજે સામાન્ય વસ્તુ છે. પણ કન્યાને કયાં વરાવવી? ને છોકરાને સારૂ કન્યા કયાં શોધવી? જો જ્ઞાતિમા જ વર અથવા વધૂ શોધવાનો આગ્રહ હોય તો, ને તે ન મળે તો સંયમ પાળવો. એટલા સંયમની શક્તિ ન હોય તો બીજી જ્ઞાતિમા શોધ કરવી. તેમાંયે નિરાશ થવાય તો અપરિહાર્ય વસ્તુને વિષે ઉદાસીન રહેવું.

વર્ણ તો ચાર જ છે, જ્ઞાતિ ચાર કે ચાળીસ હજાર હો. પેટાજ્ઞાતિઓનો સંગમ તો વધાવી લેવા યોગ્ય છે. નાના વાડાઓથી હિંદુધર્મને ઘણું નુકસાન થયું છે. જે વૈશ્ય છે તે આખા હિંદુસ્તાનની વૈશ્યજાતિમાથી ગમે ત્યા સંબંધ કાં ન શોધે? બ્રાહ્મણ જાતિના અને સમાન શ્રેણીના આચારવિચાર-વાળા ગમે તે બ્રાહ્મણમા ગુજરાતનો બ્રાહ્મણ કાં વરકન્યા ન શોધે? આટલો સુધારો કરવાની પણ આપણી હિંમત ન ચાલે તો હિંદુધર્મ અતિ સંકુચિત થઇ જવાનો ભય છે. બંગાળની કન્યા ગુજરાતમા આવે અથવા ગુજરાતની કન્યા બંગાળમાં જાય એ સર્વથા અનિષ્ટ તો નથી જ. વણ

જાળવનાર જો પેટાજાતિને જાળવવા જશે તો પેટાજાતિ તો ગઈ જ છે ને વર્ણને ખોઈ બેસવાનો સંભવ છે.

આજે વર્ણ પણ છિન્નભિન્ન તો થએલ જ છે. વિચારવાન સ્ત્રીપુરુષોએ આ વિષયનું મંથન કરવાની પૂરી આવશ્યકતા છે. પ્રથમ તો ગુજરાતના વર્ણો મળી પોતાનો વ્યવહાર વિસ્તારે તો કેટલું આગળ વધ્યા ગણાય? બધા વર્ણો પોતાની અનેક પેટાજ્ઞાતિઓને એક ન કરી દઈ શકે?

જો વિચાર કરવા જેટલો ઉત્સાહ પણ પેટાજ્ઞાતિઓના મહાજનોમા ન રહ્યો હોય તો વ્યક્તિઓએ પહેલ કરવાની આવસ્યકતા છે.

પણ મારે વાત તો બહિષ્કારની કરવી હતી. પેટાજ્ઞાતિ વિષે મેં વિવેચન કર્યું છે તે બહિષ્કૃતની શાંતિને ખાતર. જુલમ ઘરનો હોય કે બહારનો, તેને દૂર કરવાનો ઉપાય એક જ છે. બહિષ્કૃતનો માર્ગ અત્યારે તો ઘણો જ સરળ છે. પણ ધારો કે આપણા અત્યારના વાતાવરણમાં પેટાજ્ઞાતિથી બહિષ્કૃત થએલો માણસ વર્ણબહાર પણ થઈ પડે તો? તોયે શું? એકાકી ઉભવાની શક્તિ મેળવનારા સુધારકો અત્યારે હિંદુસ્તાનમા દરેક સ્થળે જોઈએ છે.

પણ એમ એકાકી ઉભવાની હિંમત કરનાર શુદ્ધ વ્યક્તિ જે હોય તેને રોષ ન હોય, તેને દ્વેષ ન હોય, તે સહનશીલ હોય, તે જાલિમનો તિરસ્કાર ન કરે, તે જાલિમનું પણ ભલું ઇચ્છે, ને અવસર મળ્યે તેની સેવા કરે સેવા કરવાનો ધર્મ કોઈ કદિ ન છોડે. સેવા લેવાનો અધિકાર તો છે જ કયા? ધર્મ તો કહે છે: 'હું સેવા જ છું. મને વિધાતાએ અધિકાર આપ્યો જ નહિ.' જેને મળ્યું નથી તે ખુએ શું? બહિષ્કૃતે

સેવા લેવાની ઇચ્છામાત્ર છોડવી જોઇએ. એવાને સેવા મળી રહે છે એવો વિચિત્ર કાયદો ખરો, પણ તેની સાથે સેવકને લેવાદેવા ન હોય. સેવા મળી રહે એવી આશાએ જે સેવાના ત્યાગનો દાવો કરે છે તે તો તસ્કર છે, ને તે નિરાશ જ થવાનો.

અંત્યજસેવકો ! રજકણ જેવા નમ્ર રહી તમને પજવે તેને પજવવા દેજો. પૃથ્વી આપણા પગ તળે કચગએલી રહે છે છતા આપણને અભયદાન આપે છે, તેથી તેને આપણે માતા કહીએ છીએ, ને રોજ પ્રાતઃકાળે ઉઠી તેને સ્તવીએ છીએ.

'સમુદ્ર જેનું વસન છે, પર્વત જેનું સ્તનમંડળ છે, વિષ્ણુ જેવા રક્ષા કરનાર જેવા પતિ છે તેને કોટિ નમસ્કાર હજો. હે માતા ! અમારા પાદસ્પર્શની અમને રક્ષા દેજે.' આવી માતાની પાસેથી જે ઉત્તમોત્તમ નમ્રતા શીખ્યા છે એવા સેવકોનો બહિષ્કાર થાય એમા તેમને કશી હાનિ નથી.

# વિધવાવિવાહ

એક વિધવા બહેન લખે છે:

"'નવજીવન'માં અવારનવાર અન્ય અગર આપ વિધવાઓ વિષે લખો છો અને તે સર્વમા નાની ઉમ્મરની વિધવાઓનાં પુનર્લગ્ન થાય તો ઠીક એવો અભિપ્રાય હોય છે. આત્મોન્નતિ અપ્રાપ્ય માનનારાઓ તો એવું લખે; પણ આપ એવું લખો ત્યારે તો જબરો આઘાત થાય છે હિંદની અન્ય દેશોના અનુકરણથી થએલી અવનતિમા એટલી ઉણપ છે, તેય શું પૂરી કરવાની છે? "સમાજનું હાલનું ચિત્ર અને સંજોગો જોતા" એમ કેટલાક કહે છે પણ મને તો એ માત્ર વાસનાને પોષવાનુ બહાનું જ લાગે છે. જ્યાં લગી દીવામા — વાસનામાં — તેલ પૂરાયે જશે — ભોગો ભોગવવા રૂપી — ત્યાં સુધી એ દીવો વધારે ને વધારે પ્રજવલિત રહેવાનો એનો ખરો ઉપાય તો એને કેમ બુઝવી શકાય તે જોવાનો છે. નાનપણમાંથી જ માના દૂધ સાથે જ છોકરીઓને અને છોકરાઓને એવી કેળવણી અપાય કે તેઓ સંયોગોને અનુકૂળ જીવન જીવતાં શીખે કહેશો 'આમ થતાં તો ઘણો વખત લાગે!' બધી સમાજ કાંઇ પુનર્લગ્નની

હીમાયતી નથી એટલે એ દિશામાં લોકમત અનુકૂળ થતાંયે વખત તો લાગવાનો જ. આમ વખત ગુમાવીને આત્માનો હ્રાસ થાય એવી પ્રગતિ શા સારૂ કરવી? પુનિતા ગાર્ગી અને મૈત્રેયી, ઝાંસીની રાણી અને ચિતોડની પદ્મિનીની જનની હિંદ જ છે તેની દીકરીઓને પુનર્લગ્ન શા સારૂ કરવાં? રેંટિયાના પ્રતાપથી ભરણપોષણનો પણ ઉંચો જીવ રહ્યો નથી. કુટુંબની એક સ્ત્રી વિધવા થાય તેમાં આખાયે કુટુંબના પુણ્યની ઉણપ. તેનું પ્રાયશ્ચિત્ત તેઓ તેના તરફની ઇમાનદારી જાળવીને કરે. તેમાથી લાગવાનાં મિથ્યા ફાંફાં માર્યે કાંઇ દહાડો ન વળે બ્રહ્મચર્યના તો આપ હીમાયતી છો. કુદરતથી જ દીક્ષાયલી વિધવા દેશની સુંદર દૃષ્ટાંતરૂપ સેવિકા કાં ન બને? જગતની માતા બની જગતનાં દુઃખ કાં ન હરે? ઘણીયે એવી વિધવાઓ પાંચથી સાત વર્ષની વયમાં વિધવા થએલી મેં જોઇ છે, જેઓ શાંતિ અને સંતોષપૂર્વક પોતાનાં કુટુંબીઓની યથાશક્તિ સેવા કરી રહેલ છે."

લખનાર બહેનને આ કાગળ દીપાવે છે. પણ વિધવાવિવાહના પ્રશ્નનો એથી ફડચો થઇ શકતો નથી. બાળવિધવા ધર્મ જેવી વસ્તુને જ ન સમજી શકે ત્યા વૈધવ્યના ધર્મની વાત જ કેમ કરી શકાય? ધર્મના પાલનની સાથે જ્ઞાનની હસ્તી કલ્પાએલી હોય છે. સાચા ખોટાનો વિવેક ન સમજનાર બાળક ખોટું કરવાનો દોષ કરે છે એમ કેમ કહી શકાય? નવ વર્ષની વિધવા નથી જાણતી કે વિવાહ શી વસ્તુ છે. એ નથી જાણતી કે વૈધવ્ય શું છે. એ પરણી જ નથી. ત્યારે એ વિધવા કઇ રીતે થઇ ગણાય? પરણાવવાની ક્રિયા માબાપે કરી. એ બાળા વિધવા થઇ એમ માબાપે માન્યું. એટલે જો વૈધવ્યનું પુણ્ય કોઇને મળતું હોય તો તે માબાપને મળ્યું કહેવાય. પણ નવ વર્ષની બાળાને ભોગે એ

માબાપ પુણ્ય લઇ શકે ખરાં ? અને લઇ શકતા હોય તોયે પેલી બાળાનો સવાલ તો આપણી પાસે ઉભો જ છે. ધારો કે એ વીસ વરસની થઇ. જેમ જેમ સમજણી થતી ગઇ તેમ તેમ તેણે આસપાસના વાતાવરણમાથી સમજી લીધુ કે પોતે વિધવા ગણાય છે. પણ એ ધર્મ તો તે નથી સમજી. વીસ વરસની ઉમ્મરે પહોંચતાં ધીમેધીમે તેનામા સ્વાભાવિક વિકારો પેદા થયા અને વૃદ્ધિ પામ્યા એ પણ આપણે ધારી લો. હવે એ બાળા શું કરે ? માબાપની પાસે તો એનાથી બોલી શકાય જ નહિ, કારણ કે માબાપે સંકલ્પ કરી લીધેલો છે કે હવે જુવાનીમાં આવેલી આ દીકરી વિધવા છે અને તેને પરણવાનું નથી.

આ તો એક કલ્પિત દૃષ્ટાંત છે. પણ આવી હિંદુ વિધવાઓ હિંદુસ્તાનમા એક નથી પણ અનેક છે, હજારો છે. તેઓને વૈધવ્યનું કશુંયે પુણ્યફળ નથી મળતું એ તો આપણે જોઇ ગયા. પોતાના વિકારોને તૃપ્ત કરવાને સારૂ આ જુવાન સ્ત્રીઓ અનેક પાપોમાં ફસાય છે એની જવાબદારી કોણ ઉઠાવે ? મારી દૃષ્ટિએ એ પાપનાં ભાગીદાર માબાપ તો થાય જ છે. પણ એથી હિંદુધર્મ કલંકિત બને છે, દિવસે દિવસે ક્ષીણ થતો જાય છે, અને ધર્મમા અનીતિની વૃદ્ધિ થતી જાય છે. તેથી જ જો કે આ બહેને જણાવ્યા છે એવી જાતના વિચારો હું એક વખતે રાખતો હતો છતા હવે ન ચાલતાં, વિશેષ અનુભવે એવા નિશ્ચય પર આવ્યો છું કે જે બાળવિધવા ઉમ્મરે પહોચતા પુનર્લગ્ન કરવાને ઇચ્છે તેને સંપૂર્ણ છૂટ અને ઉત્તેજન મળવાં જોઇએ, એટલું જ નહિ પણ માબાપોએ ખંતપૂર્વક એ બાળાઓને યોગ્ય રીતે

પરણાવવી જોઇએ. અત્યારે તો પુણ્યને નામે પાપનો પ્રચાર થઇ રહેલો છે.

બાળવિધવાને આમ પરણાવતા છતાં હિંદુધર્મ શુદ્ધ વૈધવ્યથી અલંકૃત તો રહેશે જ. જેણે દંપતીસ્નેહ અનુભવ્યો છે તેવી સ્ત્રી વિધવા થયે ઇરાદાપૂર્વક પુનર્લગ્ન નહિ કરે. તે સ્ત્રીનો સંયમ બાહ્ય અંકુશને આભારી નથી. તે સ્ત્રીને વિવાહિત થવાને સારૂ લલચાવી શકે એવી શક્તિ આ જગતમા નથી. તેની સ્વતંત્રતા હમેશાને સારૂ સુરક્ષિત જ છે.

જ્યા આત્મલગ્ન નથી ત્યાં આત્મલગ્નનું આરોપણ કરવું એ અનીતિ ગણાય. બાળલગ્નમાં આત્મલગ્નને અવકાશ જ નથી. આત્મલગ્ન સાવિત્રીએ કર્યાં, સીતાએ કર્યાં, દમયંતીએ કર્યાં. તેવાં વૈધવ્ય આવતા ફરી વિવાહ કરે એવું આપણી કલ્પનામાયે નથી આવી શકતું. એવું શુદ્ધ વૈધવ્ય રમાબાઇ રાનડેનું હતું. આજે તેવું વૈધવ્ય વાસંતીદેવીનું છે. એવા વૈધવ્યથી હિંદુ સંસાર શોભે છે, પુનિત થાય છે. બાળવિધવાના માની લીધેલા વૈધવ્યથી હિંદુસંસાર પતિત થતો જાય છે. પ્રૌઢ વિધવાઓ પોતાના વૈધવ્યને શોભાવતી છતી બાળ-વિધવાઓને પરણાવવા સારૂ કટિબદ્ધ થાય અને એ પ્રથાનો હિંદુસમાજમાં પ્રચાર કરે. મજકુર કાગળ લખનારી બહેનના જેવા વિચાર ધરાવનારી બહેનોએ બાળાઓના વૈધવ્ય કાયમ રાખવામાં ધર્મનુ રક્ષણ છે એ વિચારદોષ સુધારવો ઘટે છે.

હું જે નિર્ણય પર આવ્યો છુ તે નિર્ણયનું કારણ બાળાઓનાં દુઃખ નથી, પણ તેનું કારણ મારા હૃદયમા ઉદ્દભવતો આ વિષયપરત્વેનો સૂક્ષ્મ ધર્મવિચાર છે અને તે બતાવવાનો મેં અહીં પ્રયત્ન કર્યો છે.

# આદર્શ વિવાહ

(શ્રી૦ જમનાલાલજીની પુત્રી બહેન કમળાના વિવાહપ્રસંગે વર-વધૂને આશીર્વાદ આપતાં ગાંધીજીએ કરેલા પ્રવચનનો સાર.)

હિંદુ જાતિમા જે વિવાહ થાય છે તેમા આજકાલ ભારે આડંબર રાખવામા આવે છે. ગાનતાન, વાજાંગાજાં, નાચતમાશા, જમણવાર જેવા અનેક પ્રલોભન હોય છે. વિવાહનો ધાર્મિક અંશ લુપ્ત થાય છે. વિવાહને એટલા ખર્ચાળ કરી મૂકવામા આવે છે કે ગરીબને વિવાહ કરવા એ આપત્તિરૂપ થઈ પડે છે. જે વિવાહને વિકારમય બનાવવાને માટે માતપિતા અનેક આડંબર અને આયોજન રચે છે તે વિવાહ વરકન્યાને સંયમમય જીવન ગાળવાને પ્રેરે એ અસંભવિત છે.

બ્રહ્મચર્યનું પાલન એ જ્યા મુખ્ય આદર્શ મનાયો છે તેવા આશ્રમની છાયામાં વિવાહ કેવો? એને ધર્મસંકટ ભલે માનવામા આવે. અહિંસાધર્મમા કોઈની ઉપર બળાત્કાર નથી.

જેને માટે એકાન્તિક બ્રહ્મચર્યનો આદર્શ મુશ્કેલ છે તેને માટે વિવાહ કર્તવ્ય થાય છે. એ ધર્મકર્તવ્ય કરનારને આશીર્વાદ શા સારૂ ન દેવા?

વિવાહ ધર્મવિધિ છે, સ્વેચ્છાચારનું સાધન નથી. જે પોતાના વિકારનો નાશ નથી કરી શકતા તે મર્યાદામાં રહી, વિકારો ઉપર અંકુશ રાખી અનિવાર્ય એટલો વ્યવહાર વિવાહના ધર્મસંબંધથી રાખી શકે છે.

એટલે આ વિવાહને આડંબરરહિત કરી, મારવાડી સમાજને દૃષ્ટાન્ત આપવું, અને આજકાલ સુધારાના નામથી જે અધર્મનો વાયુ ચાલી રહ્યો છે તેને નષ્ટ કરવો એવો નિશ્ચય થયો. મુબઇ કે વર્ધામાં એ બનવું મુશ્કેલ, એટલે અહીં કરવાનો વિચાર કર્યો. બન્ને પક્ષ, ઇશ્વરકૃપાથી આને અનુકૂળ થયા.

મારવાડી લોકોમા ધન છે, ધનની સાથે લાગેલાં અનિષ્ટો એ કોમમા છે. છતા ધર્મને લીધે પ્રેમ પણ છે. ધર્મને માટે તેઓ દર વર્ષે લાખો રૂપિયા ખર્ચે છે. આનો મને સંપૂર્ણ અનુભવ છે. એટલે જમનાલાલજીએ ને મેં બંનેએ વિચાર કર્યો કે વિવાહ કેવળ સાદાઇથી કરવામાં આવે એમાં સ્વાર્થ અને પરમાર્થ બંને સધાય જે મહેમાનો આવ્યા છે તેમને નિમંત્રણ એ ભાવથી કરવામા આવ્યું છે કે તેઓ આ સાદા ધર્મવિધિના સાક્ષી થાય અને તે વિષે તેમની સંમતિ હોય તો તેનું અનુકરણ કરે અને કરાવે. હિંદુસ્તાનમાં ગણ્યાગાઠ્યા ધનિક હોવાને લીધે તે ધનિકોનો દેશ બનતો નથી. આ તો કંગાળોનો મુલક છે. અહીં જેટલા લોક ભૂખે મરે છે અને વખતસર અન્ન ન મળવાને લીધે વ્યાધિગ્રસ્ત થાય છે અથવા

ભૂખ ખેંચવાથી જડ બની જાય છે તેટલા દુનિયામા બીજે ક્યાય ન થયા હોય. આવા કંગાળ મુલકના કરોડપતિઓને પણ એવું કામ કરવાનો અધિકાર નથી કે જેથી કંગાળોના પેટમા દર્દ થાય. ધનિક વર્ગ હિંદુસ્તાનમાથી ધન કમાય છે, બહારથી ધન નથી લઇ આવતા. એમ તો બહારના લોકોને દુઃખ દઇને ધન કમાવું એ પાપ છે. પણ અહીં તો જે કરોડપતિઓ અને લખપતિઓ છે તે કંગાળોને વધારે કંગાળ બનાવીને ધનવાન થએલા છે. હિંદુસ્તાનનાં સાત લાખ ગામડાઓનો ધીમેધીમે નાશ થઇ રહ્યા છે. પશુ અને મનુષ્ય બંનેનો મરો છે. આવી સ્થિતિમા માણસ મસ્ત બનીને ધન ઉડાવી નથી શકતો. ધર્મવિધિ આદરવાને માટે જેટલું ખર્ચ કરવું અનિવાર્ય હોય તેટલું જ કરવું જોઇએ, અને બચે તે ધન પરોપકારમાં વાપરવું જોઇએ કે જેથી કંગાળોનું ભલું થાય, ધનિકોનું પણ ભલું થાય.

આ દૃષ્ટિથી જોતાં આ વિવાહ અનુકરણીય છે. એ એક સામાન્ય સુધારો નથી. આની જડ ખૂબ અંદર જાય છે અને એનું પરિણામ પણ ભારે આવશે. ગરીબ આવું કાર્ય કરે તો તેને લાભ થાય, પણ તે દાખલો ન બેસાડી શકે. તવંગર ગરીબની રીતે રહીને જ સૌને દાખલો બેસાડી શકે. જમનાલાલજી જેઓ ૨૫, ૫૦ હજાર ખર્ચવાની સત્તા ધરાવે છે. તેમણે પોતાની સત્તા ન વાપરતા, કેવળ ધર્મવિધિને માટે આવશ્યક ખર્ચ જ કર્યું એ વસ્તુનું સુંદર પરિણામ આવ્યા વિના ન રહે. કારણ ગીતાજી કહે છે કે શ્રેષ્ઠને સૌ અનુસરે.

આ વસ્તુના અનુકરણમા દેશ અને ધર્મ બંનેની સેવા છે. વરકન્યા બંને અહીં છે. બને સમજુ છે. બંનેએ સમજવું

જોઇએ કે આટલા સૂક્ષ્મ વિચારપૂર્વક કરેલો અને આવા લોકોને સાક્ષી રાખીને કરેલો વિવાહ સ્વચ્છંદને માટે ન હોઇ શકે, વિકારના ગુલામ બનવાને માટે ન હોય. આ દંપતી આદર્શ દંપતી બને એટલા માટે આ વિવાહ આ રીતે ઉજવવામા આવે છે. શાસ્ત્રની આજ્ઞા છે કે કેવળ પ્રજોત્પત્તિને માટે જ વિકારવશ થવાય. આ વાત આપણે ભૂલ્યા છીએ, અને કોઇ આપણને એ વાત બતાવતુ નથી. રામેશ્વરપ્રસાદને હું કહીશ કે સ્ત્રી પુરુષની ગુલામ નથી, અર્ધાંગિની છે. સહધર્મિણી છે, મિત્ર છે. સ્વપ્ને પણ એ કમળાને પોતાની દાસી ન માને. વિવાહ એક નવો જન્મ છે એવું મેં એક વાર કહ્યું છે. આ નવો જન્મ લઇને મર્યાદામય જીવન ગાળનાર આ દંપતી થાય એમ હું ઇચ્છું છું. એ શિવપાર્વતી જેવાં થાય, સાવિત્રી સત્યવાન જેવાં થાય, સીતારામ જેવાં થાય. સ્ત્રીને હિંદુધર્મે એટલું ઉંચું સ્થાન દીધું છે કે આપણે 'સીતારામ' બોલીએ છીએ 'રામસીતા' નથી બોલતા, રાધાકૃષ્ણ કહીએ છીએ, કૃષ્ણરાધા નથી કહેતા. સીતા ન હોત તો રામને કોણ જાણત? સાવિત્રી ન હોત તો સત્યવાનનું નામ પણ કોઇએ ન જાણ્યું હોત. દ્રૌપદી ન હોત તો પાંડવોને કોઇ ન ઓળખત.

આ કાર્યનું શુભ પરિણામ આવે. આ દંપતી એવાં થાય કે જેથી મને પશ્ચાત્તાપનો પ્રસંગ ન આવે એમ આપણે ઇચ્છીએ. બંનેને હું આશીર્વાદ આપું છું, બંને દીર્ઘાયુ થાઓ, પોતાના વડીલોને શોભાવો, અને ધર્મની અને દેશની સેવા અને રક્ષા કરો.

## સુધારો કે કુધારો?

એક લેખક જેને હું સારી પેઠે ઓળખું છું તે નીચે પ્રમાણે લખે છેઃ

"શું પ્રચલિત નીતિ કુદરતી છે? વારંવાર મનમા એ સવાલ થયા કરે છે. વળી આપે નીતિધર્મ લખીને અત્યારની પ્રચલિત નીતિને ટેકો આપ્યો છે હવે એ પ્રચલિત નીતિ કુદરતી છે? મને લાગે છે કે અકુદરતી છે. કારણ આજની નીતિથી જ મનુષ્ય વિષયમાં પશુ કરતાં પણ અધમ થઇ ગયો છે. આજની નીતિની મર્યાદાથી લગ્નવ્યવહાર સંતોષકારક ક્યાંક જ થતો હશે અગર નથી થતો કહું તોપણ ખોટું નથી. જ્યારે લગ્નનો કાયદો ન હતો ત્યારે કુદરતના કાયદા મુજબ સ્ત્રીપુરુષનો સમાગમ થતો અને એ સમાગમ સુખરૂપ હતો. આજે નીતિનાં બંધનો આવ્યાં ત્યારે એ સમાગમ એક જાતનું દરદ થઇ પડયો છે. એ દરદમાં આખું જગત ફસાણું છે અને ફસાતુ જાય છે

હવે નીતિ કોને કહીએ? એકની નીતિ તે બીજાની અનીતિ છે. એક એક જ પત્નીનો વિવાહ કબૂલ રાખે છે બીજા અનેક પત્ની કરવાની છૂટ આપે છે. કોઈ કાકામામાનાં છોકરાંઓની સાથે વિવાહ-સંબંધને ત્યાજ્ય ગણે છે, ત્યારે કોઇ છૂટ આપે છે. ત્યારે હવે કોને નીતિ સમજવી? હું તો કહું છું કે લગ્ન એ સામાજિક બંધારણ છે. એને ધર્મ સાથે કાંઇ લાગતુવળગતુ નથી. આગલા મહાપુરુષોએ દેશકાળાનુસાર નીતિ ઘડી છે.

હવે એ નીતિએ જગતની કેવી પાયમાલી કીધી છે તે તપાસીએ.

૧ પ્રમેહ, ઉપદંશ જેવા રોગ આવ્યા. પશુઓમાં એ રોગ નથી. ત્યાં કુદરતી સમાગમ છે.

૨. બાળહત્યા કરાવી આ લખતા મારું જીગર કંપે છે. કેવળ આ નીતિના કાયદાને લઇને એક કોમળ માતા ક્રૂર બની પોતાના બાળકનો નાશ પોતાને હાથે ગર્ભમાં અગર બહાર આવ્યા પછી કરે છે.

૩ કજોડાં, બાળલગ્ન ઇત્યાદિ અપસંદગીના સમાગમ. આવા સમાગમે જ આજે જગતને તેમા પણ વિશેષે હિંદને માયકાંકલું બનાવ્યું છે

૪ જર, જોરૂ અને જમીન એ ત્રણના કજીયામાં જોરૂના કજીયા પ્રથમપદે છે એ પણ આજની પ્રચલિત નીતિને જ લઇને છે.

ઉપલાં ચાર કારણો સિવાય બીજાં પણ હશે મારી દલીલ ખરી હોય તો પ્રચલિત નીતિમા સુધારો ન થવો જોઇએ?

બ્રહ્મચર્યને આપ માનો છો એ ઠીક છે. પણ બ્રહ્મચર્ય પણ ખુશીનું હોવું જોઇએ, જોરજબરીનું નહિ ત્યારે હિંદુઓ લાખો વિધવાઓને પરાણે બ્રહ્મચર્ય પળાવે છે એ વિધવાઓના દુઃખ તો તમે જાણો છો. એ બહાને બાળહત્યા થાય છે તે પણ આપથી છાનું નથી ત્યારે પુનર્લગ્ન માટે એક જબરદસ્ત હિલચાલ 'ચલાવો તો શું? એની અગત્ય પણ ઓછી નથી. ત્યારે આપ એ તરફ જોઇએ તેટલું લક્ષ કેમ નથી આપતા?"

આમાં જે પ્રશ્નો લેખકે ઉઠાવ્યા છે એ મારી પાસેથી એ વિષય ઉપર કાંઇક લખાવવાને ખાતર જ ઉઠાવ્યા છે એવી મારી માન્યતા છે. કારણ કે જે પક્ષનું ઉપરના લેખમાં સમર્થન છે તેનું સમર્થન લેખક પોતે કરતા હોય એવું હું જાણતો નથી. પણ તેમાં ઉઠાવેલા પ્રશ્નો આજકાલ હિંદુસ્તાનમાંયે ઉઠે છે એમ હું જાણું છું. એની ઉત્પત્તિ પશ્ચિમમા થએલી છે અને વિવાહને પુરાણી, જંગલી અને અનીતિની વૃદ્ધિ કરનારી પ્રથા માનનારાની સંખ્યા પશ્ચિમમા તો નાનીસુની નથી. કદાચ એ સંખ્યા વધતી પણ જતી હોય. વિવાહને જંગલી મનાવવામાં પશ્ચિમમા જે દલીલો થાય છે એ બધી મેં વાચી નથી. પણ મજકુર લેખકે જે દલીલો કરેલી છે તેવી જ જો તે હોય તો મારા જેવા પુરાણીને (અથવા જો મારો દાવો કબૂલ રહી શકતો હોય તો સનાતનીને) ખંડન કરવામાં કાઇ મુશ્કેલી કે મૂંઝવણ પડે તેમ નથી.

મનુષ્યની સરખામણી પશુની સાથે કરવામા જ ભૂલની જડ રહેલી છે. મનુષ્યને જે નીતિ અથવા ધોરણ લાગુ પડે છે તે પશુનીતિથી ઘણી બાબતોમા જૂદું છે અને ચઢિયાતું છે. અને તેમા જ મનુષ્યની વિશેષતા છે. એટલે કુદરતી કાયદાનો જે અર્થ પશુયોનિને સારૂ કરી શકાય તે મનુષ્યયોનિને હમેશા લાગુ ન પડે. મનુષ્યને ઇશ્વરે વિવેકશક્તિ આપી છે. પશુ કેવળ પરાધીન છે. તેથી પશુને સ્વતંત્રતા એટલે પસંદગી જેવી કશી વસ્તુ જ નથી; જ્યારે મનુષ્યને પસંદગી છે જ, સારાસારનો તે વિચાર કરી શકે છે અને સ્વતંત્ર હોઇ તેને પાપપુણ્ય કરવાપણું રહ્યું છે. અને જ્યાં પસંદગી રહેલી છે ત્યાં પશુના કરતાં પણ હલકા થવાપણાને અવશ્ય

અવકાશ છે. તેમ જો મનુષ્ય પોતાના દિવ્ય સ્વભાવને અનુસરે તો તેને ચઢવાપણું પણ છે. જંગલીમાં જંગલી જણાતી કોમમા પણ થોડે કે વધતે અંશે વિવાહનો અંકુશ છે જ. જો એમ કહેવામા આવે કે એ અંકુશમા જ જંગલીપણું છે કેમકે પશુ એ અંકુશને વશ થતા જ નથી તો પરિણામ એ આવે કે સ્વચ્છંદ એ મનુષ્યનો કાયદો ગણાય. પણ જો મનુષ્ય માત્ર ચોવીસ કલાક સુધી પણ સ્વેચ્છાચારી બની રહે તો જગતનો નાશ જ થાય. કોઇ ને કોઇનું માનવાપણું જ ન રહે. સ્ત્રી પુરુષની વચ્ચેની મર્યાદા એ તો અધર્મ મનાય અને મનુષ્યના વિકાર તો પશુના કરતા બહુ વધારે રહ્યા જ છે. એ વિકારની લગામને ઢીલી મૂકી દીધી એટલે એ વિકારના વેગમાથી ઉત્પન્ન થતો અગ્નિ જ્વાળામુખીની જેમ જગતને ક્ષણમાત્રમા ભસ્મ કરી મૂકે. જરાક વિચાર કરીએ તો આપણે જોઇશું કે મનુષ્ય આ જગતમા જ બીજાં અનેક પ્રાણીઓ ઉપર સત્તા ભોગવે છે તે કેવળ સંયમ, ત્યાગ, આપભોગ, યજ્ઞ, કુરબાનીને લઇને.

ઉપદંશ, પ્રમેહ ઇત્યાદિનો ઉપદ્રવ વિવાહને લઇને નથી પણ વિવાહના નિયમોનો ભંગ થવાથી અને મનુષ્ય પશુ ન હોવા છતા પશુનું અનુકરણ કરવા જતા દૂષિત થઇ જાય છે તેથી થાય છે. વિવાહના નિયમોનું પાલન કરનાર એક પણ મનુષ્ય હું જાણતો નથી કે જેને મજકુર ભયંકર દરદો થયા હોય. જ્યા જ્યાં તે દરદો થયા છે ત્યા ત્યા મુખ્ય ભાગે વિવાહનીતિના ભંગથી થયાં છે અથવા એ નીતિનો ભંગ કરનાર મનુષ્યોના સ્પર્શથી થયાં છે, એમ વૈદકશાસ્ત્ર સિદ્ધ કરી આપે છે. બાળવિવાહનો અને બાળહત્યાનો નિર્દય રિવાજ એ

વિવાહનીતિને લઇને નથી પણ એ રિવાજની ઉત્પત્તિ વિવાહ-નીતિના ભંગને આભારી છે. વિવાહનીતિ તો એમ કહે છે કે જ્યારે પુરુષ અથવા સ્ત્રી પૂરી ઉમ્મરે પહોચે, તેને પ્રજોત્પત્તિની ઇચ્છા થાય, તેનું આરોગ્ય સારૂ હોય ત્યારે જ અમુક મર્યાદાઓનું પાલન કરીને તે પોતાને યોગ્ય સાથી શોધે અથવા માબાપ શોધે. અને સાથીમા પણ આરોગ્ય વગેરે ગુણો હોવા જ જોઇએ. એ વિવાહનીતિને અનુસરનાર મનુષ્યો આખા જગતમાં ગમે ત્યા જઇએ અને નીહાળીએ ત્યા સુખી જ જોવામા આવે છે. જેમ બાળવિવાહનું તેમજ વૈધવ્યનું દુઃખરૂપ વૈધવ્ય વિવાહનીતિના ભંગમાથી જ ઉત્પન્ન થાય છે. જ્યા શુદ્ધ વિવાહ છે ત્યાં વૈધવ્ય અથવા વિધુરતા સહજ સુખરૂપ છે અને શોભારૂપ છે. જ્યાં જ્ઞાનપૂર્વક વિવાહસંબંધ જોડાયો છે ત્યા એ સંબંધ કેવળ દૈહિક જ નથી પણ આત્મિક છે અને દેહ પડે તોપણ આત્માનો સંબંધ કદી વીસરી જ ન શકાય. જ્યા એ સંબધનું ભાન છે ત્યા પુનર્વિવાહ અસંભવિત છે, અયોગ્ય છે અને અધર્મ છે. જે વિવાહમા ઉપરોક્ત નિયમોનું પાલન નથી ત્યા એ સંબંધને વિવાહ તરીકે ન ઓળખવો જોઇએ. અને જ્યાં વિવાહ નથી ત્યા વૈધવ્ય અથવા વિધુરતા જેવી વસ્તુ જ નથી. જો એવા આદર્શ વિવાહ ઘણા થતા આપણે ન જોતા હોઇએ તો વિવાહની પ્રથાનું નાશ કરવાનું કારણ નથી પણ તે પ્રથાને સારા પાયા ઉપર મૂકવાનુ સબળ કારણ હોવું જોઇએ.

સત્યને નામે અસત્ય ચલાવનારાની સખ્યા જોઇને કોઇ સત્યનો દોષ કાઢે અથવા તેની અપૂર્ણતા સિદ્ધ કરવા જાય તો આપણે તેને અજ્ઞાની માનીશું. તેમજ વિવાહનીતિના

ભંગના દાખલામાંથી વિવાહનીતિને નિંદવાનો પ્રયત્ન પણ અજ્ઞાનની અથવા અવિચારની નિશાની છે.

લેખક કહે છે કે વિવાહમા ધર્મ કે નીતિ નથી, એ તો એક રૂઢિ અથવા રિવાજ છે. અને તે પણ ધર્મ અને નીતિની વિરુદ્ધ છે અને તેથી નાબૂદ કરવા યોગ્ય છે. મારી અલ્પમતિ પ્રમાણે તો વિવાહ એ ધર્મની વાડ છે અને જો તે નાબૂદ થાય તો ધર્મ જેવી વસ્તુ જગતમાં રહે જ નહિ. ધર્મનો પાયો જ સંયમ અથવા મર્યાદા છે. જે મનુષ્ય પરહેજગાર નથી તે ધર્મને શું સમજે? પશુના કરતા મનુષ્યોમા બહુ વધારે વિકારો છે. બન્નેમાં રહેલા વિકારોની વચ્ચે કાઇ પણ સરખામણી જ ન થઇ શકે. જે મનુષ્ય વિકારોને કેદમા ન રાખી શકે તે મનુષ્ય ઇશ્વરની ઓળખ ન જ કરી શકે. આ સિદ્ધાન્તનું સમર્થન કરવાપણું હોય જ નહિ. કેમકે જેઓ ઇશ્વરનું અસ્તિત્વ અથવા આત્મા અને દેહની ભિન્નતાનો સ્વીકાર ન કરે તેને સારૂ વિવાહબંધનની આવશ્યકતા સિદ્ધ કરવી મુશ્કેલ થઇ પડે એ હું કબૂલ કરૂં છું. પણ જેણે આત્માના અસ્તિત્વનો સ્વીકાર કર્યો છે અને જે આત્માનો વિકાસ કરવા ઇચ્છે છે તેને સમજાવવાપણું હોય જ નહિ કે દેહદમન વિના આત્માની ઓળખ અથવા આત્માનો વિકાસ અસંભવિત છે કાં તો દેહ સ્વચ્છંદનુ ભાજન હોય અથવા આત્માની ઓળખ કરવાનું તીર્થક્ષેત્ર હોય. જો એ આત્માની ઓળખ કરવાનું તીર્થક્ષેત્ર હોય તો સ્વેચ્છાચારને સ્થાન જ નથી. દેહને ક્ષણે ક્ષણે આત્માએ વશ કરવો જ રહ્યો.

જમીન, જોરૂ અને જર એ ત્રણ કજીયાના ઘર ત્યાં જ હોય જ્યાં સંયમધર્મનું પાલન નથી થતું. વિવાહની પ્રથાને

જેટલે અંશે મનુષ્યો માન આપે છે તેટલે અંશે સ્ત્રી કજીયાનું ઘર થતી અટકે છે. જો પશુની જેમ પ્રત્યેક સ્ત્રીપુરુષ જેમ ફાવે તેમ જ્યારે ત્યારે વર્તી શકે તો મનુષ્યો ઝગડા કરીને એકબીજાનો નાશ જ કરે. તેથી મારો તો દૃઢ અભિપ્રાય છે કે જે દુરાચાર અને જે દોષોનો ઉલ્લેખ લેખકે કર્યો છે તેનું ઔષધ વિવાહ-ધર્મનું છેદન નથી પણ વિવાહધર્મનું સૂક્ષ્મ નિરીક્ષણ અને પાલન છે.

કોઇ ઠેકાણે સગાઓમા વિવાહનો સંબંધ બાંધવાની છૂટ છે અને કોઇ ઠેકાણે નથી. એમ નીતિની ભિન્નતા છે એ સત્ય છે કોઇ ઠેકાણે એકપત્નીવ્રતનું પાલન ધર્મ ગણાય છે, કોઇ ઠેકાણે એકી વખતે અનેક પત્નીઓ કરવાનો પ્રતિબંધ નથી. આ નીતિની ભિન્નતા ન હોય એ ઇચ્છવા યોગ્ય છે, પણ એ ભિન્નતા આપણી અપૂર્ણતા સૂચવે છે, નીતિની અનાવશ્યકતા કદી નહિ. જેમ જેમ આપણે વધારે અનુભવ લેતા જઇશું તેમ તેમ બધી કોમોની અને બધા ધર્મોની નીતિનું ઐક્ય પેદા થતું જશે. નીતિની સત્તાને કબૂલ કરનારૂં જગત તો અત્યારે પણ એકપત્નીવ્રતને જ આદરપૂર્વક જુએ છે. કોઇ ધર્મ અનેક પત્ની કરવાની ફરજ પાડતો જ નથી. છૂટ આપે છે. દેશકાળને જોઇને અમુક છૂટ અપાય તેથી આદર્શ ખોટો નથી થતો અથવા આદર્શની ભિન્નતા સિદ્ધ થતી નથી.

વિધવાવિવાહ વિષે મારા વિચારો હું અનેકવાર પ્રગટ કરી ચૂક્યો છું. બાળવિધવાનાં પુનર્લગ્નને હું ઇષ્ટ ગણું છું એટલું જ નહિ પણ બાળવિધવાને પરણાવવાની માબાપોની ફરજ છે એમ હું માનું છું.

# વિકટ સુધારો

(મુંબઇ 'ભગિનીસમાજ'ના બીજા વાર્ષિક સંમેલન પ્રસગે કરેલા ભાષણમાંથી)

સ્ત્રીની ઉન્નતિ એટલે શું? અવનતિ થઇ હોય તો જ ઉન્નતિનો પ્રશ્ન ઉઠે. અવનતિ હોય તો ક્યાંથી થઇ અને તે કેમ ટળે? આ બધા વિચારો ચોક્કસ રીતે કરવા એ આપણું પ્રથમ કાર્ય છે. હિંદુસ્તાનમા ચોતરફ ફરતા મેં જોયું છે કે જે ખળભળાટ ચાલી રહ્યો છે તે ખળભળાટ આકાશ માહેનાં નાના વાદળ જેવડો છે. કરોડો સ્ત્રીપુરુષોને એ ખળભળાટનું કશું ભાન નથી. ૮૫ ટકા સ્ત્રીપુરુષ પોતાનું નિર્દોષ જીવન આપણી હીલચાલોથી અલિપ્ત રહી ગાળ્યા કરે છે. તેઓમાં સ્ત્રીપુરુષ પોતપોતાના ભાગ યોગ્ય રીતે ભજવ્યે જાય છે. બન્નેમાં કેળવણી અથવા તેનો અભાવ, જે કહો તે એક-સરખા છે, અને બન્ને એકબીજાંને સહાય કરી રહ્યાં છે. એમના જીવનમાં જે જે ખામીઓ જોવામાં આવે છે તે, બાકીના ૧૫ ટકા રહ્યા, તેઓના જીવનની ખામીનો કાંઇક પડઘો છે . . .

કાયદાઓ ઘડવાનું કાર્ય ઘણે ભાગે પુરુષને હસ્તક રહેલું છે. તેણે હમેશાં વિવેકદૃષ્ટિ વાપરેલી જોવામા નથી આવતી. સ્મૃતિકારોએ સ્ત્રીઓને વિષે જે જે લખેલું છે તેનો બચાવ સર્વથા નથી થઇ શકતો. બાળલગ્ન, વિધવાઓની ઉપરના જાપ્તા વગેરે સ્મૃતિઓના વાક્યોને આભારી છે. તેઓને શૂદ્ર વર્ગની સાથે મૂકવાથી હિંદુસંસારને કલ્પનામા ન આવી શકે એટલો ધક્કો પહોચ્યો છે. મારા આ વચનોમા અને ઘણી વેળાએ ખ્રિસ્તીઓના આક્ષેપો વચ્ચે શાબ્દિક સામ્ય જોવામા આવશે. પણ અમારી વચ્ચે એ ઉપરાત બીજી કંઇ પણ સમાનતા નથી. ખ્રિસ્તી લેખકોનો આક્ષેપ હિંદુધર્મનું મૂળ ઉખેડવાના હેતુથી થએલો છે. હું મને પોતાને બહુ ચુસ્ત હિંદુ ગણું છુ, અને મારો આક્ષેપ, હિંદુ-ધર્મની ન્યૂનતા દૂર કરી એને પોતાનું અસલી ભવ્ય સ્થાન મળે, એવા હેતુથી મૂકાયલો છે. ખ્રિસ્તી ટીકાકારો સ્મૃતિની અપૂર્ણતા બતાવી તેને સામાન્ય ગ્રંથ તરીકે ગણાવવા માગે છે. મારો પ્રયત્ન એમ બતાવવાનો છે કે સ્મૃતિની અપૂર્ણતાનું કારણ તેમાના ક્ષેપક શ્લોકો છે, અથવા તો આપણા અવનતિ-કાળમા માન્ય થએલા સ્મૃતિકારોએ મૂકેલા એ શ્લોકો છે. એ શ્લોકોને કાઢીને શેષ રહેલી સ્મૃતિની અપૂર્વતા બતાવી શકાય છે. મિથ્યાભિમાનથી અને અજ્ઞાનથી સ્મૃતિમા ને બીજા હિંદુધર્મમા ગણાતા બધા ગ્રંથોમા ક્યાયે ખામી નથી એમ માનીમનાવી હિંદુધર્મનો લૂલો બચાવ બિલકુલ કરવા માગતો નથી. તેથી હિંદુધર્મ ચઢતો નથી પણ પડે છે, એવી મારી દૃઢ માન્યતા છે. જે ધર્મમા સત્યને ઉત્કૃષ્ટ પદ અપાયલું છે તે ધર્મમાં અસત્યની પૂરણી હોય જ નહિ.

ત્યારે સ્ત્રીજાતિની અવનતિ દૂર કરવામા મહાભગીરથ પ્રયત્ન તો હિંદુ ધર્મશાસ્ત્રમા સ્ત્રીઓને વિષે રહેલા આક્ષેપો દૂર કરવાનો છે. એ પ્રયત્ન કોણ કરી શકે? અને કેમ થઇ શકે? મારી અલ્પમતિ પ્રમાણે મુખ્યત્વે એ પ્રયત્ન કરવાને સારૂ આપણે સીતા, દમયંતી, દ્રૌપદીના જેવી પવિત્રતાવાળી, તેઓના જેવી અતિશય આગ્રહવાળી, સંયમી સ્ત્રીઓ પેદા કરવી પડશે. એ વેળા આ સતીઓને પૂજનારો હિંદુસંસાર આધુનિક સતીઓને પણ પૂજશે. તેઓના વચન શાસ્ત્રપ્રમાણ જેવા ગણી હિંદુસંસાર ઝીલી લેશે; અને સ્મૃતિઆદિમા રહેલા કટાક્ષોથી આપણે લાજીશું અને તેને ભૂલી જઇશું. આવા પરિવર્તન હિંદુધર્મમાં સદાય થતા આવ્યા છે અને થશે. તેથી એ ધર્મ આજ લગી નભી રહ્યો છે અને નભ્યા કરશે. આ સમાજ એવી સ્ત્રીઓને વેળાસર ઉત્પન્ન કરે એવી મારી પ્રભુ પ્રત્યે પ્રાર્થના છે.

સ્ત્રીજાતિની અવનતિનું મૂળ અને તે દૂર કરવાના ધ્યેયને સાધી શકે એવી સ્ત્રીઓ તો ગણીગાંઠી જ નીકળી શકશે. પણ સાધારણ સ્ત્રીએ શું કરવું ઘટે એ આપણે હવે વિચારવાનું છે. પ્રથમ કાર્ય તો જેટલી સ્ત્રીઓને આ અવનતિનું ભાન કરાવી શકાય એટલીને ભાન કરાવવાનું છે. એ કાર્ય અક્ષરકેળવણીથી જ થઇ શકે, એમ માનનારાઓ-માનો હું નથી. એમ માનતાં કાર્યસિદ્ધિને સારૂ ઘણો કાળ જોઇએ. તેટલા કાળની કશીયે જરૂર નથી એ હું ક્ષણે ક્ષણે અનુભવતો આવ્યો છું. અવનતિનું જ્ઞાન. આજે જ અક્ષર-જ્ઞાનને સારૂ રોકાયા વિના આપી શકીએ છીએ. હું હમણા જ બિહારના એક જીલ્લામાંથી આવ્યો છું. ત્યાં ઉંચા કુળની

ઘણી બહેનોને મળ્યો. તેઓ બધી પરદામા રહેનારી હતી મારે સારૂ બહેન જેમ ભાઇની પાસે પરદો નથી રાખતી તેમ તેઓએ પરદો દૂર કર્યો. આ બહેનો ભણેલી ન હતી. તેઓને મળતાં પહેલા તુરત જ મને એક અંગ્રેજ બાઇ મળી ગઇ હતી. એ બાઇ ઘણા ભાઇઓની સાથે હું બેઠો હતો તેઓની વચ્ચે આવીને મળી ગઇ, પણ હિંદુ બહેનોને મળવા મારે નોખી કોટડીમાં જવું પડ્યું. મેં તેઓને વિનોદમા સૂચવ્યું કે ચાલો આપણે બધાં જ્યાં પુરુષો બેઠા છે ત્યા જઇને બેસીએ. તેઓએ ઉમંગથી કહ્યું, "અમે તો બહુ રાજી છીએ. પણ આપણા રિવાજ પ્રમાણે અમારે રજા મેળવવી જોઇએ. અમને આ પરદો જરાયે ગમતો નથી; એ તમે તોડાવી નાખો" આમાં જેટલો કરુણારસ છે તેટલું જ મારા ઉપલાં વચનોનું સમર્થન છે. આ બાઇઓને અક્ષરજ્ઞાનની પૂર્વે પોતાની દશાનું ભાન થયું હતું. આ બાઇઓએ મારી મદદ માગી તે તો યોગ્ય જ હતું, પણ હું તેઓને વિષે જ તેઓના છુટકારાની શક્તિ ઇચ્છું, અને તે શક્તિ તેઓમા છે એમ તેઓએ કબૂલ પણ કરેલું. હું એવી ઉમેદ રાખીને આવેલો છું કે આ બાઇનો પરદો થોડા દહાડાની અંદર જ પડી ગએલો આપણે સાભળીશું. સાધારણ રીતે અભણ મનાય એવી બાઇઓ ચંપારણમા સુંદર કામ કરી રહેલી છે. જે સ્વતંત્રતા તેઓએ ભોગવી છે એ સ્વતંત્રતાનું ભાન પોતાની અતિશય અજ્ઞાત બહેનોને આપી રહેલી છે. સ્ત્રી એ પુરુષની સહચારિણી છે, તેના સરખા જ મનવાળી છે, પુરુષની બધી પ્રવૃત્તિ સૂક્ષ્મતાએ જાણવાનો તેને અધિકાર છે, જેટલી છૂટ પુરુષ ભોગવે છે તેટલી જ તેને ભોગવવાનો હક છે, અને

જેમ પુરુષ પોતાના ક્ષેત્રમા સર્વોપરી છે તેમ સ્ત્રી પોતાના ક્ષેત્રમા છે. આ સ્થિતિ સ્વાભાવિક હોવી જોઇએ. એ કાંઇ અક્ષરજ્ઞાનનાં પરિણામ નહિ હોય. અજ્ઞાનરૂપી અંધ કુપમા ડૂબેલા જડ પુરુષો પણ, રૂઢી પ્રથાને લીધે ન શોભી શકે, ન ભોગવી શકે તેવો અધિકાર સ્ત્રીઓ ઉપર ભોગવે છે. સ્ત્રીઓની આ દશાને લીધે આપણી ઘણી પ્રવૃત્તિઓ અર્ધે જઇ અટકી પડે છે. આપણા ઘણાં કાર્યો પૂરા શોભી નીકળતા નથી. અર્ધી મૂડીથી જ વેપાર કરનારા પચ્છમબુદ્ધિ વેપારીના જેવી આપણી સ્થિતિ છે.

અક્ષરજ્ઞાન વિના ઘણાંયે કાર્યો થઇ શકે છે તોપણ અક્ષરજ્ઞાન વિના ન ચાલી શકે એ મારી દૃઢ માન્યતા છે. અક્ષરકેળવણીથી બુદ્ધિ ઘડાય છે, તીવ્ર થાય છે, અને તે વડે આપણી પરમાર્થ કરવાની શક્તિ ઘણી વધે છે. આ જ્ઞાનની કિંમત મેં કોઇ દહાડો ઉંચી આંકેલી જ નથી. મેં તો માત્ર તેને યોગ્ય સ્થાન આપવા પ્રયત્ન કર્યો છે. પુરુષે સ્ત્રી પાસેથી જનસમાજના સ્વાભાવિક હકો છીનવી લેવાનું અથવા તેઓને તે હકો ન આપવાનું કારણ વિદ્યાનો અભાવ ન હોવો જોઇએ એ મેં વખતોવખત બતાવ્યું છે, પણ એ સ્વાભાવિક હકો નિભાવવાને સારૂ, દીપાવવાને સારૂ, તેનો પ્રચાર કરવાને સારૂ, વિદ્યાની આવશ્યકતા છે જ. વળી વિદ્યા વિના લાખોને તો શુદ્ધ આત્મજ્ઞાન પણ ન મળી શકે. અનેક લખાણોમાં આપણને નિર્દોષ આનંદ લેવાનો અખંડ ભંડાર ભર્યો છે તે પણ વિદ્યા વિના આપણને ન મળી શકે. વિદ્યા વિનાનો માણસ પશુ સમાન છે એ અતિશયોક્તિ નથી પણ શુદ્ધ ચિત્ર છે. એટલે જેમ પુરુષને તેમજ સ્ત્રીને કેળવણી તો

જોઇએ જ. જેમ પુરુષને અપાય છે તેમ જ સ્ત્રીને કેળવણી અપાવી જોઇએ એમ હું નથી માનતો. પ્રથમ તો મેં બીજે સ્થળે જણાવ્યું છે તેમ આપણી સરકારી કેળવણી ઘણે અંશે ભૂલભરી અને હાનિકારક ગણાએલી છે. એ બંને વર્ગને સારુ તદ્દન ત્યાજ્ય છે. તેની ખામીઓ દૂર થાય તોપણ સ્ત્રીઓને સારુ તે સર્વથા યોગ્ય જ છે એમ હું ન કબૂલ કરું. સ્ત્રી અને પુરુષ એક દરજ્જાના છે, એક જ નથી; એ અપૂર્વ જોડી છે, એકબીજાની પૂરણી છે અને બંને અરસ-પરસ ટેકા રૂપ છે, તે એટલે સુધી કે એકને અભાવે બીજાનો સંભવ જ નથી. પણ જો પુરુષ અથવા તો સ્ત્રી સ્થાનભ્રષ્ટ થાય તો બનેનો નાશ થાય, એ સિદ્ધાત ઉપલી સ્થિતિમાથી જ નીકળી આવે છે. તેથી સ્ત્રીકેળવણીની રચના ઘડનારે આ વાત નિરંતર યાદ રાખવી જોઇએ. દંપતીની બાહ્ય પ્રવૃત્તિમા પુરુષ સર્વોપરી છે, તેથી બાહ્ય પ્રવૃત્તિનું વિશેષ જ્ઞાન તેને આવશ્યક છે. આતરપ્રવૃત્તિમા સ્ત્રીનું પ્રાધાન્ય છે, તેથી ગૃહવ્યવસ્થા, બાળકોની માવજત, તેઓની કેળવણી વગેરે વિષયોમા સ્ત્રીને સારુ વિશેષ જ્ઞાન જોઇએ. કંઇ પણ જ્ઞાન લેવાની કોઇને બંધી કરવાની અહીં કલ્પના નથી. પણ કેળવણીનો ક્રમ આ વિચારોને ઉદ્દેશીને ઘડાયલો ન હોય તો બંને વર્ગને પોતાના ક્ષેત્રોમા પૂર્ણતા મેળવવાની તક ન મળે.

સ્ત્રીઓને અંગ્રેજી કેળવણીની જરૂર છે કે નહિ એ વિષે પણ બે બોલ કહેવાની જરૂર છે. મને તો લાગ્યું છે કે આપણા સાધારણ ક્રમમા સ્ત્રી અથવા પુરુષ બેમાથી એકેને સારુ અંગ્રેજી આવશ્યક નથી. કમાણીને અર્થે અને રાજ્ય-

પ્રકરણી પ્રવૃત્તિને સારૂ જ પુરુષોને અંગ્રેજી ભાષાના જ્ઞાનની જરૂર હોઇ શકે. સ્ત્રીને નોકરીઓ શોધવાની કે વેપાર કરવાની ઉપાધિ વિષે હું માનતો નથી, એટલે અંગ્રેજી ભાષાનું જ્ઞાન થોડી સ્ત્રીઓ જે લેશે, જેને લેવું હશે તે પુરુષોને સારૂ સ્થપાયલી શાળામાં જ લઇ શકશે. સ્ત્રીઓને સારૂ સ્થપાયલી શાળામા અંગ્રેજી દાખલ કરવું એ આપણી પરાધીનતા લંબાવવાનું કારણ થઇ પડશે.

આટલો કેળવણીના પ્રકાર વિષે આપણે અહીં વિચાર કરી લીધો એટલે બાલિકાઓ પરણતી મટી ગઇ અને સ્ત્રીઓને તેમના સ્વાભાવિક હકો મળી ગયા એવું માનવાને કાંઇ કારણ નથી. તેથી જે બાલિકાઓ પરણ્યા પછી આપણી દૃષ્ટિએથી અલોપ થઇ જાય છે તેનું શુ? તેઓ આપણી શાળાઓમાં આવવાની નથી. એક વખત નાની ઉમ્મરે પરણાવવાનું મહા-પાપ કરી દીધું એટલે તેની માતાઓ પણ પાપનુ ભાન થયે પોતાની છોકરીને કેળવણી આપવા કે બીજું કાંઇ આશ્વાસન આપવા અશક્ત થઇ પડશે. જે પુરુષ બાલિકાની સાથે લગ્ન કરે છે તે પરોપકાર દૃષ્ટિએ નથી કરતો પણ ઘણે ભાગે વિષયાસક્તિથી જ. **આ બાળાઓનો બેલી કોણ થાય? આ પ્રશ્નમાં સ્ત્રીનો ઉદ્ધાર મોટે ભાગે સમાયલો છે.** જવાબ પણ અઘરો અને એક જ છે. પુરુષ વિના બીજો સંસારી બેલી તો આ બાલિકાનો કોઇ નથી. બાળલગ્ન કરેલા પુરુષને સ્ત્રી સમજાવી શકે એ લગભગ અશક્ય છે, એટલે આ વિકટ સુધારાનું કામ સમજુ પુરુષે જ કરવું રહ્યું છે. મારામા શક્તિ હોય તો બાળકન્યાઓનું વસ્તીપત્રક બનાવું, તે કન્યાઓના ધણીઓના મિત્રોને શોધી કાઢું, અને તે મિત્રોની

મારફતે અને ધાર્મિક તથા વિનયી બીજાં પગલાં મને મળી શકે તે વાટે, આવા ભરથારોને હું કહેવરાવું: 'તમે અજ્ઞાનપણે બાળવિવાહનું પાપ કર્યું છે, જ્યાં સુધી કન્યાની પાકી ઉમ્મર નથી થએલી, તે કેળવણી નથી પામેલી ત્યા સુધી તમે શુદ્ધ બ્રહ્મચર્ય પાળી તેને તમે પોતે અથવા બીજાની મારફતે શિક્ષણ આપી પ્રજા ઉત્પન્ન કરવા અને પાળવાને સારૂ લાયક ન બનાવો ત્યાં સુધી તમે કોઇ પણ પ્રકારે આ પાપમાંથી મુક્તિ મેળવવાના નથી.'

# સ્ત્રીઓ અને અક્ષરજ્ઞાન

(ભગિની સમાજના સભ્યો સાથે થએલી એક વાતચીતમાંથી)

વિવાહિત અને વિધવા બહેનોને સારુ અક્ષરજ્ઞાન કેમ આપવું ? આની દવા તો કામ કરનારા જ શોધી શકે, પણ આથી નિરાશ થવાની જરૂર નથી. જે માણસ કામ કરતો હોય તેણે એકદમ સંતોષ પામવાની આશા રાખવી ન જોઇએ.

સામાન્ય રીતે ગુજરાતી સ્ત્રીને ઘરસંસારમા પડયા પછી શરૂઆતમા શીખવાની નવરાશ મળતી નથી, અને મોટી ઉમ્મરે આળસ આવે છે. આનો ઉપાય પુરુષોથી થઇ ન શકે. ગુજરાતી ભાષા જાણનાર કોઈ પ્રૌઢ પ્રતાપી બાઇ સારા અભ્યાસવાળી નીકળે તો આ વિષયમા સ્ત્રીઓને પોતાના આત્મભોગથી ઉત્તેજિત કરી શકે. . . .

પણ હું તો નવી દૃષ્ટિથી વાત કરવા માગુ છું. વિવાહિત કે વિધવા સ્ત્રીને ભણતર આપવાની વાત ભૂલી જાઓ, અથવા તો ગૌણ બનાવી દો. હું એમ ઇચ્છું છું કે જ્યાં આપણી ગરીબ બહેનો ગંધાતી કોટડીમા રહે છે ત્યા જઇને કામ

કરવાવાળી આપણામાંથી કેટલીક સ્ત્રીઓ નીકળે. આપણી ગરીબ બહેનોને પોતે કેમ રહેવું, પોતાનું અને પોતાના બાળકોનું આરોગ્ય કેમ જાળવવું, બાળકોને કેમ ઉછેરવાં, સ્વચ્છતા અને સંયમ કેમ રાખવાં વગેરે બાબતોનો કશો ખ્યાલ હોતો નથી. અત્યારે આવી બહેનોને ભણતર આપવાની જરૂર નથી. પણ સારી રહેણીકરણીનું ભાન આપવાની ખાસ અગત્ય છે.

વળી 'સુતારનું મન બાવળીએ,' એમ મારી તો એક જ ઇચ્છા છે કે દરેક બહેનના હાથમા રેંટિયો જોઇએ. તે સિવાય આપણી બહેનોની પવિત્રતાનું રક્ષણ કરવાનું બીજું એકે સાધન નથી. વળી હિંદુસ્તાન જે ભૂખમરાથી પીડાય તેને માટે તમે સ્ત્રીઓ જ મુખ્યત્વે કરીને જવાબદાર છો પુરુષોનુ કામ કમાઇ લાવવાનું છે, પણ તે દ્રવ્યનો ઉપયોગ કરવાનુ કામ સ્ત્રીઓનું જ છે તેમ જ આપણા જીવન-વ્યવહારની ઘટના કરવાનુ કામ પણ સ્ત્રીઓ હસ્તક હોય છે. સ્ત્રીઓના હાથમા પહેલા જે ઉદ્યોગ હતો તેનો પુનરુદ્ધાર થવો જોઇએ. અત્યારે સ્ત્રીઓને સૌથી મોટામાં મોટી જરૂર માત્ર રેંટિયાની છે. સ્ત્રીઓને કદાચ અક્ષરજ્ઞાન ન મળ્યું તો તેથી શું નુકસાન થઈ જવાનું છે? મારી માતા અક્ષરજ્ઞાન પામી હોત તોપણ તેણે મને ત્રણ પ્રતિજ્ઞાઓ (માસ, મદિરા ને વ્યભિચારનો ત્યાગ) આપી હતી. તેથી વધારે કાઇ આપી શકત એમ હુ નથી માનતો. અક્ષરજ્ઞાન ન પામેલી હોય તે સ્ત્રી સંસ્કાર વિનાની હોય એમ માનવાની કશી જરૂર નથી. આપણી સ્ત્રીઓને ઘણુંખરું જ્ઞાન વારસામા મોઢેથી જ મળે છે. આપણી સ્ત્રીઓ સીતા, સાવિત્રી અને દમયંતીને જાણતી હોય

છે. મહાભારત અને રામાયણની કથાઓ આપણા કુટુંબોમાં કહેવા સાભળવાનો રિવાજ પ્રાચીન કાળથી પ્રચલિત છે. આથી અક્ષરજ્ઞાન નકામુ છે એમ કહેવા હું નથી માગતો, પણ તેમા જ આપણો ઉદ્ધાર છે એમ સમજવાની તો કોઇએ ભૂલ ન કરવી. . . .

અત્યારે આપણને સૌથી વધારે ચિંતાનો વિષય ભૂખમરાનો છે; એનો તરત જ ઉપાય કરવાની જરૂર છે. હાલ બીજું બધું ભૂલી જાઓ. આ ભૂખમરાનો ઉપાય માત્ર રેંટિયો છે; માટે રેંટિયાનો પ્રચાર કરો. ઝીણામા ઝીણું સૂતર કેમ કંતાય તેની તજવીજ કરો. અને રેંટિયાના વિજ્ઞાનને યથાર્થ સમજવા મહેનત લ્યો. અક્ષરજ્ઞાનને કાઢી ન નાખો પણ તેને ગૌણપદ આપો; તમારૂં મુખ્ય ધ્યેય તો સ્વાશ્રયી બનવાનુ, ભૂખમરો ટાળવાનું અને રેંટિયો ફેરવવાનું હોવુ જોઇએ. આ કામ સ્ત્રીઓનું જ છે. આ કામમા તેઓ પુરુષોની મદદ લે તેમા વાધો નથી. પણ કામનો બોજો તો સ્ત્રીઓને માથે જ હોવો જોઇએ. . . .

ત્રણ વસ્તુઓને એકસરખું સ્થાન મળવું જોઇએ. (૧) અક્ષરજ્ઞાન (૨) પતિત સ્ત્રીઓના ઉદ્ધાર અર્થે અને આરોગ્ય સંરક્ષણ, બાળ સંવર્ધન અને એવી બીજી અગત્યની બાબતોમાં જ્ઞાન ફેલાવવા માટે કેટલીક સ્ત્રીઓએ આપવો જોઇતો આત્મભોગ અને (૩) રેંટિયાનો પ્રચાર. . . .

# કન્યાકેળવણી

(ભોગીન્દ્રરાવ કૃત 'સ્ત્રીઓ અને સમાજસેવા' નામના પુસ્તકને લખેલી પ્રસ્તાવનામાંથી)

કન્યાકેળવણી આપણને જોઇએ છે. તે કેળવણી કયા પ્રકારની હોવી જોઇએ તે હવે શોધાશે. અત્યારે તો આપણે અખતરાઓ કરી રહ્યા છીએ. પણ સ્ત્રીકેળવણીને આપણે માત્ર કન્યાકેળવણીથી જ પહોચી વળવાના નથી હજારો કન્યા બાર વર્ષની ઉમ્મરે બાળલગ્નનો ભોગ થઇ આપણી નજરેથી અલોપ થઇ જાય છે. તેઓ ગૃહિણી બને છે! આ પાપી રિવાજ જ્યા સુધી આપણામાથી નહિ જાય ત્યા સુધી પુરુષોને સ્ત્રીશિક્ષક બનતા શીખવું પડશે. તેઓની આ વિષયની કેળવણીમા આપણી ઘણી આશાઓ છુપાએલી પડી છે. આપણી સ્ત્રીઓ આપણા વિષયનું પાત્ર અને આપણી રસોયણ મટી આપણી સહચરી, આપણી અર્ધાંગના, આપણા સુખદુ:ખની ભાગિયણ ન બને ત્યા લગી આપણા સર્વ

પ્રયાસ મિથ્યા જણાય છે. કોઈ પોતાની સ્ત્રીને પશુ સમાન ગણે છે. આ સ્થિતિને સારૂ કેટલાંક સંસ્કૃત વચનો અને તુલસીદાસનો એક પ્રસિદ્ધ દુહો બહુ જવાબદાર છે. તુલસીદાસે એક જગ્યાએ લખ્યુ છે કે ढोर गवार शूद्र अरु नारी, ये सब ताडनके अधिकारी । તુલસીદાસને હું પૂજું છું. પણ મારી પૂજા આંધળી નથી કાં તો ઉપરનો દુહો ક્ષેપક છે. અને જો તુલસીદાસનો જ હોય તો તેમણે વગર વિચાર્યે પ્રચલિત રૂઢિને અનુસરી જોડી કાઢેલો હોવો જોઇએ. સંસ્કૃત વચનો વિષે તો એવો વહેમ પેસી ગએલો જોવામા આવે છે કે સંસ્કૃતમા લખાએલા શ્લોકો તો કેમ જાણે શાસ્ત્રકથન જ હોય નહિ. આ વહેમ દૂર કરીને આપણામાં સ્ત્રીને હલકી ગણવાની જે પ્રથા પડેલી છે તેને જડમૂળથી ઉખેડવી જોઇશે. બીજી તરફથી વિષયાંધ થઇ આપણામાના કેટલાક સ્ત્રીને ઢીંગલીદેવી ગણી પૂજા કરે છે ને જેમ ઠાકોરજીને આપણે પહોરે પહોરે નવીન આભૂષણોથી શણગારીએ છીએ તેમ શણગારે છે. આ પૂજા-દોષમાંથી નીકળી જવું જરૂરનું છે. છેવટે તો જેમ શંકર અને ઉમા, રામ ને સીતા, નળ અને દમયંતી હતા તેમ આપણી સ્ત્રીઓ આપણી ગોષ્ઠિમા ભાગ લેતી, આપણી સાથે વાદ-વિવાદ કરતી, આપણા ઉદ્ગારો સમજતી, તેને પોષતી, પોતાની અલૌકીક પ્રેરણાશકિતથી આપણી બાહ્યોપાધિઓને સાનમાં સમજી તેમા ભાગ લેતી, આપણને શીતળતામય શાંતિ દેતી થશે, ત્યારે જ — પણ તે પહેલા — નહિ આપણો ઉદ્ધાર સંભવે છે. એવી દશા હાલ તુરતમા કન્યાશાળા મારફતે પ્રાપ્ત થવાનો ઘણો જ થોડો સંભવ છે જ્યા લગી બાળલગ્નની હાંસડી આપણે પહેરવી સરજી હશે, ત્યાં લગી

પુરુષોએ પોતાની સ્ત્રીઓના શિક્ષક બનવું પડશે. અને એ શિક્ષણ માત્ર અક્ષરનું જ નહિ. ધીમે ધીમે રાજ્યપ્રકરણી, સંસાર સુધારાના વિષયમા તેઓને પ્રવેશિત કરી શકાય છે. આ કરતાં પહેલા અક્ષરજ્ઞાનની જરૂર જણાતી નથી. આવા પુરુષે પોતાનું સ્ત્રી પ્રત્યેનું વલણ ફેરવવું પડશે. સ્ત્રી પુખ્ત ન થાય ત્યાં લગી શિક્ષાવસ્થામા રહે અને ત્યા લગી પુરુષો તેમની પ્રત્યે બ્રહ્મચર્ય પાળે તો? આપણે જડતા રૂપી શક્તિના દાબ તળે કચરાએલા ન હોઇએ તો આપણે બાર કે પંદર વર્ષની બાળા ઉપર કદિ પ્રસવની મહાવ્યથાનો બોજો ન જ મૂકીએ; એ વિચાર કરતા પણ આપણને કંપારી છૂટવી જોઇએ.

પરિણીત સ્ત્રીઓને સારૂ વર્ગો કાઢવામાં આવે છે. તેઓને સારૂ ભાષણો થાય છે. આ બધુ સરસ છે. આવી પ્રવૃત્તિ કરનાર પોતાના વખતનો ભોગ આપે છે એ આપણા જમે પાસામા નોંધાય છે. પણ તેની સાથે ઉપર બતાવેલી પુરુષોની ફરજ જ્યા સુધી સિદ્ધ ન થાય ત્યા સુધી આપણે બહુ સારા પરિણામો નહિ મેળવી શકીએ

# વિવિધ પ્રશ્નો

## ફરી લગ્ન કરવું કે દેશસેવામાં જોડાવું ?

એક મુંઝાયલા ભાઇ પોતાના મનની ગુંચ ઉકેલાવવાને માટે ગાંધીજીને લખે છે. દોઢ વર્ષ થયા વિધુર થએલા છે.

"પત્ની હતી ત્યારે મનમા થતુ હતુ કે ઘરનુ બધન ન હોત તો ક્યારનો દેશસેવામા જોડાઈ જાત. હવે જ્યારે ઈશ્વરે બંધનમુક્ત કર્યો છે ત્યારે મનને સમજાય છે કે હું કેવી ભ્રમણામા ફસાયલો હતો. ફરી લગ્ન કરવાનો સગાંવહાલાં બહુ આગ્રહ કરે છે. હું હજી સુધી તો અડગ છું, અને બચી જવાની પ્રાર્થના ઈશ્વરને નિરંતર કરૂં છુ. વડીલોને કહી દીધુ છે કે જ્યાં સુધી મારામાં કમાવાની શક્તિ નથી આવી ત્યાં સુધી લગ્નનો વિચાર કરવા નથી ઇચ્છતો. પણ તેઓ દુ ખી છે. મને કાંઇ રસ્તો સૂઝાડશો ?"

ઉ૦—કેટલાક દર્દ એવા છે કે જેની ઔષધી સમય જ બતાવી દે છે. દરમ્યાન આપણે શાતિનું સેવન કરવું જોઇએ. જો તમારો નિશ્ચય અચલ હોય, જો કાઇ પણ કાર્યક્ષેત્ર પસંદ નથી કર્યું અને આજીવિકાનો પ્રબંધ નથી કર્યો ત્યા સુધી વિવાહ કરવો જ નથી એમ ગાઠ વાળી હોય, તો વિનય અને દૃઢતાપૂર્વક તમારો નિશ્ચય વડીલોને જણાવો તેઓ રાજી થશે. જો તમારૂં ચિત્ત આટલે અંશે સ્થિર ન હોય અને અંદર અંદર ઊંડી વિવાહની ઇચ્છા હોય તો વડીલોનું સાભળવું એ સારૂં છે ધનિક કુટુંબમા વિધુરને પુનર્વિવાહથી બચવું એ બહુ કઠણ કામ છે એમાં શંકા નથી. તે જ માણસ બચી શકે જેને પુનર્વિવાહ કરવો એ માથાના ઘા સમાન હોય.

આથી મારી તો એ સલાહ છે કે એકાંતમાં બેસી શાંત ચિત્તથી વિચાર કરવો, અને પછી હૃદયમાંથી જે ઉત્તર મળે તે પ્રમાણે વર્તવું. હું તો કેવળ માર્ગ બતાવી શકું. નિશ્ચય કરતી વખતે મારી સલાહ શું કે બીજાની શું એનો વિચાર ન કરી દિલ જે કહે તે નિર્ભય થઈને કરવું.

## વિવાહિતોનો ધર્મ

એક ભાઈ વિવાહિત સ્ત્રીપુરુષોના અનિયંત્રિત અસંયમ વિષે લખે છે, અને કેટલાક તેને અધિકાર માને છે, કેટલાક કર્તવ્ય માને છે એ ભ્રમણા દૂર કરવાનું કહે છે. ઋતુને ચોથે દિવસે શાસ્ત્રોક્ત રીતે ગર્ભાધાન આવશ્યક ખરું?

ઉ૦—જે દંપતી તમે લખો છો તે પ્રમાણે વિષયાસક્ત થઈને જ વર્તે છે તે સ્ત્રીપુરુષનો ધર્મ નથી પાળતા. **તેઓ પશુ કરતાં પણ ઉતરતાં છે,** એમ કહેવામાં મને જરાયે સંકોચ નથી થતો. બારતેર વર્ષની બાળા સ્ત્રીધર્મ પાળવાને અશક્ત છે. તેની સાથે વિષયવ્યવહાર રાખનાર ઘોર પાપ કરે છે.

રજસ્વલા સ્ત્રીને વિષે જે તમે લખો છો એ હકીકત હું જાણતો જ નહોતો. ચાર દિવસ થયા પછી તેની સાથે પુરુષે રહેવું જ જોઈએ એવો ધર્મ હું સ્વીકારી શકતો નથી. જ્યાં સુધી સ્રાવ ચાલુ રહે ત્યાં સુધી પતિને તેનો સ્પર્શ ત્યાજ્ય ગણું છું. સ્રાવ બંધ થયા પછી પ્રજોત્પત્તિની ઇચ્છા બન્નેને હોય અને તેઓ મળે એમાં હું દોષ ન ગણું.

## રજસ્વલા અને પ્રસૂતા

રજસ્વલા ધર્મને પાળવો એટલે શું? ન પળાય તો કેમ? પ્રસૂતાએ પણ શા માટે અસ્પૃશ્ય રહેવું અને ક્યાં સુધી?

ઋતુપ્રાપ્તિ એ સ્ત્રીઓને સારૂ માસિક વ્યાધિ છે. એ વખતે દરદીને અત્યંત શાંતિની આવશ્યકતા છે. અને કામી પુરુષનો સંગ તેને સારૂ ભયંકર વસ્તુ છે.

એ જ કારણ પ્રસૂતાને લાગુ પડે છે, અને તેને ઓછામા ઓછા ૨૦ દિવસનો આરામ આપવામાં આવે છે. એ રિવાજ બહુ સારો છે એમ હુ માનું છું. સગાસાઇ સ્ત્રીવર્ગમાથી પણ તેને નથી અડી શકતા એ અતિશયતા છે.

**નાકકાન વીંધાવવાં ?**

વિવાહોમાં કશુ ખર્ચ કે કશી ધામધૂમ ન કરવી એ તો ઠીક અહીં એવા કેવળ ધાર્મિક વિવાહ કરવાને માટે કેટલાક ભાઈઓ તૈયાર થયા છે તેમની દીકરી હજુ વિવાહને યોગ્ય નથી થઇ હજુ નાની છે, નાકકાન પણ વીંધાવ્યાં નથી. આજે જૂના રિવાજમા કેટલાક સારા છે અને કેટલાક ખરાબ એનો વિચાર કરતાં નાકકાન કે છેવટે નાક એકલું પણ વીંધાવવું ઠીક હશે એ શંકા ઉત્પન્ન થઈ છે નિરાકરણ કરશો ?

ઉ૦–કોઇ પણ બાળાનું એકપણ અવયવ છેદવું એ મને તો જંગલી લાગે છે.

**નાકકાન વીંધવાં શાસ્ત્રીય વિધિ !**

કોઇ પણ બાળાનું કોઇ પણ અવયવ છેદવું એને આપ જંગલી લખો છો પણ વેદોક્ત સંસ્કાર વિધિમાં નાકકાન વીંધવાને આર્યોના એક સંસ્કાર તરીકે ગણાવ્યો છે વળી વૈદક આધાર પણ છે આવી રીતે નાકકાન કોચવાથી અને તેમાં સોનું રૂપું અગર ઊન પહેરવાથી વિદ્યુચ્છક્તિ મળે છે, અને વધરાવળ જેવા રોગ નથી થતા.

ઉ૦—નાકકાન છેદવાનો વેદવિધિ મેં જાણ્યો નથી. પણ વેદવિધિ છે એમ સાબીત થાય તોયે, જેમ આજે નરમેધ ન થાય તેમ નાકકાન ન છેદાય એમ હું કહું. કાન વીંધાયલા

એવા ઘણાયે પુરુષોને વધરાવળ થએલ એમ હું જાણું છું. જેના નાકકાન છેદાયા એવા અસંખ્ય પુરુષો વધરાવળથી મુક્ત રહેલ છે. એ બધા જાણે છે. અને વધરાવળ કાન છેદાવ્યા વિના સારી થઇ છે એમ પણ હું જાણું છું. તમે જે વૈદ્યનું વાકય ટાંકયુ છે તેમા લખ્યું છે કે વીંધવાનો રિવાજ દાખલ થયો હોય એમ લાગે છે. જ્યારે આપણો વિશ્વાસ ત્રણ વ્યક્તિઓની ઉપર હોય અને જ્યારે તેમા મતભેદ પડે ત્યારે કાતો આપણી બુદ્ધિનો ઉપયોગ કરીએ, અને તેમ ન કરીએ તો જેની ઉપર વધારે શ્રદ્ધા હોય તેને અનુસરીએ.

# ત્યાગમૂર્તિ

અને

બીજા લેખો



મહાત્મા ગાંધીજી

ના

સામાજિક લેખોનો સંગ્રહ

નવજીવન પ્રકાશન મંદિર
અમદાવાદ

ચાર આના ૧૯૮૨

# નિવેદન

ત્યાગમૂર્તિ અને બીજા લેખો'ની આ બીજી આવૃત્તિ ગુજરાતી આલમ સમક્ષ મૂકતાં અમને આનંદ થાય છે આ આવૃત્તિમાં 'હિંદુધર્મ'વાળો એક લેખ કમી કરી બીજા આઠ નવા લેખો ઉમેર્યા છે

**વ્યવસ્થાપક,**
**નવજીવન પ્રકાશન મંદિર**

# અનુક્રમણિકા

# ત્યાગમૂર્તિ

હિંદુ વિધવાને ઘડીને વિધાતાએ હાથ ધોઇ નાખ્યા છે. જ્યારે જ્યારે પુરુષવર્ગને પોતાનાં દુઃખની કથા કરતો હું સાંભળું છું ત્યારે ત્યારે વિધવા બહેનોની પ્રતિમા મારી પાસે ખડી થાય છે. પોતાનું દુઃખ રોનાર પુરુષને જોઇ હું હસું છું.

હિંદુધર્મ સંયમને ઊંચામા ઊંચી કોટિએ લઇ ગયો છે અને વૈધવ્ય તેની પરિસીમા છે. પુરુષ તો પોતાના દુઃખનું નિવારણ કરે. તેનું દુઃખ તેની મૂર્ખાઇને લીધે હોય છે. ઘણું દુઃખ તો કેવળ આર્થિક લોભને ખાતર ભોગવે છે. પણ વિધવાનું શું? તેનો બિચારીનો પોતાના દુઃખમા હાથ જ નથી. તેના દુઃખનું નિવારણ તેની પાસે નથી જ. રૂઢિધર્મે તે દ્વાર તદ્દન બંધ કર્યું છે અનેક વિધવા દુઃખને દુઃખ માનતી નથી. ત્યાગ એ તેને સારૂ સ્વાભાવિક વસ્તુ થઇ પડી છે. ત્યાગનો ત્યાગ તેને દુઃખરૂપ થાય વિધવાનુ દુઃખ જ તેનું સુખ મનાયું છે.

આ સ્થિતિ ખરાબ નથી, સરસ છે. તેમાં હિંદુધર્મની શ્રેષ્ઠતા રહી છે. વૈધવ્યને હું હિંદુધર્મનું ભૂષણ માનું છું. વિધવા બહેનોને જોઉં છું ત્યારે મારૂં માથું અનાયાસે નમે છે. વિધવાનું દર્શન મારે સારૂ અપશુકનની નિશાની નથી. પ્રાતઃકાલમા તેનું દર્શન કરી હું કૃતાર્થ થાઉં. તેનો આશીર્વાદ મને મોટી બક્ષિસ માનું. તેને જોઇ સર્વે દુઃખો ભૂલી જાઉં. વિધવાની પાસે પુરુષ પામર પ્રાણી છે. વિધવાના ધૈર્યનું અનુકરણ અસંભવિત છે. પ્રાચીન કાળનો વારસો જે વિધવાને મળ્યો છે તેની આગળ પુરુષના ક્ષણિક ત્યાગની પૂંજીની શી કિંમત હોઇ શકે ?

વિધવાને જો દુઃખ થાય તો તે કોને સંભળાવે ? જો જગતમા કોઇને સંભળાવી શકે તો તે માને જરૂર સંભળાવે. પણ સંભળાવીને કરે શું ? માની મદદ શી મળે ? 'ધીરજ રાખ બહેન' એટલું કહી મા પોતાને કામે વળગે. માનું ઘર તેનું ઘર જ ક્યા છે ? વિધવાને તો સાસરે રહેવું, સાસુનું દુઃખ તો વહુ જ જાણે. વિધવાને તો સેવા જ ધર્મ. દિયરની, જેઠની, સાસુની; સસરાની, જે આવે તેની તેણે સેવા જ કરવાની. એ સેવા કરતાં તે થાકતી જ નથી તે તો વધારે સેવા કરવાનું બળ માગે છે.

આ વિધવાધર્મનો લોપ થાય, સેવાની આ સાક્ષાત મૂર્તિનું કોઇ પોતાના અજ્ઞાનમા, ઉદ્ધતાઇમાં ખંડન કરે તો હિંદુધર્મને મોટી હાનિ પહોચે.

આવા વૈધવ્યને કઇ રીતે સુરક્ષિત કરી શકાય ? દસ વર્ષની કન્યાને પરણાવનાર માબાપને વૈધવ્યના પુણ્યમા કંઇ ભાગ મળી શકે ? જે કન્યા આજે પરણી આજે જ રાંડી તે

વિધવા ગણાય? વૈધવ્યની અતિશયતાને ધર્મનું નામ આપી આપણે મહાપાપ નથી કરતા? જો વૈધવ્યને સુરક્ષિત રાખવું હોય તો પુરુષે પોતાનો ધર્મ વિચારવાની જરૂર નથી? જેનું મન વિધવા નથી થયું તેનું શરીર વિધવા રહે? આજ પરણેલી બાળાના મનને કોણ ઓળખનાર છે? તેના પ્રત્યે બાપનો શો ધર્મ છે? કે બાપે તો દીકરીના ગળા ઉપર છરી ફેરવી તેની પ્રત્યેના પોતાના ધર્મનું પાલન કરી લીધું?

વૈધવ્યની પવિત્રતા સાચવવાને ખાતર, હિંદુધર્મની રક્ષાને ખાતર, હિંદુસમાજની સુવ્યવસ્થાને ખાતર આટલા નિયમોની જરૂર છે એમ મારો નમ્ર અભિપ્રાય છે:

૧. કોઇ બાપે પંદર વર્ષની અંદર પોતાની દીકરીને પરણાવવી જ નહિ;

૨. જે વિવાહ આજ લગી ઉપરની મર્યાદાની અંદર થઇ ગયા હોય તે દીકરી પંદર વર્ષની અંદર વિધવા થઇ હોય તો તે દીકરીને પરણાવવાની તજવીજ કરવાનો બાપનો ધર્મ છે;

૩. પંદર વર્ષની બાળા જો વિવાહ પછી એક વર્ષની અંદર વિધવા થાય તો ફરી પરણવાનું માબાપે તેને ઉત્તેજન આપવું જોઇએ;

૪. દરેક કુટુંબીએ વિધવા પ્રત્યે સંપૂર્ણ માનની નજર રાખવી જોઇએ. માબાપે કે સાસુસસરાએ તેને પોતાનું જ્ઞાન વધારવાનાં સાધન પૂરાં પાડવા જોઇએ.

આટલા નિયમો અક્ષરશઃ વળગવા સારુ મેં નથી રજૂ કર્યા. તે કેવળ માર્ગદર્શક છે. વિધવા પ્રત્યેનું આપણું કર્તવ્ય એ નિયમોની દિશામાં છે એ વિષે મને તો શંકા નથી.

આ કે આવા નિયમોને અમલમા કોણ મુકે? હિંદુ-સમાજની પાસે આવા કાર્ય માટે જ્ઞાતિઓ એ કુદરતી વાહન છે. પણ તેમાં સુધારો ન થાય ત્યા સુધી જે માબાપો ઉપરના નિયમોને અનુકૂળ હોય તેમણે શુ કરવું? તેઓએ જ્ઞાતિમાં સુધારો થાય એવા પ્રયત્નો કરવા ને તેમાં તાત્કાલિક સફળતા ન મળે તો બંધનમુક્ત થઇ વિધવાને સારૂ યોગ્ય વર શોધવો. બન્ને પક્ષ જ્ઞાતિ બહાર રહેવા તૈયાર થાય, અને બહાર રહીને પણ જ્ઞાતિને વીનવે, જ્ઞાતિના મહાજનને આઘાત ન પહોચાડે, સત્યાગ્રહ કરવાનો વિચાર ન કરે, અથવા કરે તો સમજે કે પોતે વિનયપૂર્વક બહાર રહેશે તો તે જ સત્યાગ્રહ છે. જો આવો વિવાહ અનિવાર્ય સમજી કરવામા આવ્યો હશે, જો તેમા સંયમ જ ઉદ્દેશ હશે, જો આ બહિષ્કૃત થએલ કુટુંબનું બધુ વર્તન શુદ્ધ હશે, તો મહાજન પોતે જ તેઓને પાછા જ્ઞાતિમા દાખલ કરશે એટલુ જ નહિ પણ મહાજન સુધારાનો સ્વીકાર કરશે ને બીજી દીન વિધવાઓ ઉપર થતો બળાત્કાર ન બૂદ થશે.

આવા સુધારા તુરત નથી થઇ શકતા. તેનું બીજ રોપાય એ જ બસ છે. પછી તેનું વૃક્ષ થયા વિના રહેનાર જ નથી.

આ તો મેં નાનો સુધારો સૂચવ્યો છે. મહાન સુધારો થવો અશક્ય લાગવાથી જ ઉપરનો સુધારો સૂચવ્યો છે. ખરો સુધારો તો એ છે કે જેમ સ્ત્રી તે પ્રમાણે પુરુષ પણ ઘરભંગ થાય તો ફરી ન જ પરણે. હિંદુધર્મના રહસ્યને આપણે ઓળખીએ તો દુઃખે કરી સાધી શકાય એવા સંયમને મોળો કરવાને બદલે તેવી જાતના બીજા સંયમ આપણા જીવનમાં દાખલ કરી એ સંયમને દૃઢ કરીએ. પુરુષ વિધુર રહે તો

સ્ત્રીને પોતાનું વૈધવ્ય ભારે ન લાગે. વળી પુરુષ વિધુર રહે તો હાલ જોવામા આવતા કજોડા અને બાળલગ્ન બંધ થાય

એક ભય રહે છે તેમાથી આપણે બચી જવું જોઇએ. "વૈધવ્ય સર્વથા સરસ છે. થોડી બાળવિધવાઓ હોય તેમને પુનર્વિવાહ કરવાની જંજાળમા પડવાની શી જરૂર છે? આપણે તો પુરુષને પણ ઘરભંગ થયે વિધુર રાખવા છે; વળી બાળલગ્નો પણ નાબુદ કરવાં છે. એટલે કોઇ પણ સ્થિતિમાં સ્ત્રીના પુનર્લગ્નની જરૂર નથી" આવી દલીલ સાભળી છે. આ દલીલમાં ભય રહેલો છે; કેમકે ખરૂં જોતા એ શબ્દજાળ છે. આ દલીલ કેટલાક અંગ્રેજ મિત્રોની દલીલના જેવી છે. "તમે તો અહિંસાવાદી છો. અમને પણ અહિંસાધર્મ શીખવવા માગો છો. એટલે અમે ગમે તેવી હિંસા કરતા હોઇએ તોપણ તે હિસાની સામે હિંસાથી થવાનું તો તમારાથી લોકોને કહેવાય જ નહિ." આમ મને કેટલાક કહે છે. આ દલીલમા જે દોષ રહેલો છે તેવા દોષ જાણ્યેઅજાણ્યે આપણે કર્યાં જ જઇએ છીએ. દલીલ કરનારા અંગ્રેજ ભૂલે છે કે જો કે મારે બન્ને પક્ષને અહિંસાધર્મ શીખવવો છે તોપણ જે અહિંસાધર્મને સમજવા અસમર્થ છે એટલે કે ભીરુ છે, તેને મારે અહિંસાની વાત કઇ રીતે કરવી? મારા પુત્રને હું એ ધર્મ નહોતો સમજાવી શક્યો; ત્રાસથી ચીમળાઇ ગએલી બેતિયાની ગરીબ રૈયતને એ ધર્મ હુ નહોતો શીખવી શક્યો. તેમને મારે કહેવું પડયું હતુંઃ "જો તમારી પસંદગી કેવળ તમારી સ્ત્રીને પડતી મેલી ભાગવા અને લાકડી લઇ અત્યાચારીની સામે બચાવ કરવા વચ્ચે જ હોય, જો તમે અત્યાચારીની સામે નીડરપણે તેને ભાઇ સમજી ઊભા રહી

પ્રહાર કર્યા વિના મરતાં સુધી સત્યાગ્રહ કરવા તૈયાર ન હો તો બેશક લાકડી વતી બચાવ કરી ઝૂઝજો" સત્યાગ્રહ નામર્દનો ધર્મ નથી. નામર્દ મટી માનવી મર્દ બને પછી જ તે અહિંસાધર્મ શીખવાને પાત્ર બને છે.

હવે આપણે વિધવા વિષેની દલીલરૂપે પથરાએલી શબ્દ-જાળ તપાસીશું તો માલમ પડશે કે તે દલીલ જે પુરુષ પડે વિધુર રહેવા તૈયાર હોય તે જ કરી શકે; બીજા જેઓ વિધુરપણું પસંદ ન કરતા હોય, અથવા પસંદ કરતા છતા તેનું પાલન કરવા તૈયાર ન હોય તેમને વિધુરપણાની આવશ્યકતાને સ્વીકારીને વૈધવ્યપ્રથાનો બચાવ કરવાની દલીલ તરીકે તેનો ઉપયોગ કરવાનો અધિકાર નથી. સાઠ વર્ષનો બીજવર ડોસો પોતાની નવ વર્ષની કહેવાતી સ્ત્રીનું વૈધવ્ય વધાવી પોતાના વસિયતનામામા એ વૈધવ્યની સ્તુતિ કરે ને બિચારી વિધવા થનારી બાળાની વન્દના કરતા લખેઃ "ન કરે નારાયણ ને મારૂં મૃત્યુ મારી પરમપવિત્ર ધર્મપત્નીના કરતા વહેલું થાય તો હુ જાણું છું કે તે તો વિધવા રહી મને, પોતાના ને મારા કુટુંબને, અને હિંદુધર્મને શોભાવશે. આ બાળાને પરણીને હું શીખ્યો છું કે પુરુષે પણ વિધુર રહેવું જોઇએ. હું વિધુર રહ્યો હોત તો ઘણું સારૂં હતું. હું મારી દુર્બળતા કબૂલ કરૂં છું. પણ પુરુષની દુર્બળતા એ તો વૈધવ્યને વધારે શોભાવનારી છે. તેથી મારી બાળપત્નીની બાબતમા હું ઇચ્છું છું કે તે મારા અવસાન પછી વિધવા રહી સંયમધર્મને શોભાવે." આવી દલીલની અસર તે બાળપત્ની ઉપર કે વસિયતનામુ વાંચનારની ઉપર શી થાય?

આ દલીલ તપાસવાની આવશ્યકતા હતી, કેમકે ઊંચા ધર્મના પ્રવર્તનના આશ્રય તળે કે તેને બહાને ધર્મ જેવા જણાતા અધર્મનો બચાવ થયાં જ કરે છે. વૈધવ્યની વ્યાખ્યામાં બાળવિવાહ આવી જ ન શકે. વિધવા એટલે તે સ્ત્રી કે જેનો પતિ મૃત્યુ પામ્યો છે — એ સ્ત્રી કે જેણે લાયક ઉમ્મરે પોતાની ઇચ્છા કે સંમતિથી વિવાહ કર્યો છે ને જેણે સ્ત્રીપુરુષ વચ્ચેનો સંબંધ જાણ્યો છે. આ વ્યાખ્યામા અક્ષતયોનિનો કે માબાપે હોમી દીધેલી કુમળી વયની બાળાનો સમાવેશ થતો જ નથી ને થવો ન જ જોઇએ. એટલે બાળાઓના મનાતા 'વૈધવ્ય'નો બચાવ કરવો એ જ અનર્થ છે. પણ જ્યારે પુરુષે સુદ્ધા વિધુર રહેવાની આવશ્યકતા છે એવા કથનમાત્રથી આવી બાળાઓને વિધવા રાખવાનું જ પ્રતિપાદન કરવામા આવે છે ત્યારે તો તેમ કરનાર અનર્થમા ઉદ્ધતાઇ અથવા ઘોર અજ્ઞાન ઉમેરે છે.

# કોણ બચાવે?

સાહેબ,

મારી નાતને આપ જાણો છો. દક્ષિણ આફ્રિકામાં મારા નાતીલાઓના કેટલાક નમૂના આપે જોયા છે. હાલ એક કિસ્સો એ નાતમાં બનવાની ધમકી આપી રહ્યો છે તે પ્રત્યે 'નવજીવન' દ્વારા સમાજનું ધ્યાન ખેંચવા રજા લઉં છું.

કાલિયાવાડી ગામ મારી નાતનું છે. પ્રસંગવશાત હું ત્યાં ગયો હતો. ત્યાં એક કિસ્સાથી આખું ગામ ખળભળી ઊઠેલું મેં જોયું. સાંજે કેટલાક યુવકોએ મારી પાસે આવીને બધી વાત કરી. પ્રસંગ આવો છે. એક ગૃહસ્થ રંગુનવાસી હતા, ત્યા પોતાની સ્ત્રીના વર્તનથી સારી પેઠે કંટાળ્યા. અહીં આવી તે સ્ત્રીને રજા આપી. સ્ત્રીને ચાર છોકરા છે. ગૃહસ્થની ઉમ્મર લગભગ ૫૦ વર્ષની છે. સ્ત્રીના દુર્વર્તનને દંડવાને માટે

તેઓ ફરી લગ્ન કરવાની તૈયારી કરી રહ્યા છે; આઠ દિવસમાં તો નાત આખી ખળભળી ન ઊઠે તો, તેમના લગ્ન થશે.

મારી નાતનું કશું બંધારણ નથી — નિઃસીમ સ્વચ્છંદ એ મારી નાતની ખાસિયત કહું તો અડચણ નથી મારી નાતે દારૂડીઆઓને સંઘર્યા છે, વ્યભિચારીને સંઘર્યા છે, સ્ત્રીઓના ઉપર અત્યાચાર કરનારાઓને સંઘર્યા છે, જીવતી સ્ત્રી ઉપર અનેક સ્ત્રી પરણનારાને પણ સંઘર્યા છે. છતાં આજકાલ નાતનો અનેક વર્ષનો નિદ્રાજડ અંતરાત્મા કયાંક કયાંક જાગી રહ્યો છે. ઉપર કહેલું ગામ નીતિની દૃષ્ટિએ મારી નાતના ગામોમાં ભારે નમૂનેદાર છે એમ તો નથી જ, પણ ત્યાંના યુવાનોનો અંતરાત્મા આ કિસ્સાને લીધે ઉછળ્યો, તેમણે ગામના માણસોને એકઠા કરી સભાઓ ભરી, પેલા ભાઇને નાત બહાર કરવાની ધમકી આપી, સભામાં કડવા વેણો પણ સારી પેઠે કહ્યા, આટલામા હું ત્યા પહોચ્યો. મેં એ ભાઇને મળવાનો વિચાર કર્યો. સવારે એ ભાઈ નહોતા, એટલે તેમને આ કામમાં સંમતિ આપવાનું જેમને વિષે કહેવાતું હતું એવા તેમના એક સંબંધીને હું મળ્યો. ગામના યુવાનોએ પેલા ભાઇને નાત બહાર કરવાની, તેની સાથે કશો સંબંધ ન રાખવાની ધમકી આપી, એટલે તે પોતાના દુરાગ્રહમા વધારે મક્કમ થયા. પોતે પૈસાદાર છે, એટલે નાત બહાર મૂકવામાં આવે તો પોતાની સાથે કેટલા રહેશે તે વ્યવસ્થા કરવા લાગ્યો, અને દુર્ભાગ્યે તેને બેચાર માણુસ મળ્યા છે. તેમાંના એક આ ઉપર કહેલાં સંબંધી છે.

તેમને મળીને બધી હકીકત મેં જણાવી. તેઓ તો આ કામમાં પોતાની સંમતિ નથી એટલી વાતની મને ખાતરી

આપવાને આતુર હતા. 'પેલા ભાઈ મને પૂછ્યા વિના વિવાહ કરી આવ્યા, ત્યાર પછી લોકોએ તેની સતાવણી કરવા માંડી એટલે મેં તેનો પક્ષ લીધો છે. બાકી તે પરણે એમ હું નથી ઇચ્છતો.' એ તેમના કહેવાનો સાર હતો. મેં તેમને કહ્યું: 'જો તમારી સંમતિ ન હોય તો તો તેના લગ્નમા તમે શામેલ નહિ રહેશો એટલું વચન તો તમે આપો ના? અને એટલુ તે ભાઇને પણ તમે કહો એટલે તેટલાથી તેના ઉપર જે અસર થવાની હોય તે થાય.' જવાબમા તેણે જણાવ્યું, 'ના; એ વચન મારાથી ન અપાય. જે કામ થતું આપણે રોકી શકતા નથી તેમાં પાછળથી ભાગ લેવામાં શું પાપ છે?' 'તમારા અંતરાત્માને એ કામ પાપરૂપ લાગતુ હોય તો તો તમે ભાગ તો ન જ લઇ શકો, ભાગ લો તો પાપ તમને પસંદ છે એમ તમારે કબૂલ કરવું જોઇએ.' પણ એ વાત તેમને ગળે ન ઊતરી. આખરે મારી બધી વાત પેલા લગ્ન કરવાને તૈયાર થએલા ભાઇને સંભળાવવાનું તેણે વચન આપ્યું. મેં તેમને માટે એક પત્ર લખી કાઢયો, અને તે પત્ર પૂરો કરી હું આપવા જતો હતો ત્યાં તો તે ભાઇ પોતે જ જડી આવ્યા

મેં મારો પત્ર તેમના હાથમા મૂકયો. તેમની સાથે થએલી વાતો ટુંકામા અહીં આપી દઉં. મેં તેમને જણાવ્યું: 'મને બોધ આપવાનો કે ધમકી આપવાનો કશો હક નથી, હું તો તમારા પ્રત્યે સેવાભાવથી પ્રેરાઇને તમારી પાસે આવ્યો છું. ગામના માણસોએ તમને પ્રેમથી વીનવવાને બદલે સભા ભરી તમારા ઉપર સખત ટીકા કરી તે હું પસંદ કરતો નથી. હું તો જો બને તો તમને સમજાવીને એ કામમાંથી તમને રોકવા ઇચ્છું છું.'

પેલા ભાઇ: 'તમે મારી મુશ્કેલી, મારી વિટંબણા જાણતા નથી, આ ગામના છોકરાઓ બધા કેવા તે તમે નથી જાણતા.'

'તમારી મુશ્કેલીઓ અને તમને પડેલાં દુઃખો મેં સાંભળ્યાં છે, તે કારણે તમે તમારી સ્ત્રીનો ત્યાગ કર્યો છે તે પણ સાંભળ્યું. હવે તેને વધારે સજા કરવા ઇચ્છો છો ?'

હસીને 'હા'

'પણ એ તો પાડાને વાંકે પખાલીને ડામ દેવા તમે નીકળ્યા છો.'

'કેમ પખાલીને કેમ ?'

'તમારી સ્ત્રીનો વાંક, તેને માટે તમે તમારા બાળકોને, તમને પોતાને, અને પારકી નિર્દોષ બાળાને ડામ દેવા નીકળ્યા છો.'

'એ બાળાને ડામ દેવાય છે એ સમજું છું. પણ શું કરું ?'

'તમને પોતાને તમે ડામ દો છો એ સમજો છો ?'

'ના મને તો સુખ થશે.'

'હાલની સ્ત્રીએ આપ્યું તેટલું કે તેથી વધારે ?'

'ના, પણ મારા છોકરાંની સંભાળ કોણ લે ?'

'તમે રસોઇઓ રાખી શકો છો; બીજી સ્ત્રી પરણશો તે એ છોકરાની સંભાળ જ લેશે એવી શી ખાતરી છે ?'

'આ ગામના લોકો બહુ ખરાબ છે, એ લોકોએ મને બહુ પજવ્યો.'

'તે હું માનું છું, પણ હું તમને ક્યાં કહું છું કે તમે તમારી આગલી સ્ત્રીને બોલાવીને રાખો. તમે ન પરણો એટલું

જ તમારી પાસેથી માગું છું. નાતની ધમકીથી ડરીને નહિ, પણ તમારા અંતરાત્માને પૂછીને, તમારૂં અને બીજાનું હિત વિચારીને ન પરણો એમ માગું.'

'છોકરાને રસોઇઓ ન સંભાળી શકે.'

'હું સંભાળું તો? હું મારા આશ્રમમાં લઇ જઇને તેમને કેળવણી આપું, તમે ખર્ચ મોકલી આપજો.'

એ વાતને તેમણે હસી કાઢી.

'રસોઇઆ તો બહુ ત્રાસદાયક હોય છે, ચોરી કરે છે, બદમાશી કરે છે.'

'તમે તમારી સ્ત્રીને જેટલી બદમાશી કરવાને માટે કાઢી છે તેથી વધારે બદમાશી કોઇ રસોઇઓ કરે?'

જવાબ ન મળ્યો.

'અને તમને પારકી કન્યાનો ભવ બગાડવા માટે કશું દુઃખ થતું જ નથી?'

'થાય છે, પણ—' કરીને હસ્યા. વાતમાં ને વાતમા પોતાની નિર્દોષતાનો દાવો કરતા કહેવા લાગ્યાઃ 'છોકરીના બાપને મેં રૂપિયા આપ્યા નથી હો.'

'તે તો ગમે તેમ હોય. પણ તેનું હિત તમે કરવાના કે? તમારી લગ્નને લાયક ઉમ્મર છે કે?'

'ઉમ્મર તો ન કહેવાય.'

'ત્યારે તમે શું જોઇને તૈયાર થયા છો?'

'અમે સંસારી રહ્યા. તમે તો ગાંધીના માણસ એટલે બીજી વાત કરો.'

'તમારે સંસાર ભોગવવાનો હજી બાકી રહ્યો? ૫૦ વર્ષ ઓછાં છે? બીજા કેટલા માણસ તમે એવા બતાવી શકો છો કે જેનો સંસાર ૫૦ વર્ષે સ્ત્રી વિના નથી ચાલી શકતો?'

'તમે તો સમજતા નથી. માણસ ખાયપીએ એમ તો તમે માનો ને?'

'હા.'

'ત્યારે ખોરાકમાથી લોહી થાય છે, અને લોહીમાથી વીર્ય થાય છે તેને——

*           *           *

[ આ કૂદડીવાળો ભાગ છાપ્યો જાય તેમ નથી. વાચનાર સમજી જશે.    મો૦ ક૦ ગાંધી ]

'એ તો ઠીક. પણ તમે પ્રારબ્ધમા માનો છો?' 'હા.'

તમે એમ માનતા હશો કે તમારા પ્રારબ્ધમાં હવે સુખ લખેલું છે.'

'હા.'

'હાલની સ્ત્રીને પરણ્યા ત્યારે પણ તેમ જ માન્યુ હતું ના?'

'ના, ત્યારે વિચાર કર્યો ન હતો, પણ આ વેળા એમ લાગે છે કે મારા પ્રારબ્ધમાં સુખ છે. અને ન હોય તોપણ શું? પ્રારબ્ધમાં દુઃખ હશે તો દુઃખી થઇશ, તેમા નાતને શું?'

'તમારી સાથે વધારે વાત કરવાનો તો મને વખત નથી રહ્યો, પણ મેં જે કાગળ તમને લખીને આપ્યો છે તે ફરીવાર વાંચી જજો, અને શાંતિમા બેસીને તમારા અંતરાત્માને પૂછજો. જે તમે કરો છો તે ઠીક કરો છો?'

આટલું કહીને મેં રજા લીધી.

રજા લેતા મનમા થયું કે મારામા વધારે પ્રેમ અને વધારે સેવાવૃત્તિ હોત તો હું તેમને સમજાવી શકત. પણ ન હોય તે ક્યાથી લાવું? છતા તેમને જઇને આટલું સમજાવવાની ઇચ્છા તો ન જ રોકી શક્યો.

ગામના યુવકો છોકરીના પિતાની પાસે જવા ઇચ્છે છે, અને તે પોતાની છોકરીનુ જે ગંભીર અહિત કરી રહ્યા છે તે ન સમજે તો કાઇક 'સત્યાગ્રહ' કરવાનો વિચાર કરી રહ્યા છે. છોકરીના બાપને ઊંબરે જઇને તેઓ લાંઘણ નહિ કરે એવી આશા રાખુ છું.

દરમ્યાન આવે પ્રસંગે નાતના માણસો શુ શું કરી શકે તે વિષે આપને કાઇ પ્રકાશ પાડવા જેવું લાગે તો પાડશો એવું ઇચ્છું છું. મને તો આ કાગળ લખતા શરમ આવે છે. પણ શરમ ઉઘાડી પાડવામા ઘણી વાર સેવા રહેલી છે.

લિ૦ આપનો
**મહાદેવ દેશાઇ**

['ત્યાગમૂર્તિ' વિષેનો લેખ લખાયા પછી ઉપરનો કાગળ મારે હાથ આવ્યો છે. આવા દાખલા હિંદુસ્તાનમાં બન્યા જ કરે છે. વૃદ્ધ પુરુષ પોતાની વિષયવાસનાને વશ થઇને એક બાળાનો જન્મ બગાડવા બેઠો છે તેને એકાએક સમજાવવો મુશ્કેલ છે. બાળાનો બાપ, જેને પૈસા મળવાનો સંભવ છે, તેને કેમ પોતાની દીકરીના હિતની વાત સમજાવી શકાય? જ્યા વિષય અને સ્વાર્થ માણસની આંખે પાટા બાંધે છે ત્યાં તેને ખોલનાર કોણ મળે?

છતાં જો જ્ઞાતિના મહાજન ધારે તો આ ગરીબ ગાયને બચાવી શકે છે. મહાજન કંઇ કરવા તૈયાર ન હોય તો જેઓ આ પરોપકારનું કામ કરવા ઇચ્છતા હોય તેઓ મહાજનને વચમા પડવા વીનવે. તેમ પણ ન થઇ શકે તો જેઓ આ અઘોર કૃત્ય અટકાવવા ઇચ્છતા હોય તેઓ વિનયપૂર્વક બાળાના બાપને સમજાવે તેમજ વિવાહ કરનારને પણ સમજાવે. તેઓ અવશ્ય આ બન્ને વ્યક્તિઓનો ત્યાગ તો કરે જ. તેમનાં ભોજનાદિ કાર્યોમા ભાગ ન લે ને તેમ કરી પોતે આ પાપની ભાગીદારીમાથી મુક્ત થાય. જે સમાજમાં આવા ગુન્હા થતા હોય તેમા આખા સમાજનો દોષ માનવો જ ઘટે છે. કેમકે જે વસ્તુની વિરુદ્ધ તીવ્ર સામાજિક અભિપ્રાય હોય તે વસ્તુ કરવાની ધૃષ્ટતા એકાએક કોઇ કરતું નથી. અને જ્યાં સમાજની દરકાર ન કરતાં ઉદ્ધતાઇથી કોઇ વ્યક્તિ સમાજની મર્યાદા છોડે છે ત્યા સમાજની પાસે શાત અસહકાર રૂપી સુંદર હથિયાર રહેલું છે ને તેની મદદથી સમાજ દોષમુક્ત બની શકે છે.

મો૦ ક૦ ગાંધી ]

## બાળવિધવાઓનું પ્રમાણ

હિંદુસ્તાનમાં બાળવિધવાઓનું પ્રમાણ કેટલું છે તે નીચેના આંકડાઓ ઉપરથી જણાશે:

| વય | પરણેલી સ્ત્રીઓ | વિધવાઓ |
|---|---|---|
| ૦ – ૧ | ૧૩,૨૧૨ | ૧,૦૧૪ |
| ૧ – ૨ | ૧૭,૭૫૩ | ૮૫૬ |
| ૨ – ૩ | ૪૯,૭૮૭ | ૧,૮૦૭ |
| ૩ – ૪ | ૧૩૪,૧૦૫ | ૯,૨૭૩ |
| ૦ – ૫ | ૩૦૨,૪૨૫ | ૧૭,૭૦૩ |
| ૫ –૧૦ | ૨,૨૧૯,૭૭૮ | ૬૪,૨૪૦ |
| ૧૦ –૧૫ | ૧૦,૦૮૭,૦૨૪ | ૨૨૩,૦૩૨ |

આ પ્રમાણે હિંદુસ્તાનમા ૧૫ વર્ષની વયની નીચેની ૩,૫૦,૦૦૦ વિધવાઓ છે. આમાથી ૧૭,૦૦૦ ઉપરાંત વિધવાઓ પાચ વર્ષની વયની અંદરની છે.

હિંદુ અને મુસલમાનમાં વિધવાઓની સંખ્યા નીચે પ્રમાણે છે:

| વય | હિંદુ | મુસલમાન |
|---|---|---|
| ૦ – ૧ | ૮૬૬ | ૧૦૯ |
| ૧ – ૨ | ૭૫૫ | ૬૪ |
| ૨ – ૩ | ૧,૫૬૪ | ૧૬૬ |
| ૩ – ૪ | ૩,૯૮૭ | ૫,૮૦૯ |
| ૪ – ૫ | ૭,૬૦૩ | ૧,૨૮૧ |
| ૦ – ૫ | ૧૪,૭૭૫ | ૨,૧૩૩ |
| ૫ –૧૦ | ૭૭,૫૮૫ | ૧૪,૨૭૬ |
| ૧૦ –૧૫ | ૧૮૧,૫૦૭ | ૩૬,૨૬૪ |

પ્રાંતદીઠ ૧૦ વર્ષની નીચેની વિધવાઓની સંખ્યા નીચે પ્રમાણે છે:

| | |
|---|---|
| બંગાળ | ૧૭,૫૮૩ |
| બિહાર | ૩૬,૨૫૭ |
| મુંબઇ | ૬,૭૨૯ |
| મદ્રાસ | ૫,૦૪૬ |
| જોડયા પ્રાંતો | ૧૭,૨૦૯ |
| વડોદરા | ૭૮૩ |
| હૈદરાબાદ | ૬,૭૮૨ |

આ આંકડાઓ ભયંકર છે, હૃદયને પીગળાવે એવા છે. વિધવાઓના પ્રશ્નનો કોયડો છોડવાને કોઇ પ્રયત્ન કરશે ?

લિ૦ કંચનલાલ મગનલાલ ખાંડવાળા

## વિધવાનો શાપ

૨૧. કંચનલાલ ખાંડવાળાનો કાગળ કેવળ વિધવાઓને વિષેના આંકડાઓથી જ ભરેલો છે. તે આંકડા જેના વાંચવામાં આવે તેનું હૃદય રડવું જ જોઇએ. વિધવાવિવાહ એ જ એ દરદનો સીધો ઇલાજ છે એમ અધીરા સુધારક બોલી ઉઠશે. મારાથી એમ નથી કહી શકાતું. હું પણ કુટુંબી છું. મારા કુટુંબમાં ઘણી વિધવાઓ છે. પણ તેઓને ફરી પરણવાનું કહેવાને મારી જીભ ન જ ચાલે. તેઓ ફરી પરણવાનો વિચાર પણ નહિ કરે. તેનો ઉપાય તો એ છે કે પુરુષોએ પુનર્વિવાહ નહિ કરવાની પ્રતિજ્ઞા લેવી જોઇએ.

પણ તે સિવાયના બીજા ઇલાજો છે એ પણ આપણે લેતા નથી — લેવા માગતા નથી. આ રહ્યા એ ઇલાજોઃ

૧. બાળલગ્ન બંધ થવા જોઈએ.

૨. વરકન્યાને સાથે રહેવાનો સમય ન આવે ત્યા સુધી હરગીજ વિવાહ ન કરવા.

૩. જે સ્ત્રી પોતાના ધણી સાથે મુદ્દલ નથી રહી તેને પરણવાની છૂટ આપવી જોઇએ એટલું જ નહિ પણ તેને પરણવાનું ઉત્તેજન આપવું જોઇએ. આવી સ્ત્રીઓ વિધવા ન જ ગણાવી જોઇએ.

૪. જેઓ પંદર વર્ષની અંદર વૈધવ્ય પામી છે અને જેમની વય હજુ જુવાન છે તેવી વિધવાઓને પુનર્લગ્નની છૂટ મળવી જોઇએ.

૫. વૈધવ્ય એ અપશુકનની નિશાની ગણાય છે તેને બદલે તેને પવિત્ર ગણી તેને માન મળવું જોઇએ.

૬. વિધવાઓને સારૂ શિક્ષણ અને ધંધાનો સુંદર પ્રબંધ થવો જોઇએ.

આટલા સુધારા થાય તો વિધવાના શાપમાંથી હિંદુસંસાર બચી જાય એમાં શક નથી. ઉપરના સુધારા દરેક કુટુંબ, દરેક નાત પોતાને સારૂ કરી શકે છે. એકબીજા એકબીજાની રાહ જોઇને બેસે છે તેમાં જ ઘણા સુધારા અટકી પડે છે. જેને જે વખતે જે પુણ્યકર્મ લાગે તેણે તે જ વખતે તે આચરવું એવો ઇશ્વરી કાયદો છે. પાપકર્મ કરતાં વિચારવું, જોષ જોવડાવવો, હજારોની સલાહ લેવી ને છેવટે પણ ન જ કરવું. પુણ્યકર્મ કરતાં રાહ જોવી એ ઇશ્વરના ગુન્હેગાર બનવા જેવું છે, છતાં આપણું વર્તન ઉલટું જ હોય છે. પાપકર્મ કરતાં ડરતા નથી. પુણ્યકર્મ કરવા સારૂ પરિષદોની રાહ જોઇએ છીએ!

# વિધવાનો બળાપો

સુરતથી અગિયાર વિધવા બહેનોએ પોતાનો બળાપો કાઢનારા બે કાગળ લખ્યા છે. 'અમે વૈષ્ણવ, વણિક વિધવા, બાળરાંડ' એવી રીતે આ બહેનોએ પોતાનો કાગળ શરૂ કર્યો છે. પોતાના નામ આપ્યા છે, પણ માબાપનું નામ અને ઠેકાણું છુપાવ્યાં છે. હું દિલગીર છું કે આ બહેનોએ પોતાની પૂરી ઓળખ નથી આપી. વર્તમાનપત્રોનો કાયદો તો એવો છે કે નનામા કાગળ ઉપર તંત્રી ધ્યાન ન જ આપે, અને એ કાયદો જરૂરનો છે. તંત્રીની ફરજ એ છે કે લખનાર પોતાનું નામ જાહેરમાં મૂકવા ન ઇચ્છે તો તે ઇચ્છાને પૂરેપૂરું માન આપવું. પણ તેની જાણને સારૂ લખનારે પૂરી ઓળખ આપવી જ જોઇએ. એમ ન થાય તો બળવાન ઇચ્છા છતાંયે પોતાના છાપાદ્વારા જેટલી સહાય કરી શકાય તેટલી તંત્રી

કરી શકતો નથી. આ બહેનોના જ દાખલામા હું જોઇ શકું છું કે તેમનું ઠામઠેકાણું હું જાણતો હોઉં તો વધારે ખબર કાઢી શકું, અને તેઓના દુઃખમા ભાગ લેનાર પણ શોધી શકું. મજકુર કાગળોમાં આવી અને બીજી ત્રુટીઓ છતાંયે તેમા કેટલીક સામાન્ય વસ્તુઓ એવી છે કે બધાએ તે જાણવી જોઇએ. આ અગિયાર બહેનોમાંની ત્રણ થોડી કેળવણી પામેલી છે. આઠ 'અક્ષરશૂન્ય' છે. તેમાની એક આઠ દહાડે માડ 'નવજીવન' વાચવા પામે છે. ન્યાતીલા 'હડહડ' કરે, 'ભક્ષણી' કહે, ગમે તેવાના આશ્રયે રહેવું પડે, કેળવણીનું મીડું, ઘીખાડ પણ થોડાં જ ખાવા મળે. સુરતમાં વણિકની ન્યાત બેતાળીસ છે તેમાં બાળવિધવા કંઇ નહિ તો સાતસેં હશે. ધર્મ શું ચીજ છે તે કોઈ જાણતું નથી. 'અમે વિધવાધર્મ સમજીએ છીએ પણ એ ધર્મ સાચવી શકીએ એવા સાધન અમને મળતા નથી. અમને કોઇ આશ્રમમાં રાખી સારૂં શિક્ષણ આપવામા આવે, અમને સેવાધર્મ શીખવવામા આવે તો અમે વિધવાધર્મ સાચવવા તૈયાર છીએ. જો તેમ ન થાય તો અમારી સામે એટલી બધી લાલચો હોય છે કે અમને પતિસંગની જરૂર છે. ... ... ... ... જ્યારે જ્ઞાનમાર્ગ મંદ પડ્યો ત્યારે વલ્લભે ભક્તિમાર્ગનો પ્રચાર કર્યો. કાળે કરીને રૂઢિઓમા ફેરફારો થયા તે જ પ્રમાણે વિધવાને વિષે થવાની જરૂર છે.'

આ સિવાય બીજું આ કાગળોમાં ઘણું લખ્યું છે. વિધવાઓ કેમ ભ્રષ્ટ થાય છે એ પણ લખ્યું છે. બન્ને કાગળોનો હું આપી શકું એવો સારાંશ મુખ્ય ભાગે મારા શબ્દોમાં મેં આપવા પ્રયત્ન કર્યો છે. વિધવાનો પ્રશ્ન હિંદુ-

સંસાર પાસે નાનોસૂનો નથી. ભાગ્યે એવું હિંદુ કુટુંબ હશે કે જેની ઉપર વિધવાની જવાબદારી નહિ હોય. સુધારકોએ એ પ્રશ્નનો એકદેશીય માર્ગ સૂચવી દીધો છે. પુનર્લગ્ન એ જ વિધવાના દુઃખનો ઉપાય છે એમ કહી દીધું છે. મને તો એ વિચાર ભયંકર લાગે છે. વૈધવ્યમા હું તો ઘણું રહસ્ય જોઉં છું. વૈધવ્યનો ઉપયોગ પણ એટલો જ જોઉં છું. પુરુષો પણ ઘરભંગ થઇ પુનર્લગ્નનો વિચાર ન કરે એ વધારે સરસ ન હોત? પણ એવી હીલચાલ જરાયે થતી હોય એવું જોવામા નથી આવતું. પરંતુ એવા વિચારથી અથવા વિચારના અમલથીયે બાળવિધવાનો બળાપો કેમ બંધ કરી શકાય? હજારો પુરુષો ઘરભંગ થયા પછી સ્વેચ્છાએ પુનર્લગ્ન ન કરે તેથી જેને બળાત્કારે વૈધવ્ય ભોગવવું પડે તેવી બાળાને સારૂ શો રસ્તો? હઠપૂર્વક વિધવાને પુનર્લગ્ન કરતી અટકાવવી એમાં ધર્મ હશે? વૈધવ્ય શોભાવી શકાય એવી સ્થિતિમા વિધવાઓને મૂકયા વિના વિધવાઓની પાસેથી પવિત્રતાની આશા રાખી શકાય?

આ બધા ગૂંચવાડા ઝટ ઉકેલી શકાય એવા નથી. દરેક પક્ષમાં ઓછુંવત્તું સત્ય રહેલુ છે. વાદવિવાદમા ઉતર્યા વિના હું નીચેના નિર્ણયો હિંદુસંસાર સમક્ષ મૂકવા ઇચ્છું છું:

૧. વૈધવ્યનો ભંગ કરવાનો પ્રયત્ન ધર્મને હાનિકર્તા છે.

૨. વિવાહ ધાર્મિક ક્રિયા છે. પ્રેમ એક જ વખત પરણી શકે છે.

૩. વિધવા પૂજ્ય છે. તેનો તિરસ્કાર એ પાપ છે. પવિત્ર વિધવાનાં દર્શન શુભ શુકન છે તેને અપશુકન ગણવા એ પાપ છે.

૪. વિવાહ જો ધાર્મિક ક્રિયા હોય અથવા ગણાય અને એ કેવળ પવિત્ર પ્રેમની નિશાની રૂપે હોય, તો કજોડા અને બાળલગ્ન પાપરૂપ જ ગણાવા જોઇએ. જો પચાસ વર્ષે નવ વર્ષની કુમારિકાને પરણવામાં બાધ ન ગણાય અને એવા વિવાહ કરનારને ન્યાત બહાર ન મૂકી શકાય તો એવી કુમારિકા વિધવા થાય અને પુનર્લગ્ન કરે તો તેને ન્યાત બહાર મૂકવી અને એવી બીજી રીતે દંડવું એ પણ પાપ જ ગણાય.

ધર્મના પાલનમા બળાત્કારને અવકાશ જ નથી. એટલે સુરતમાં બાળવિધવાઓને વિષે વૈષ્ણવોને અને બીજાં હિંદુ કુટુંબોને હું તો એ સલાહ આપુ કે વિધવાઓના મન અને શરીર સારી રીતે રોકાએલા રહે, તેઓ લાલચોમાં ન ફસાય એવી યોજના ઘડો અને તેને અમલમા મૂકો. તેમ કરતાં છતાં પણ જે કેવળ બાળવિધવા છે તેને વિવાહ કરવાને ન લલચાવવી એ જેટલું જરૂરનું છે તેટલું જ તેના માર્ગમાં કાંઇ પણ વિઘ્ન જો તેને વિવાહ કરવો હોય તો ન મૂકવું એ જરૂરનુ છે. વૈધવ્ય પાળવું એ પુણ્યકર્મ છે, પણ વિધવા-વિવાહ સર્વથા પાપકર્મ તો નથી જ. જ્ઞાતિઓ જો વર્ણાશ્રમ-ધર્મને શોભાવવા માગતી હોય, તેનો લોપ થવા દેવા ન ઇચ્છતી હોય તો તેમા આવી ગએલી અનેક પ્રકારની કુવ્યવસ્થાઓને દૂર કરવી પડશે, અને તેમા ઉત્પન્ન થતા દરેક પ્રશ્નનો ધાર્મિક દૃષ્ટિથી ફેંસલો કરવો જોઇશે. એટલે હું વિધવાને કહું કે તમે તમારા વૈધવ્યને પવિત્ર ગણી શોભાવજો. તેવા દાખલા હિંદુ-સંસારમાં અનેક પડયા છે. જ્ઞાતિઓને કહું કે જો બાળ-વિધવાઓ પુનર્લગ્ન કરવા ઇચ્છે તો તેમને તરછોડશો નહિ, તેમને જ્ઞાતિ બહાર ન મૂકશો.

# વિધવા વિષે વધારે વિચાર

વૈધવ્ય એ હિંદુધર્મની શોભા છે. અખંડિત પતિવ્રતને અર્થ તો એ જ હોઇ શકે કે એક વખતે જેને જ્ઞાનપૂર્વક પતિ ગણ્યો અને જાણ્યો તેનો દેહપાત થતા પણ તેનું જ સ્મરણ રાખીને સંતોષ વાળવો એટલું જ નહિ પણ તે સ્મરણમાં આનંદ માનવો. અને એ જ રીતે હિંદુસ્તાનની હજારો વિધવા આચરણ કરીને પ્રાતઃસ્મરણીય બની છે. થોડા જ સમય પહેલાં ગં૰ સ્વ૰ રમાબાઇ રાનડેને મળવા જવાનો મને પ્રસંગ આવ્યો હતો અને એમના ખાસ ઓરડાની અંદર જ મેં એમના દર્શન કર્યાં. એ ઓરડામાં મુખ્ય સ્થાને મેં એક કોચ જોયો અને તેની ઉપર ન્યાયમૂર્તિ મરહુમ રાનડેની છબી જોઇ. હુ સમજ્યો તો ખરો, પણ મારી સમજ બરાબર હતી કે નહિ એ જાણવા સારૂ એમને મેં પૂછ્યું, ‘ આ છબી કોચ ઉપર કેમ રાખી છે ? ’ એમણે કહ્યું, ‘ એ કોચ એમનો જ હતો. એની ઉપર જ હમેશા એ બિરાજતા તેથી એ કોચને મેં એમની છબીને સારૂ જ રાખેલો છે. અને

એની છાયા તળે હું હમેશાં વસું છું અને સૂઉં છું.' આ પવિત્ર શબ્દો સાંભળી હું આનંદમાં ગરકાવ થયો અને વૈધવ્યની શોભા વધારે સમજ્યો. આવી પતિવ્રતા રમાબાઇ હિંદુસ્તાનમા ઠેકઠેકાણે છે એ તો હું જાણું છું.

પણ પત્નીવ્રતા પુરુષો ક્યા હશે? અને જો ન હોય તો પતિવ્રતા સ્ત્રીઓની પૂજા કરીને પુરુષોએ સંતોષ વાળી લેવાનો છે કે પોતે પણ પત્નીવ્રત દૃઢતાપૂર્વક પાળીને પતિવ્રતા સ્ત્રીઓની પૂજા કરવાની છે? અનુકરણના જેવી બીજી કઇ પૂજા હોય? અથવા જ્યા અનુકરણનો જરાયે વિચાર નથી ત્યાં શાબ્દિક પૂજાની કેટલી કિંમત આંકી શકાય? પાંચ વર્ષ થયાં હું હિંદુસ્તાનમા વસી હિંદુસ્તાનના જીવનનો પ્રત્યેક ક્ષેત્રમા સારી પેઠે અનુભવ કરી રહ્યો છું. સામાન્ય રીતે ચારિત્રવાન ગણાતા — પોતાની સ્ત્રી ઉપર સારી પ્રીતિ રાખતા દેખાતા જુવાનોને ઘરભંગ થતાં તુરત જ સગાઇ કરતા અને પરણવા બેસતા મેં જોયા છે અને હું અત્યંત ખેદ પામ્યો છું. જો આપણે અમુક રિવાજના ગુલામ ન બની ગયા હોઇએ તો ઘરભંગ થએલ પુરુષ સ્મશાનમાથી હજુ ઘેર પહોચ્યો નથી તેના પહેલા જ પરણવાનો વિચાર કરી શકે એ આપણને કમકમાટી ઉપજાવનારો વિચાર લાગવો જોઇએ. તેને બદલે મા પોતાના ઘરભંગ દીકરાને તુરત પરણતો જોવા ઇચ્છે છે. સાસુ પણ પોતાના ઘરભંગ થએલા જમાઇને પરણવામાં ઉત્તેજન આપે છે અને જમાઇ એ ઉત્તેજન લેતાં જરાયે શરમાતો નથી. એવા પુરુષના રડવાનો શો અર્થ હશે? એવો પુરુષ પોતાની આગલી સ્ત્રીનું સ્મરણ રાખવા અનેક ઉપાયો યોજે એની શી કિંમત? અથવા તો પોતે નવી સ્ત્રી

લાવેલો છે એની ઉપર જે હાવભાવ રેડી રહેલો છે તેની તે નવી સ્ત્રીએ કેટલી કિંમત ગણવી? આવું જીવન વિચારમય કેમ ગણી શકાય? હું તો એમા અધર્મ જ જોઉ છું અને જ્યા લગી પુરુષવર્ગ આ પ્રમાણે ઉદ્ધતાઇ વાપરવા તૈયાર છે ત્યાં લગી વૈધવ્યનાં વખાણ કરવા એ પણ મને તો કેવળ દંભ લાગે છે અને પુરુષના સ્વાર્થની પરિસીમા જણાય છે.

જે સ્ત્રીની સાથે પુરુષે કેટલાક વર્ષો સુધી મૈત્રી રાખેલી છે, જેના દુઃખે તે દુઃખી થયો છે, જેના સુખમા ભાગ લીધો છે, જેની સાથે ભોગવિલાસ કર્યા છે, જેની સાથે ચોવીસ કલાક રહ્યો છે, તે સ્ત્રીનો દેહપાત થતા શું પુરુષે સામાન્ય મિત્રના વિયોગથી જેટલો શોક પાળે તેટલો પણ નહિ પાળવો? ઈંગ્લંડમા જ્યા વિધવાને પુનર્વિવાહ કરવાની છૂટ છે ત્યા લોકલજ્જાને વશ થઇને પણ ખાનદાન સ્ત્રીની બીજા પુરુષનો સંગ કરવાની એક વર્ષ લગી હિંમત ચાલતી નથી. પણ હિંદુસ્તાનના પુરુષની ખાનદાની ઘણે ભાગે સ્મશાનની હદથી આગળ નથી જઈ શકતી અને કોઇ કોઇ વખતે તો ચિતામા પોતાની પવિત્ર સ્ત્રીના દેહની ભસ્મ થાય છે અને સ્મશાનની હદમા જ નાતીલાઓ તેની સાથે નવા વિવાહની વાત કરતા અચકાતા નથી અને ઘરભંગ થએલો પુરુષ તે સાંભળતાં શરમાતો નથી. આ દયાજનક સ્થિતિમાથી હિંદુસ્તાને ઉગરી જવું આવશ્યક છે વિધવાવિવાહની હીલચાલમા પણ હું તો પુરુષનું જાણ્યેઅજાણ્યે સ્વાર્થીપણું જોઉં છુ. વિધવાને પરણુતી કરી મૂકીને પુરુષ પોતાની શરમ ભૂલી જવા ઇચ્છે છે. જો વિધવાના વૈધવ્યનું દુઃખ પુરુષ માનતો હોય તો પોતે અખંડ પત્નીવ્રત પાળીને એ દુઃખ વિસરાવી શકે આવા વિષયોમાં

લોકમત એટલો બધો ક્ષીણ થઈ ગયો છે કે સુશિક્ષિત, ખાનદાન કુટુંબના ગણાતા પુરુષો પણ કજોડાં કરતાં, ઘરભંગ થતાં તુરત પરણવામાં જરાયે લજ્જિત નથી થતા એવું મેં હિંદુસ્તાનમા ચોમેર જોયું છે.

પણ પુરુષો પોતાની ફરજ બજાવે યા ન બજાવે, સ્ત્રીઓ પોતાના હક કેમ સિદ્ધ ન કરે? સ્ત્રીઓને મતાધિકાર જરૂર મળવો જોઇએ. પણ જે સ્ત્રીઓ પોતાના સામાન્ય હક સમજતી નથી અથવા સમજતી છતી તે હકો મેળવવા શક્તિ નથી ધરાવતી એ મતાધિકારને લઇને શું કરશે? સ્ત્રીઓ મતાધિકાર ભલે મેળવે, ભલે હિંદુસ્તાનની ધારાસભાઓમાં જાય, પણ સ્ત્રીઓની પ્રથમ ફરજ પુરુષો તરફથી જાણ્યે કે અજાણ્યે થતા અત્યાચારોમાથી બચી હિંદુસ્તાનને શોભાવવાની ને વીર્યવાન બનાવવાની છે. જ્યારે અજ્ઞાની મા પોતાની તેટલી જ અજ્ઞાની છોકરીને તુરત ઘરભંગ થએલા પુરુષના વિષયાગ્નિમાં હોમી દેવાને તૈયાર છે ત્યારે જ એવા પુરુષો હજી વિયોગદુ:ખનાં આસુ સૂકાયાં નથી ત્યા જ ફરી પરણવાનો વિચાર કરી શકે છે મારી તો માન્યતા છે કે આવા પ્રકારના સુધારા કરવા એ સ્ત્રીઓનો હક છે એટલું જ નહિ પણ એ સ્ત્રીઓની ફરજ છે — પોતા પ્રત્યે, પુરુષ પ્રત્યે અને હિંદુસ્તાન પ્રત્યે.

# ‘આ તો બળાત્કારે સંયમ’

એક બાળવિધવા જેણે પોતાનું નામઠામ મને મોકલ્યું છે તે નીચે પ્રમાણે પોતાનો બળાપો રજૂ કરે છે:

“આ એક હિંદુ સમાજના હડહડતા અન્યાયથી કચડાતી અનાથ વિધવાનો પોકાર ધ્યાન પર લેશો.

“હું કડી પ્રાંતના એક નાના ગામડાની રહીશ છું. મારી કોમ ગુજરાતમાં પહેલે નંબરે મશહૂર એવી પાટીદારની છે. હું ગુજરાતી સાધારણ વાંચતાંલખતાં જાણું છું. હાલ મારી ઉમ્મર ૨૫ વર્ષની છે. મારા પિતા એક સારા ખેડૂત હતા. પણ દૈવયોગે તેમને જુવાનીમાં જ અમારા કુટુંબમાં ત્રણ જણને — મા, નાનો ભાઈ અને મને — મૂકી ઈશ્વરે બોલાવી લીધા! અમારે માથે કેટલુંક કરજ હતું તે જમીન વગેરે આપીને વાળ્યું અને સુખેદુ:ખે દિવસ ગાળવા લાગ્યાં. એમ પાંચસાત વર્ષ નીકળી ગયાં. અમારી કોમમાં અને ખાસ કરીને આ કડી પ્રાંતમાં સાટાંતેખડાં, કન્યાવિક્રય અને બાળલગ્નનો કુરિવાજ વિશેષ છે. હું પણ બાળવયે જ આ રિવાજની ભોગ થઈ પડી! મારા પિતાએ બે વાર લગ્ન કર્યાં હતાં તેમાં એક વારનું સાટું બાકી હતું. હું હરતી-

ફરતી, રમતી થઈ કે સાટાંવાળાની આંખમાં તુરત આવી, ને તે આગણે આવીને બેઠા. 'છોડી નાની છે' એમ કરી કરી માએ અગિયાર વર્ષની કરી, અને અગિયારમા વર્ષે મારાં લગ્ન કરી નાંખ્યાં મારા પતિએ બીજી વારના મારી સાથે લગ્ન કરેલાં. એટલે તેમની ઉમ્મર ૩૫થી ૪૦ વરસની હતી. આપ વિચારશો કે આ કેવું સરખું જોડું મળ્યું! સાસરે કોઇ નાનું મોટું નહિ હોવાથી લગ્ન પછી તરત જ ઘર માંડવું પડ્યું અને કામનો ભોગ થવું પડ્યું. મારા પતિ મૂળ ગામડાના અને ઉમ્મરે પહોંચેલ, મારી વય બિલકુલ નાની; આવા કજોડે જેને સંસાર માંડવો પડયો હશે તેને જ મારી વીતણીની ખબર પડે આમ મારાં ત્રણ વર્ષ ગયાં, એટલે મારી ઉમ્મરનું ૧૪મુ વર્ષ. એક દિવસ મારા પતિને સહેજ તાવ આવ્યો ને બેત્રણ દિવસ રહ્યો. બસ, તેમનું પણ તેડું આવ્યું. તે પણ સિધાવ્યા! ૧૪ વર્ષની વયે હું વિધવા થઇ! ગુજરી ગયે દસ પંદર દિવસ થયા ત્યાં તો દિયર-જેઠે મારી મિલકત જપ્ત કરી, વહેંચવા માંડી. રહેવાનું ઘર સરખું પણ ના રહેવા દીધું. ૬ મહિને મને ખાવાના પણ સાંસા પડવા માંડયા. વળી અધુરામાં પૂરૂં થોડું દેવું હતું તે પણ મારે જ ભરવાનું. પાંચેક વીઘાં જમીન મને આપી હતી તેમાંથી ત્રણ વીઘાં વેચી દેવું પતાવ્યું પણ જેઠ મને સુખે રહેવા દે તેવા નહોતા. મારી પાસે થોડીક જણસો હતી તે પડાવી લેવી હતી. એટલે મારપીટ શરૂ કરી એક બે વખત તો માર નહિ સહન થવાથી આપઘાત કરવા તૈયાર થએલી, પણ કેટલાક સમજુ લોકોએ આવી સમજાવેલી આમ સુખેદુઃખે દિવસ કાઢવા લાગી. મહેનતમજૂરી કરી પેટ ભરૂં છું ......

"અમારો પાંચ ગામનો ઘોળ છે તેટલામાં જ કન્યા આપલે થાય છે. બાળલગ્ને તો અહીં કાળો કેર વર્તાવ્યો છે; તેમાંયે ખાસ કરીને કજોડાંએ. પુરુષ કરતાં સ્ત્રીની ઉમ્મર લગભગ ત્રણથી ચાર ગણી નાની હોય છે. એટલે સેંકડે ૮૦ જણીઓની મારા જેવી સ્થિતિ થાય છે. અમારા પાંચ ગામમાં અમારી વસ્તી પંદરેક હજારની છે. તેમાં પાંચ હજાર વિધવા! તેમાંની ત્રણ હજાર પછી ૧૫ વર્ષની અંદરની.

અને વિધવા થઇ એટલે તો ગમે તેટલી લાડકી હોય છતાં તેના કેવા હાલ થાય છે તે તો આપને જણાવવા પડે તેમ નથી કારણ કે આપ પણ એક વખત ગૃહસ્થ હતા અને દુનિયાનો અનુભવ લીધેલ છે. ત્રણ હજારમાંથી કેટલીયે એવી નીકળે કે તેને પૂછતાં કહેશે કે હું પરણી છુ કે કેમ તે પણ મને ખબર નથી આમાંથી ઘણી ઉમ્મરે આવતાં સંયમ નહિ જાળવાવાથી અનીતિએ વળી કોઈ પરાયા પુરુષ સાથે ચાલી જાય છે. આવા દાખલા દર વર્ષે આ દરેક ગામમાં પાંચથી ઓછા નથી બનતા. તે વખતે તેનાં માબાપને નીચું ઘાલવું પડે છે આ બધાનો કેમ આરો આવશે? આના કરતાં પુનર્લગ્નનો રિવાજ હોય તો શું ખોટું? જે પવિત્ર હશે, જે સંયમી હશે તે તો આવો રિવાજ પડશે છતાં પોતાની આબરૂ સાચવી બેસી રહેશે; પણ આ તો બળાત્કારે સંયમ. આજ સુધીમાં આબરૂવાળાં ઘરોમાંથી જ ઉપરના દાખલા બન્યા છે; છતા કોઇની આંખ ઉઘડતી નથી. આજકાલ સાંભળવા પ્રમાણે દરેક જગાએ આ વિષે ઉહાપોહ થાય છે પણ અહીં કશું નહિ.

"મારો લખવાનો હેતુ એ છે કે આપ આ વિષે કંઈક કરો અથવા માર્ગ બતાવો. હાલ તો સમાજના આગેવાન પુરુષ આપ જ છો. આપનો થોડો પ્રયત્ન પણ જરૂર ફળશે. આપના છાપામાં પણ આ કરુણ કથની ઉતારો એવી મારી અને મારા જેવી હજારોની ઇચ્છા છે. અમારાં દુઃખ આપ નહિ જુઓ તો કોણ જોશે? કાઠિયાવાડ, સુરત જીલ્લો વગેરેમાં પુનર્લગ્નનો રિવાજ છે તેથી શું ત્યાંના પાટીદારો હલકા ગણાય છે? ત્યા અધર્મ પણ થોડો જ હશે.

"અમને કકળતી મૂકી નથી સમાજ ઊંચે ચઢવાનો કે નથી પ્રજાની ઉન્નતિ થવાની. આ પ્રશ્ન નાનોસુનો નથી મારા જેવી લાખો બલ્કે કરોડોનો છે. તેના ઉકેલ સિવાય, જેમ આપ અંત્યજના ઉકેલ સિવાય પ્રજા એક પગલું પણ આગળ ન ભરી શકે એમ કહો છો તેવો જ આ છે."

આવા કાગળો આવ્યા કરે છે એટલું જ નહિ પણ જ્યાં ત્યાં બાળવિધવાઓને હું જોયા કરૂં છું. અસંખ્ય બહેનોના

સંબંધમાં આવવાથી તેઓનું દુઃખ હું સમજી શકું છું. તેમના દુઃખમાં પુરુષ જેટલી સંપૂર્ણતાએ ભાગ લઈ શકતો હોય તેટલી સંપૂર્ણતાએ ભાગ લેવા ખાતર હું સ્ત્રીસમ બની રહ્યો છું — વિશેષ બનવા પ્રયત્ન કરું છું. ઘણી બહેનોને માની ખોટ પૂરી પાડવા પ્રયત્ન કરૂં છું. તેથી આ બહેનનું દુઃખ હું પૂરેપૂરૂં સમજી લઉં છું.

બાળવિધવા જેવી વિરોધી વસ્તુ જ ન હોવી જોઇએ એવો મારો અભિપ્રાય દૃઢ થતો જાય છે. વૈધવ્ય એ ધર્મ નથી; સંયમ એ ધર્મ છે. બળાત્કાર અને સંયમ એ વિરોધી વસ્તુ છે. એક મનુષ્યને ઉતારે છે ત્યારે બીજી વસ્તુ તેને ચઢાવે છે. બળાત્કારે પળાએલું વૈધવ્ય એ પાપ છે; સ્વેચ્છાએ પળાએલું વૈધવ્ય ધર્મ છે; આત્માની શોભા છે; સમાજની પવિત્રતાની ઢાલ છે. પંદર વર્ષની બાળા સમજપૂર્વક વૈધવ્ય પાળે છે એમ કહેવામા ઉદ્ધતાઇ અને અજ્ઞાન જ છે. પંદર વર્ષની બાળાને વૈધવ્યની વેદનાની ખબર પણ શી પડે? તેને પરણવાની બધી સગવડ માબાપે કરી દેવાનો તેમનો ધર્મ છે. દુષ્ટ રિવાજને વશ થવામા પામરતા છે, તેનો વિરોધ કરવામા પુરુષાર્થ છે.

પાટીદારના લગ્નવિધિને વિષે ને તેઓમાં પડેલા રિવાજને વિષે મેં ખૂબ સાભળ્યું છે. આ બહેનના કાગળમાં અતિશયોક્તિ જેવું કશું હું નથી જોતો.

જુવાન વિધવાઓને હું શી સલાહ આપુ? તેનો વિચાર કરતાં મારી અશક્તિનું મને માપ આવી રહે છે. તેને પરણવાનું કહેવું સહેલું છે. પણ તે કોને પરણે? પતિ કોણ શોધે? જ્ઞાતિ બહાર પરણે? શોધ્યા પતિ ક્યાયે મળે ખરા? શું જાહેરખબર

આપીને પરણે? પરણવું એ કંઇ સોદો છે? જ્યાં લોકમત વિરુદ્ધ છે અથવા ઉદાસીન છે ત્યાં બાળવિધવાએ પતિ શોધવો એ લગભગ અશક્ય છે. યોગ્ય પતિ ન મળતાં ગમે ત્યાં બંધાઇ જવું એવી સલાહ મારાથી તો કેમ જ અપાય?

એટલે મારે તો કેવળ આ બાળવિધવાના વડીલોને જ વીનવવા રહ્યા. એમના હાથમાં 'નવજીવન' આવે જ ક્યાંથી? એઓ ઘણેભાગે છાપાં વાચનાર હોતા નથી. આવું ધર્મસંકટ છે.

વિધવાઓને હું આટલી સલાહ તો આપી શકું છું. તેઓએ શાંતિથી દુઃખ સહન કરવું. તેઓએ પુરુષ કે સ્ત્રી વડીલોની પાસે પોતાનું હૃદય ઠલવવું ને પોતાની બધી ઇચ્છાઓ રજુ કરવી. વડીલ ન સમજે કે ન માને તો નિશ્ચિંત રહેવું. અને લાયક પતિ મળી આવે તો તેઓએ વિવાહ કરી લેવો. એવો પતિ શોધવાને સારૂ જેમ દમયંતીએ, સાવિત્રીએ, પાર્વતીએ તપ કર્યાં તેમ તેઓ પણ આ યુગને અનુકૂળ ને આ યુગમા શક્ય એવું તપ આદરે. એ તપ અભ્યાસ છે. વિધવાને સારૂ અભ્યાસ—શારીરિક, માનસિક ને આધ્યાત્મિક —જેવી બીજી મનને સ્થિર કરનારી વસ્તુ નથી. શારીરિક તપ તેઓ પ્રત્યેક ક્ષણ રેંટિયાને આપીને કરે, માનસિક તપ અક્ષરજ્ઞાન મેળવીને કરે અને આધ્યાત્મિક તપ આત્મશુદ્ધિ કરીને, આત્માને ઓળખીને કરે. આ ત્રણ કાર્યમાં વડીલો રોકે નહિ ને રોકે તોયે એ નિરર્થક છે. એ ત્રણ વસ્તુનો અધિકાર બધાનો છે તે ન મળે તો અવશ્ય વિધવા સત્યાગ્રહ આદરે.

આ ઉપાય પણ કઠિન છે એ હું જાણું છું. પણ સદુપાયમાત્ર કઠિન જેવા લાગે છે, છેવટે કઠિન નથી હોતા એવું ભગવદ્‌વાક્ય છે.

વડીલો જો નહિ સમજે તો પસ્તાશે કેમકે દરેક જગ્યાએ હું દુરાચાર અનુભવી રહ્યો છું. વિધવાની ઉપર બળાત્કાર કરવામા નથી તેની, નથી કુટુંબની કે નથી ધર્મની રક્ષા. ત્રણેનો નાશ આપણી દૃષ્ટિ આગળ થતો હું જોઇ રહ્યો છું.

પુરુષવર્ગ જેના આશ્રયતળે બાળવિધવાઓ છે તે સમજો.

## જ્ઞાતિસુધારો

જ્ઞાતિસુધારાનું ઘણું કામ વ્યક્તિઓના જીવનથી ને દૃષ્ટાતથી થઈ શકે છે. પણ સમાજસુધારાને હું રાજપ્રકરણથી ભિન્ન વસ્તુ નથી ગણતો. નીતિ અથવા ધર્મ જેમ તેમા હોવા જ જોઇએ તેમ જ સમાજસુધારાને વિષે કહી શકાય. જે સમાજની આતરવ્યવસ્થા મેલી છે તેને સ્વરાજ નથી સભવતું. ખરૂં જોતા અસ્પૃશ્યતાનિવારણ એ સમાજસુધારાનો પ્રશ્ન ગણાય. તે એવો વ્યાપક અને આવશ્યક છે કે તેનો નિકાલ લાવ્યા વિના સ્વરાજ મળવું જ અશકય છે એમ હવે આપણે માનતા થઇ ગયા છીએ.

# ગં૦ સ્વ૦ વાસંતીદેવી

કેટલાક વર્ષ પૂર્વે મે સ્વર્ગવાસી રમાબાઇ રાનડેના દર્શનનુ વર્ણન આપ્યુ હતું તેમને મે આદર્શ વિધવા તરીકે આલેખ્યા હતા

આ વેળા મારે નસીબે એક મહાન વીરની વિધવાના વૈધવ્યના આરંભનું ચિત્ર આપવાનુ રહ્યું છે.

વાસંતીદેવીની સાથેનો મારો પરિચય સન ૧૯૧૯ની સાલથી છે. ગાઢ પરિચય ૧૯૨૧મા થયો તેમની સરળતા, તેમની ચાતુરી ને તેમના અતિથિસત્કાર વિષે તો બહુ સાભળ્યું હતું. તેનો અનુભવ પણ ઠીક થયો હતો. જેમ દાર્જીલિંગમાં દેશબંધુની સાથેનો મારો સબંધ વધ્યો તેમ વાસંતીદેવી સાથેનો પણ વધ્યો તેમના વૈધવ્યમા તો પરિચય બહુ જ વધી ગયો છે. દાર્જીલિંગથી શબ લઇને કલકત્તે આવ્યા છે, ત્યારથી હું તેમની સાથે જ રહ્યો છુ એમ કહી શકાય વૈધવ્ય પછીની પહેલી મુલાકાત તેમના જમાઇને ઘેર થઇ ઘણી બહેનોથી વીંટળાઇને તેઓ બેઠા હતા પૂર્વાશ્રમમા તો હૂ તેમની કોટડીમાં

પેસું એટલે તેઓ જ સામા આવે ને બોલાવે. વૈધવ્યમાં મને કોણ બોલાવે? પુતળાની જેમ સ્તબ્ધ થઇ બેઠેલી બધી બહેનોમાથી મારે તેમને ઓળખી કાઢવાના હતા. એક મિનિટ સુધી તો હું ખોળી જ રહ્યો સેંથામા સિંદુર, કપાળે ચાંલ્લો, મોઢામાં પાન, હાથે બંગડીઓ અને સાડીએ કોર, હસમુખો ચહેરો—આમાની એકે નિશાની હું ન જોઉં ને વાસંતીદેવીને કેમ ઓળખું? જ્યા તેઓ હોવા જ જોઇએ એવું માન્યું હતું ત્યા જઇને હું તો બેઠો ને નિહાળીને મુખમુદ્રા જોઇ. જોવું અસહ્ય થઇ પડ્યુ. ચહેરો તો ઓળખ્યો. રૂદન રોકવું મુશ્કેલ થઇ પડયું. છાતી પથ્થર જેવી કરી આશ્વાસન આપવુ તો દૂર જ રહ્યું.

એમના મુખપરનું હમેશનું હાસ્ય આજે ક્યા હતુ? મેં એમને સાંત્વન આપવા, રીઝવવા, બોલાવવા અનેક પ્રયત્ન કર્યા. ઘણીવારે હું સહેજ સરળ થયો.

દેવી જરા હસ્યા.

મને હિંમત આવી ને હું બોલ્યો

'તમારાથી રડાશે નહિ તમે રડશો તો બધા રડશે. મોના (મોટી દીકરી)ને માંડ છાની રાખી છે, બેબી (નાની દીકરી)ની હાલત તો તમે જાણો છો સુજાતા (પુત્રવધૂ) પોકે પોકે રોતી હતી તે ભાગ્યે શાંત થઇ છે. તમે દયા રાખજો. તમારી પાસેથી તો હવે બહુ કામ લેવું છે.'

વીરાંગનાએ દૃઢતાપૂર્વક જવાબ આપ્યો

'હું રડવાની નથી. મને રડવું આવતુ જ નથી. પછી શું?'

આનો મર્મ હું સમજ્યો, મેં સંતોષ વાળ્યો.

રડવું દુઃખનો ભાર હળવો કરે છે. આ વિધવા બહેનને તો ભાર હળવો નહોતો કરવો, ઉંચકવો હતો તે કેમ રડે મારાથી હવે કેમ કહેવાય 'ત્યારે ચાલો આપણે ભાઇબહેન પેટભરી રડીએ ને દુઃખ ઠાલવીએ ?'

હિંદુ વિધવા તો દુઃખની પ્રતિમા છે તેણે સંસારના દુઃખનો બોજો વહોરી લીધો છે તેણે દુઃખને સુખ કરી મૂક્યું છે. દુઃખને ધર્મ કરી મૂક્યો છે.

વાસંતીદેવીથી બધી જાતના ખોરાક ખવાતા. તેમ ૧૯૨૦ સુધીના કાળમા તેમને ત્યા છપ્પન ભોગ થતા સેંકડો માણસો જમતા. તેમને તંબોળ વિના એક ઘડી ચાલતું. પાનની દાબડી પાસે પડી જ હોય.

હવે શણગારમાત્રનો ત્યાગ, તંબોળનો ત્યાગ, પકવાનોનો ત્યાગ, માસમત્સ્યનો ત્યાગ, કેવળ ધણીનું ધ્યાન, પરમાત્મા ધ્યાન

ઘણી બહેનોને તેમના શણગાર ઓછા કરવા હું વીન છું. ઘણીને વ્યસનો છોડવા કહું છું. કોઇક જ ત્યાગે. પ વિધવા ? જે પળે હિંદુ સ્ત્રી વિધવા થાય તે જ પળે તે વ્યસન ને તેનો શણગાર સરપની કાચળીની જેમ સરી પ છે. તેને ન જોઇએ કોઇનું ઉત્તેજન, ન જોઇએ કોઇની મદ રિવાજ તુ શું નથી કરી શકતો ?

આ દુઃખ સહન કરવામા ધર્મ છે કે અધર્મ ? અ બીજા ધર્મમા તો નથી ભાળ્યુ. હિંદુ ધર્મશાસ્ત્રીઓએ ભૂ તો નહિ કરી હોય ? વાસંતીદેવીને જોઇને હું ભૂલ નથી જોતો પણ ધર્મની શુદ્ધ ભાવના ભાળું છું. વૈધવ્ય એ હિંદુધર્મ

શણગાર છે ધર્મનું ભૂષણ વૈરાગ છે, વૈભવ નહિ. ભલે દુનિયા બીજુ કહેવું હોય તો કહે.

પણ હિંદુશાસ્ત્ર કયા વૈધવ્યને વખાણે છે ને વધાવે છે? પંદર વર્ષની મુગ્ધા જે વિવાહનો અર્થ પણ નથી જાણતી તેના વૈધવ્યને નહિ. બાળવિધવાઓને સારૂ વૈધવ્ય ધર્મ નથી, તે અધર્મ છે વાસંતીદેવીને મદન જાતે આવીને લલચાવે તો તે પોતે ભસ્મ થઇ જાય વાસંતીદેવીને શિવની જેમ ત્રીજી આખ છે. પણ પંદર વર્ષની બાળા વૈધવ્યને શું જાણે? તેને સારૂ તો એ અત્યાચાર જ છે. બાળવિધવાઓની ભરતીમા હિંદુધર્મની પડતી જોઉં છુ. વાસતીદેવી જેવીના વૈધવ્યમા શુદ્ધ ધર્મનુ પોષણ જોઉં છું. વૈધવ્ય સર્વ પ્રકારે, સર્વ સ્થળે, સર્વ કાળે, અનિવાર્ય સિદ્ધાત નથી. જે સાચવે તે સ્ત્રીને સારૂ તે ધર્મ છે.

રિવાજના કુવામા તરવું સારૂ છે. તેમા ડૂબવું એ તો આત્મહત્યા છે.

જેમ સ્ત્રીને તેમ પુરુષને હોવું જોઇએ. રામે તે કરી બતાવ્યુ. સતી સીતાનો ત્યાગ પણ તેમનાથી ન સખાયો. પોતે જ કરેલા ત્યાગથી પોતે જ બળ્યા. જ્યારથી સીતા ગયા ત્યારથી રામચદ્રનુ તેજ ઘટયું. સીતાના દેહનો ત્યાગ તેમણે કર્યો, પણ સીતાને પોતાના હૃદયની સ્વામિની બનાવી. તેમને ત્યારથી ન ખપ્યા શણગાર કે ન ખપ્યો બીજો વૈભવ. કર્તવ્ય સમજીને તટસ્થપણે રાજકારભાર ચલાવીને તે શાત રહ્યા.

જે આજે વાસંતીદેવી સાખી રહેલ છે, જેમાંથી તે પોતાનો વિલાસ ખેંચી શકી છે તે વસ્તુ પુરુષવર્ગ ન કરે ત્યા લગી હિંદુધર્મ અધૂરો. એકને ગોળ ને બીજાને ધોર

એવો ઉલટો ન્યાય ઇશ્વિરી દરબારમા હોય નહિ ને છે જ નહિ. પણ અત્યારે તો હિંદુઓમા પુરુષે એ ઇશ્વિરી કાયદાને ઉલટાવી સ્ત્રીને સારૂ વૈધવ્ય કાયમ રાખી પોતાને સારૂ સ્મશાનભૂમિમા જ બીજો વિવાહ યોજવાનો અધિકાર રાખ્યો છે !!!

વાસંતીદેવીએ હજુ સુધી કોઇના દેખતા આંસુનું ટીપું સરખું નથી પાડ્યું. છતા તેમના ચહેરામા તેજ તો આવતું જ નથી. કેમ જાણે લાબા મંદવાડમાથી ઊઠ્યા ન હોય એવો તેમનો ચહેરો લાગે છે. આ સ્થિતિ જોઇ મે થોડો સમય બહાર નીકળી હવા ખાવા વીનવણી કરી. મારી સાથે મોટરમાં તો બેઠા. પણ બોલે શાના? ઘણી વાતો મેં કાઢી તે સાભળી પણ પોતે તેમા ભાગ્યે જ ભાગ લીધો હવા ખાધી તો ખરી પણ પસ્તાયા. આખી રાત નિદ્રા ન આવી. 'જે વસ્તુ મારા પતિને અતિશય પ્રિય હતી તે મેં અભાગણીએ આજે કરી? આ તે શોક?' આવા વિચારોમા રાત્રિ ગાળી. ભોંબલ (તેમનો દીકરો) મને આ ખબર આપી ગયો. મારો આ મૌનવાર છે મેં કાગળ ઉપર લખી નાખ્યું છે: 'આ ગાંડપણ માતાજીમાથી આપણે કાઢયે છૂટકો. આપણા પ્રિયતમને પ્રિય એવી ઘણી વસ્તુઓ આપણે તેના વિયોગ પછી કર્યે જ છૂટકો છે માતાજી વિલાસને અર્થે મોટરમા નહોતા બેઠાં, પણ કેવળ આરોગ્યને ખાતર. તેમને સ્વચ્છ હવાની બહુ જરૂર હતી. આપણે તેમને બળ આપી તેમનું શરીર સાચવવું પડશે પિતાજીના કાર્યને દીપાવવા ને વધારવા સારૂ આપણને તેમના શરીરનો ખપ છે. આટલું માતાજીને કહેજો.'

'માતાજીએ આ વાત જ તમને કરવાની મને ના પાડી હતી. મારાથી ન રહેવાયું એટલે હું કહેવાને આવ્યો છું. હાલ તુરત તો તેમને મોટરમા ન જવાનુ કહો એ જ ઠીક લાગે છે.' ભોબલ બોલ્યો.

બિચારો ભોબલ! કોઇનો વાળ્યો ન વળે એ દીકરો આજ બકરી જેવો થઇને બેઠો છે. તેનું કલ્યાણ થાઓ.

પણ આ સાધ્વી વિધવાનું શુ? વૈધવ્ય વહાલું લાગે છે, છતાં અસહ્ય લાગે છે. સુધન્વા ઉકળતા તેલમા પડયો નાચે, ને મારા જેવા દૂર રહી જોનારા સુધન્વાનું દુઃખ કલ્પીને કાંપે. સતી સ્ત્રીઓ તમારૂં દુઃખ તમે સંઘરજો. તે દુઃખ નથી પણ સુખ છે. તમારા સ્મરણ કરી ઘણા તર્યાં છે ને તરશે.

વાસતીદેવીનો જય હો.

## બાળલગ્ન અને શાસ્ત્રાર્થ

'ત્યાગમૂર્તિ' વિષેના લેખ ઉપર એક ભાઇ લખે છે તેનો ભાવાર્થ આ છે; 'તમે ૧૫ વર્ષ લગી કન્યાના લગ્ન કરવાની વિરુદ્ધ છો, પણ શાસ્ત્ર તો સ્ત્રીધર્મ પ્રાપ્ત થતા પહેલાં કન્યાને પરણાવી દેવાની આજ્ઞા કરે છે. જેઓ બાળલગ્નની વિરુદ્ધ છે તે પણ તે શાસ્ત્રના નિયમને પાળનારા છે આ ધર્મસંકટનું શુ?' મને તો આ ધર્મસંકટ નથી જણાતું. શાસ્ત્રને નામે ઓળખાતા પુસ્તકમા જે કઇ લખ્યુ હોય તે સાચું જ ને તેમા કશો ફેરફાર ન જ થઇ શકે એવું કહેનાર અથવા માનનારને ઘડીએ ઘડીએ ધર્મસંકટ આવવાનું. એક જ શ્લોકના અનેક અર્થ થાય છે ને તે એકબીજાના વિરોધી પણ હોય છે. વળી શાસ્ત્રોમા કેટલાક અચળ સિદ્ધાતો હોય છે ને કેટલાક કાળ, ક્ષેત્ર ઇ૦નો વિચાર કરીને તે કાળ કે તે ક્ષેત્રને જ લાગુ પડનારા હોય છે. જ્યાં સૂર્ય ૬ માસ સુધી આથમે નહિ એવા ઉત્તર ધ્રુવમાં કોઇ રહી શકે તો તેણે સંધ્યા ક્યારે કરવી? તેણે સ્નાનાદિનું શુ કરવુ? મનુસ્મૃતિમા ઘણાયે નિયમો ખાદ્યાખાદ્યના જણાવ્યા છે, તેમાના એકનું પણ આજે પાલન નથી થતું. દરેક શ્લોક એક જ હાથે કે એક જ વખતે લખાયા છે એમ પણ નથી. તેથી જેમને ઇશ્વરથી ડરીને ચાલવું છે ને જે એ નીતિના નિયમોનો ભંગ નથી કરવા ઇચ્છતા, તેમણે તો નીતિની વિરુદ્ધ જે કંઇ જણાય તેનો ત્યાગ

જ કર્યે છૂટકો છે. સ્વેચ્છાચાર કદિ ધર્મ હોઇ જ ન શકે. હિંદુધર્મે સંયમને મર્યાદા જાણી જ નથી. જેને વૈરાગ ઉત્પન્ન થાય એ બાળાનું શું? સ્ત્રીધર્મપ્રાપ્તિ એટલે શું? જે અવસ્થા સ્ત્રીજાતિને સારૂ સામાન્ય છે તે પ્રાપ્ત થતા સ્ત્રીએ પરણવું જ જોઇએ એવો આગ્રહ કેમ હોઇ શકે? ત્યાર પછી જ પરણાય એવો સંયમ સમજી શકાય. શાસ્ત્રાર્થના ઝગડામા પડીને આપણે અત્યાચાર ન જ કરીએ. જે આપણને મોક્ષ તરફ પ્રવર્તાવે છે તે શાસ્ત્ર; જે સંયમ શીખવે તે ધર્મ, બાપના કુવામા બૂડી મરે તે અકરમી ગણાય. શાસ્ત્રાર્થને અખા ભગતે અંધારો કુવો ગણ્યો, જ્ઞાનેશ્વરે વેદને પણ કૃપણ કહ્યા, નરસિંહ મહેતાએ અનુભવને જ જ્ઞાન માન્યું. જગત તરફ દૃષ્ટિ ફેરવતા પણ આપણે જોઇ શકીએ છીએ કે જેને મજકુર ભાઇએ ધર્મ માન્યો છે તે ધર્મ નથી, પણ અધર્મ છે ને સર્વથા ત્યાજ્ય છે. એ અધર્મને પરિણામે આજે અસંખ્ય બાળાઓનો આપણે વધ કરીએ છીએ. ઇતિહાસ હિંદુ પુરુષવર્ગને આ રિવાજને સારૂ નિંદશે. પણ ઇતિહાસની આપણે ચિંતા કરવાની નથી બાળવિવાહનું કૂડું ફળ આપણે પોતે જ ચાખી રહ્યા છીએ. હિંદુ જુવાનોમા ઘણા નિ:સત્ત્વ, અપંગ ને ભયભીત છે તેનું આ બાળલગ્ન એક સબળ કારણ છે એમાં ઇનકાર થઇ શકે એમ જ નથી. અધૂરે જન્મેલી પ્રજાનું શરીર અનેક ઉપાયે પણ ન બાંધી શકાય એ ભૂલાવું ન જોઇએ. સદ્‌ભાગ્યે જે નિયમ મજકુર ભાઇ ટાંકે છે તેને બધી હિંદુજાતિ માન આપતી નથી, એટલે હજુ હિંદુ પ્રજા શરીરસંપત્તિ છેક ગુમાવી નથી બેઠી. પણ જો તેનું અક્ષરશઃ પાલન થતુ હોય તો પુરુષજાતિનો હિંદુસમાજમાથી લોપ જ થાય.

# બાળહત્યા

નીચેનો કાગળ મારી પાસે મેં ઘણા દિવસો થયા સાચવી રાખેલો:

"હું જાતે પાટીદાર છું બોરસદ તાલુકાના સુણાવ ગામનો વતની છું પાટીદાર કોમ મરદ છે, બહાદુર છે, ઉદાર છે ક્ષત્રિયપણાને શોભે એવા ગુણો તેનામાં છે. પ્રાણાન્તે પણ — કુરબાન થઈ જતા સુધી—પાટીદાર પૂંઠ ન બતાવે, પણ ઘણા સદ્‌ગુણોમા એક ભયંકર દુર્ગુણ હોય તો સદ્‌ગુણોને ધોઇ નાંખે છે, અથવા સદ્‌ગુણો કંઇ પણ કરી શકતા નથી. કદાચ દુર્ગુણ છૂપો હોય છતાં પ્રભુથી તો તે કોઇ પણ માણસ છુપાવી શકે નહિ દુર્ગુણ એ છે કે કોમ ખૂબ મિથ્યાભિમાની છે. આ મિથ્યાભિમાનને તેઓ સ્વાભિમાન માને છે અને તેમાંય કુળના અભિમાન નીચે જે ભયંકર પાપો થઇ રહ્યાં છે તે હૃદય સમસમી ઉઠે તેવા છે આપે જ્ઞાતિનો પ્રશ્ન ઉપાડયો છે, માટે જ આપને આ લખવા હિંમત કરી છે આ મિથ્યાભિમાનથી એ કોમના બાર ગામમાં વિવાહમાં બહુ ખર્ચ કરવું પડે છે. તેથી ગરીબો પોતાની બાળકીઓને અફીણ જેવા ઝેરી પદાર્થોથી સુવાવડમાં જ મારી નાંખે છે. પાછલા પચ્ચીસ વર્ષમા, ચરોતરના બાર ગામમાં એક પણ ઘર એવું નહિ હોય કે જ્યાં ઓછામાં ઓછી એક પણ હત્યા નહિ થઇ હોય ખૂનના કેસ ગણીને આ બાર ગામના પાટીદારો

પર કામ ચલાવવામાં આવે તો કદાચ આખી પાટીદાર કોમ ફાંસીએ ચઢે અને બાર ગામ નાબૂદ થઇ જાય.

"મેં ખાનગી રીતે એક જગ્યાએ સ્ત્રીઓને જ પૂછીને સોળ ઘરના ફળિયામા આ બાબત ચોક્કસ તપાસ કરી છે. તો પાછલાં પચ્ચીસ-થી ત્રીસ વર્ષમાં નીચેનું પરિણામ માલુમ પડયું છે સ્ત્રીઓ ભોળી ને દયાળુ હોઇ પોતે કરેલી હત્યા પણ માની દે છે. આ સોળ ઘરોમા કુલે ૪૯ કન્યાઓ જન્મી છે, તેમાથી ૩૧ કન્યાઓને સુવાવડમા જ પ્રભુને ત્યા પહોંચાડી દેવામા આવી! ૧૮ કન્યાઓ ઉછેરાવા સુવાવડમાથી બચી, પણ વગર માવજતે તથા બેદરકારીથી ઉછેરવામાં આવતી હોવાથી ૧૧ નાની વયમાં જ મરી ગઇ. ૭ નાં ઉછેરીને લગ્ન કર્યાં. તેમાની ૨ તો પહેલી જ સુવાવડે મૃત્યુ પામી. જ્યારે ૫ હાલ પરણેલી હયાત છે

"આ તપાસ મે સંવત ૧૯૭૯ના ફાગણમાં કરી હતી. પ્રથમથી આ વાત જાણતો હોવાથી હુ જાનમાં તો જતો જ નથી ચોકસાઇને માટે ઘેર ઘેર પૂછીને ખાનગી રીતે તપાસ કરતાં ઉપરનું પરિણામ જડે છે. દયાળુ યુવકવર્ગ આ બાબત જાણતો હોવાથી તેણે આ બાબત ધ્યાનમાં લીધી છે. તેને પરિણામે ગઇ સાલ સુણાવની રાષ્ટ્રીય શાળાના આચાર્ય જેઓ સર્વાંગે અસહકારી છે તેમણે તદ્દન સાદી રીતે, પગે ચાલીને, કન્યાનુ કાંતેલુ જ પોતે પહેરીને અને પોતાનું કાંતેલુ કન્યાને પહેરાવીને લગ્ન કર્યાં. લગ્નમા દસ માણસ લઇ જઇ માત્ર સો જ રૂપિયામા વિવાહ પતાવી દીધો; જેમા ઓછામાં ઓછા બે હજાર ને વધારેમા વધારે બાર હજાર થાય. શ્રીયુત ગોપાળદાસભાઇ પણ આ બાબતમાં પ્રયત્ન કરી રહ્યા છે. પણ મિથ્યાભિમાની વૃદ્ધ-વર્ગ ને આગેવાનવર્ગ જલદી માને તેમ નથી."

આ કાગળમાનો કેટલોક વિગતવાળો ભાગ મેં કાઢી નાખ્યો છે. એમા સૂચવેલા દોષ કયા લગી ખરા છે તે તો પાટીદારો જાણે. હું તેઓમા ઠીકઠીક વસેલો ગણાઉં છતા મારો

ધંધો ગુણો જાણવાનો હોવાથી દોષ જાણવા પ્રયત્ન નથી કર્યો, નથી કોઈએ જણાવ્યા.

પરંતુ કાગળમાંની હકીકત ખરી હોય તો શરમાવા જેવું છે. દીકરીનો જન્મ અપશુકન છે એવો પાપી વહેમ આપણામા સામાન્ય છે. એમા સ્વાર્થ ઉપરાત કંઇ પણ કારણ હોય એમ જણાતું નથી, તેની ઉત્પત્તિ ભલે ભયાનક કાળમા હોય જ્યારે કન્યાઓના હરણ થઇ શકતા ત્યારે લોકો કન્યાના જન્મથી ત્રાસે એ કઇક સમજી શકાય એવું છે. આજે એવો ભય નહિ જેવો છે. હોય તોયે આપણે તેનો ઇલાજ લઇ શકીએ છીએ જન્મથી હર્ષ પામવાનું કંઇ કારણ હોય તો છોકરાનો હોય કે છોકરીનો, બન્ને સરખા પ્રિય હોવા જોઇએ. સંસારને બન્નેની પૂરી જરૂર છે. એક બીજાની પૂરણી છે. ત્યા એકથી હર્ષ પામવો ને બીજાથી દુઃખ માનવું એ એ બન્નેને નુકસાનકારક છે. સુવ્યવસ્થિત કોમમાં સ્ત્રીપુરુષ બન્ને જાતિનું પ્રમાણ સરખું હોવું જોઇએ.

કન્યાના બાપને લગ્નમા બહુ ખર્ચ કરવું પડે છે એ રિવાજ પણ હિંદુજાતિમા સામાન્ય છે. પાટીદારોમા તેણે પ્રચંડ સ્વરૂપ પકડયુ હોય એ સંભવે છે આ ખર્ચ નાબૂદ કરવાની પૂરતી જરૂર છે એ વિષે બે મત ન હોય. બહુ ખર્ચાળ રિવાજથી ગરીબ માબાપ તો બેહાલ જ થાય ને તેઓને સારૂ કન્યાના વિવાહ અશક્ય થઇ પડે ને પરિણામે છોકરીઓને ઝેર દેવાની પ્રથા પડે

સુણાવના મહેતાજીનો દાખલો અનુકરણીય છે. આ ખાદીના જમાનામા તો ખાદીની વરમાળથી જ વિવાહ ઉકેલી શકાય.

લેખકે બધો દોષ ઘરડાઓ ઉપર ઢોળ્યો છે. એમાં કંઈક અતિશયતા હોવી જોઈએ. પણ જો ઘરડા ખરેખર મિથ્યાભિમાનને લીધે ન જ માને તેમ હોય તો યુવકમંડળે લગામ પોતાને હાથ ધરવી જોઈએ. યુવકવર્ગ ખર્ચાળ વિવાહમા ભાગ લેવાની ચોખ્ખી ના પાડે તો વિવાહનું ખર્ચ તુરત અટકે. આમા નથી અવિનય ને નથી ભારે પ્રયત્નની જરૂર. ખેદકારક હકીકત તો એ છે કે યુવકવર્ગે આજ લગી આવી વસ્તુઓને પોતાના ક્ષેત્રની બહાર ગણી છે. પોતાની કેળવણીને પણ સંસારસુધારાને સારૂ વાપરી જ નથી

પણ હવે જમાનો બદલાયો છે; યુવકવર્ગ વિચારતો થઈ ગયો છે. એટલે આ સુધારો મહાપ્રયાસ વિના થઇ શકે એવો છે. માત્ર અડગ નિશ્ચયની આવશ્યકતા છે.

મને તો બાર ગામની મર્યાદા પણ સાલે છે. હું તો ચાર વર્ણને જ માનું છું. પેટાવર્ણોને મેળવી દેવાની જરૂરિયાત છે. પણ તેને સારૂ કાળ જોઇએ. છતા પાટીદારોના ગામવિભાગ પાડી વાડા બાધવા એ તો વર્ણવિભાગની અતિશયતા છે, આખા ગુજરાતના પાટીદારો વચ્ચે જેને જમણવહેવાર છે તેને બેટીવહેવાર કેમ ન હોય? બાર ગામના સંકેતમા સંયમ કારણ નથી પણ મિથ્યાભિમાન જ કારણ દેખાય છે જ્યા મિથ્યાભિમાન છે ત્યા પાપ હોય છે એટલે શાણા અને પીઢ પાટીદારોએ મળીને જોઇતો સુધારો કરી બાળહત્યાનો ને તેના કારણરૂપ જે દોષિત રિવાજો આપણે તપાસી ગયા તેનો પ્રતિબંધ તુરત કરવો ઘટે છે.

# બાળવધ

**રા.** કંચનલાલ મગનલાલ ખાડાવાળાએ બાળકોના મરણપ્રમાણ સંબંધી નીચેનો કાગળ લખ્યો છે;

" દુનિયાના જુદા જુદા દેશોમાં તેમજ હિંદુસ્તાનના મુખ્ય ઈલાકાઓમાં નાના બાળકોનું મરણપ્રમાણ કેટલું છે તે નીચેના આંકડાઓ ઉપરથી જણાશે. આપણા સમાજસેવકોની આંખ ઉઘડે એ હેતુથી આ આંકડાઓ આપવાનું યોગ્ય ધાર્યું છે.

| દેશ | | એક વર્ષથી નીચેનાં બાળકોના મરણ એક હજારમાં કેટલાં ? |
|---|---|---|
| ન્યુઝીલેન્ડ | (૧૯૧૦) | ૫૧ |
| નોર્વે | (૧૯૧૨) | ૬૮ |
| સ્વીડન | (૧૯૧૧) | ૭૨ |
| ઑસ્ટ્રેલિયા | (૧૯૧૩) | ૭૨ |
| ફ્રાન્સ | (૧૯૧૨) | ૭૮ |
| નીધરલેન્ડઝ | (૧૯૧૩) | ૯૧ |
| સ્વીટ્ઝરલેન્ડ | (૧૯૧૨) | ૯૪ |
| ડેનમાર્ક | (૧૯૧૩) | ૯૪ |
| આયર્લેન્ડ | (૧૯૧૩) | ૯૭ |
| ઇંગ્લંડ અને વેલ્સ | (૧૯૧૬) | ૯૮ |
| સ્કૉટલેન્ડ | (૧૯૧૩) | ૧૧૦ |

| | | |
|---|---|---|
| મદ્રાસ | (૧૯૦૨-૧૧) | ૧૯૯ |
| બંગાળ | ,, | ૨૭૦ |
| બિહાર અને ઓરિસ્સા | ,, | ૩૦૪ |
| પંજાબ | ,, | ૩૦૬ |
| મુંબઇ | ,, | ૩૨૦ |
| બરમા | ,, | ૩૩૨ |
| સંયુક્ત પ્રાંતો | ,, | ૩૫૨ |

ઉપરના આંકડાઓમા મુંબઈ, મદ્રાસ, બંગાળ વગેરે આખા પ્રાંતોનું સરેરાશ મરણપ્રમાણ છે; પરંતુ જો દરેક શહેરનું ગણવામા આવે તો તે એથી પણ વધારે છે ૧૯૧૭માં મુંબઇમા હજારમાં ૪૦૯.૬ અને કલકત્તામા ૨૪૬નુ હતુ મદ્રાસ શહેરમા એ જ વર્ષમા હજારમા ૨૭૭.૩નુ મરણપ્રમાણ હતુ જ્યારે લંડનમા ૧૯૧૬મા ફક્ત હજારમા ૮૭ મરણો થયા હતા હિંદુસ્તાનમા આટલુ મોટુ પ્રમાણ કેમ છે તેના કારણો શોધી એ દિશામા કાર્યની ઘણી જરૂર છે. બાળકો એ દેશનુ અણમોલુ ધન છે હિંદને આ ધન આટલા મોટા પ્રમાણમા ખોવાનુ કેમ પાલવે ? '

ન્યુઝીલેન્ડમા એક વર્ષમા એક હજાર બાળકોમાથી ૫૧નું મરણ થાય છે, મુંબઇમા ૩૨૦ અને સંયુક્ત પ્રાંતમા ૩૫૨. આ હકીકત ગમે તે રીતે તપાસીએ તોપણ આપણને કમકમાટી ઉપજાવનારી છે કારણો સબળ અને ઉપાય થઇ શકે તેવા છે તેથી વિચારવાલાયક છે અને પ્રતિકૂળ કારણોમા વધારો થતો જાય છે કારણોમાના કેટલાક નીચે પ્રમાણે છે;

૧. હવા, ૨, ખોરાક, ૩. બાળવિવાહ અને કજોડાં ૪. સ્વચ્છંદ, ૫. આરોગ્ય વિષે અજ્ઞાન, અને હવે ૬. અસાધ્ય મોંઘવારી

આમા માત્ર છેલ્લા કારણમા જ અત્યારે સરકાર મુખ્ય ભાગે જવાબદાર ગણી શકાય અમે આમ ભેદ પાડીએ છીએ એનું કારણ છે કે આપણા અનેક વ્યાધિઓ અને

ત્રૂટીઓને સારૂ આપણે સરકારને દોષ દઇએ છીએ. એવુ કહેવાની ટેવ પડી ગઇ છે કે જો આપણને સ્વરાજ્ય મળે તો આપણા બધા વ્યાધિઓ એટલે બાળકોના અતિશય મરણ-પ્રમાણનો વ્યાધિ પણ તુરત મટી શકે. જો કે સામાન્ય રીતે એટલુ ખરૂ છે કે દેશમા ભૂખમરો વધતો જાય છે તે સ્વરાજ્ય મળ્યે ઓછો થવાનો સંભવ છે, તોપણ આપણા ઘણા વ્યાધિઓ સ્વરાજ્ય મળ્યા છતા પણ આપણે લેવા જોઇતા યોગ્ય ઇલાજો નહિ લઇએ તો ઊભા જ હશે, અને એવી વસ્તુ આપણો આજનો વિષય છે.

આપણી હવા આપણે બદલી શકતા નથી. સારામા સારી હવાવાળા મુલકોમાંનો ન્યુઝીલેન્ડ એક પ્રદેશ છે. પ્રમાણમાં હિંદુસ્તાનની હવા દુર્બળ કરનારી ગણાય છે. ઘણી ગરમીમા શરીરને બરોબર બાધવું એ મુશ્કેલ છે. ગરમી કરતા પણ ભેજવાળા પ્રદેશ વધારે હાનિકારક છે એવો સાર્વજનિક અનુભવ છે. એમ છતા ઇશ્વરે મનુષ્યને એટલી શક્તિ આપી છે કે તે ઘણે ભાગે આવી અગવડોને ઓળગી શકે છે. ઓછાવત્તા પ્રમાણમા સૌ કોઇ આવી અડચણો દૂર કરે છે. જેટલે દરજ્જે મરણપ્રમાણ ઓછુ કરવામા હવા પ્રતિકૂળ છે તેટલે દરજ્જે આપણે યોગ્ય ઇલાજો લઇને હવાની પ્રતિકૂળતા મટાડી શકીએ છીએ. આમા આપણી ગરીબાઇ એ મોટામા મોટું વિઘ્ન છે. બાળઉછેર સબંધી આપણું અજ્ઞાન એટલું જ મોટુ વિઘ્ન છે.

બાળકોનો ખોરાક હમેશા જોઇએ તેવો નથી હોતો. બાળકોના ખોરાકનો વિષય સમજવો ઘણો સહેલો છે. બાળક માતાના દૂધ ઉપર અને માતાનુ દૂધ બંધ થાય એટલે ગાયના

દૂધ ઉપર જ ઉછેરાવું જોઇએ તેને બદલે બાળકને હજુ દાંત નથી આવ્યા તેના પહેલા દૂધને બદલે રાંધેલું અનાજ આપવામા આવે છે. બાળકની હોજરી અનાજ પચાવવા તૈયાર નથી હોતી એના પહેલા જ તેને અનાજ મળે છે તેથી બાળકને રોગો થાય છે, તે નબળું બને છે અને કેટલીક વેળા વગર મોતે મરે છે. અયોગ્ય ખોરાકમા પણ આપણી ગરીબાઇ અને આપણું અજ્ઞાન મુખ્ય કારણો છે.

ઉપરના બંને કારણુ કરતા પણ મોટું કારણ બાળવિવાહ અને કજોડા છે. પંદર વર્ષની છોકરી પ્રસવને લાયક હોય જ નહિ. એવી છોકરીના સંતાનમાં શુરૂર અથવા જીવનશક્તિ મંદ હોય છે. આપણા બાળકો એટલા દમ વિનાના હોય છે કે તેમને ઉછેરવા એ ઘણી મુશ્કેલીનું કામ થઇ પડે છે. તેથી ઘણા બાળકો પોતાના પહેલા વર્ષની અંદર જ મરણ પામે છે. અને જેમ બાળવિવાહને તેમ કજોડાને ઘણા બાળકોના મરણુ ઉપકારી છે. અયોગ્ય ઉમ્મરે પહોચ્યા પછી જે પુરુષો લગ્ન કરે છે તેને થતી પ્રજા ન જીવી શકે એ નવાઇની વાત નથી.

વળી સ્વચ્છંદ એ પણ બાળકોના મરણનું પ્રમાણ અવશ્ય વધારે છે. પશ્ચિમના લોકો ધર્મને અર્થે નહિ પણ પોતાના શરીરની સુખાકારીને અર્થે, અને ઘણી પ્રજા વધે તો તેનું પાલન કરવુ મુશ્કેલ થાય તેથી પ્રજોત્પત્તિ ઉપર અંકુશ રાખે છે. આપણે સારૂ એવો હેતુ સ્વચ્છંદ રોકવા પૂરતો નથી થતો. પણ હિંદુસ્તાનમા ધર્મમય જીવન ગાળવાનો આપણે પશ્ચિમના દેશોની અપેક્ષાએ ભારે દાવો કરીએ છીએ. એમ છતા આપણે ધર્મે મૂકેલા અંકુશોને ગણકારતા નથી; તેથી ઘણાં માબાપો ધર્મનો કે અર્થનો વિચાર કર્યા વિના

વિષયાસક્ત રહી પ્રજાની ઉત્પત્તિ વખતે કે કવખતે કર્યાં જ કરે છે. પરિણામે જાણ્યેઅજાણ્યે રોગી બાળકો જન્મે છે અને તેથી બાલ્યાવસ્થામા જ મૃત્યુને વશ થાય છે.

પાંચમુ કારણ આરોગ્ય વિષેના નિયમોનું આપણું ઘોર અજ્ઞાન છે. માતા અથવા પિતા બેમાથી એકેને એ વિષે કાઇ જ્ઞાન નથી. જ્યા જ્ઞાન છે ત્યા તેનો અમલ કરવાનું આળસ છે અને જ્યા આળસ નથી ત્યા સાધનોનો અભાવ છે. પરિણામ એનું એ જ આવે છે કે બાળકોમા મરણ વધતા જાય છે. ઘણી વેળા કેવળ અજ્ઞાન સુયાણી બાળકોની હત્યાનું કારણ બને છે. તેને સુવાવડીની માવજતની ખબર હોતી નથી. સામાન્ય નિયમોનું પાલન માતા પાસે એ કરાવતી નથી. તેથી બાળકો જન્મતા જ કફોડી સ્થિતિમા ઉછરે છે અને મરણનો ભોગ થઇ પડે છે જો પ્રથમના બે માસ સુધીમા બાળક ઉગરી ગયુ તો સુયાણીના જેટલી જ અજ્ઞાની માતા બચ્ચાને ગમે તેમ ઉછેરીને જ્યારે તેને મારતી નથી ત્યારે તેની તબિયતને તો જરૂર ધક્કો પહોચાડે છે.

છેલ્લું કારણ વધતી જતી અસહ્ય મોઘવારી છે. મોઘવારીને લીધે દૂધઘીના સાસા પડે છે. ઘઉંના ખોરાકની જરૂર છે ત્યા ઘઉ પણ મળતા નથી. એટલે માતાનું દૂધ દહાડે દહાડે નબળું થાય છે, અને માતાનું દૂધ બંધ થતાં માતાના જ્ઞાન છતાયે બચ્ચાને સારૂ કે પૂરતું દૂધ મળતું નથી. ટાઢને સમયે કપડા નથી મળતા, ઘરની સગવડ પણ ઓછી જ મળે છે. આમ સંજોગોની પ્રતિકૂળતા એટલી બધી છે કે બાળકોના મરણનું જે ભયંકર પ્રમાણ રા. ખાડવાળાએ બતાવ્યું છે તેમાથી ઉગરવું મુશ્કેલ થઇ પડયું છે.

એમ છતા ઉપાયો લીધે જ છૂટકો છે, ઉપાયો લઇ શકાય એવા છે. પ્રજાની કેળવણી સારા પાયા પર મૂકાય તો સહેજે બાળક ઉછેરવાનુ સામાન્ય જ્ઞાન મળે. દરમ્યાન બાળ-ઉછેરના નિયમો સમજાવવા સારૂ ઘણી સરળ ભાષામા નાનાં પુસ્તકો લખી તેનો ફેલાવો થાય, ભાષણો મારફતે માતપિતાને જ્ઞાન અપાય, ભેજવાળી હવામાથી કેટલેક દરજ્જે દરેક પોતાનો બચાવ અલ્પ પ્રયત્નથી કરી શકે છે. ઘરની આસ-પાસનો ને ઘરમાહેનો ભેજ જાતમહેનતે દૂર કરી શકાય. બાળકને સારૂ દૂધ બીજી કરકસર કરીને પણ મેળવવું અશક્ય ન હોવુ જોઇએ. દૂધના જેવો સંપૂર્ણ ખોરાક બીજો નથી. દરેક પુરુષ પોતાના વિષય ઉપર અંકુશ મૂકી જ્યારે પોતે લાયક હોય, તથા બચ્ચાની માવજત કરવાની શક્તિ ધરાવતો હોય ત્યારે જ પ્રજોત્પત્તિ કરે. વિષમ કાળમા પ્રજાની ઉત્પત્તિ કરવી એ મહાન હિંસા છે એમ સમજીને પણ વિષયાસક્તિ રોકવાની જરૂર છે. આરોગ્યના નિયમો સમજી લેવા એ મુસીબતની વાત નથી. મોઘવારી એ એવી પીડા છે કે તેનો ઇલાજ કોઇ પણ રીતે થઇ જ રહેશે એવી અમારી માન્યતા છે. પ્રજાની કમાણી વધે તો મોઘવારી સહન થાય. એટલે કાં તો કમાણી વધશે અથવા મોઘવારી દૂર થશે એમા અમને શક નથી. છતા આપણો ધર્મ તો મોઘવારી દૂર કરવાના ઇલાજો જ લેવાનો છે. આ પોતે એક નોખો અને મહાવિષય છે. તેનો વિચાર બીજી વેળાએ કરશું. અમારી ઉમેદ છે કે પ્રજાજીવનમા ભાગ લેનાર દરેક વાચનાર બાળમરણની સંખ્યા ઓછી કરવા સારૂ જે ઉપાયો પોતાથી લેવાય એ લેશે.

# સત્યાગ્રહ ને જ્ઞાતિસુધારો

સત્યાગ્રહનું તત્ત્વ જેમ જેમ સમજાતુ જાય છે તેમ તેના નવા ઉપયોગો થતા જાય છે. તેનો ઉપયોગ કેવળ સરકારની સામે થવામાં જ નહિ પણ કુટુંબ અને જ્ઞાતિઓમા પણ થતો જોવામા આવે છે. એક જ્ઞાતિમા કન્યાવિક્રયનો ઘાતકી રિવાજ છે તેને અટકાવવા કોઇ યુવાન પ્રેરાએલ છે. તેણે શું કરવું જોઇએ એ સવાલ ઊઠ્યો છે. સત્યાગ્રહનું હળવું અંગ અસહકાર છે. આ જ્ઞાતિમા કન્યાવિક્રય અટકાવવાનો આ યુવકનો ઇરાદો થયો છે. ઇરાદો સ્વચ્છ છે, પણ તેણે અસહકાર આદરવો કે કેમ, અને તે આદરવો તો કઇ રીતે, કોની સામે ?

મજકુર કેસ વિષે ચોક્કસ અભિપ્રાય દેવો એ મુશ્કેલ છે. પણ કેટલાક સામાન્ય નિયમો તો આવા બધા બનાવોને સારૂ બતાવી શકાય.

પ્રથમ તો અસહકાર એકાએક આદરી શકાય જ નહિ. જમાનાથી ચાલ્યા આવતા ખરાબ રિવાજો એક ક્ષણમાં નાબૂદ થઇ શકતા નથી સુધારાને એક પગ છે તેથી તે લંગડાતો ચાલે છે. ધીરજ ખોઇ બેસે તે શુદ્ધ અસહકારી ન જ બની શકે. સુધારકે લોકમત કેળવવો એ પ્રથમ પગથિયું છે. જ્ઞાતિના શાણા પુરુષોને મળવું જોઇએ, તેઓની દલીલો સાભળવી જોઇએ. સુધારક બિચારો ગરીબ માણુસ હોય, તેને કોઇ ઓળખતુ ન હોય, શાણા માણસો દાદ ન દે, ત્યારે તે શું કરે? એવો ગરીબ હોય તો તેણે જાણવું કે તે સુધારો થવાનું નિમિત્ત થવા પેદા નથી થએલ આપણે બધા ઇચ્છીએ કે જગતમાથી જૂઠનો નાશ થાય. પણ જૂઠા માણસોને કોણ સમજાવે? એ સુધારો બહુ આવશ્યક છે, છતા આપણે ધીરજ રાખી કેમ બેઠા છીએ?

હકીકત એ છે કે સુધારકમા અહંતા ન હોવી જોઇએ. બધી ખરાબીઓની જવાબદારી આપણે શાને લઇ બેસીએ? આપણે પોતે સાચું કહીએ ને કરીએ એટલેથી સંતોષ માની રહીએ તેમજ જ્ઞાતિના સડાને વિષે પણ આપણા પોતાના આચારવિચાર સ્વચ્છ રાખી બીજાઓને વિષે આપણે તટસ્થ રહીએ.

'હું કરૂ હું કરૂ એ જ અજ્ઞાનતા,
શકટનો ભાર જ્યમ શ્વાન તાણે'

એ પદ ગોખી તે પ્રમાણે નિરભિમાન રહીએ.

જ્યારે નિરભિમાન રહેતા છતા પણ જવાબદારી આપણી છે એમ લાગે ત્યારે આપણી ઉપર વિશેષ કર્તવ્ય જારી થાય છે. જેમકે જ્ઞાતિના શેઠ, મહાજન નિરભિમાન હોવાનો દાવો

કરી ચાલુ સડો દરગુજર નથી કરી શકતા; કેમકે શેઠાઇ કે મહાજનપણું વ્હોરી લઈ તેઓ જ્ઞાતિની નીતિના રક્ષક બન્યા છે. એક પણ કન્યાનો વિક્રય થાય તો તે નિર્દોષ બાળાનો શાપ તેમને જ લાગવાનો.

પણ શેઠ અને મહાજન મેલ કાઢવા સારૂ કંઈ કરે નહિ એટલું જ નહિ પણ પોતે જ વિક્રય કરતા હોય તો જ્ઞાતિના બિચારા ગરીબ સભાસદે શું કરવું? તે પોતે સ્વચ્છ થયો છે. જ્ઞાતિના બધા અગ્રેસરને મળી ચૂક્યો છે તેઓએ તેને હડધૂત કરી કુતરાની જેમ કાઢી મૂક્યો છે તેની ઉપર ગાળોનો વરસાદ વરસ્યો છે. બિચારો હતાશ થઇ થાકેલો ખિન્ન થઇ ઘેર આવ્યો છે ઉંચે આભ ને નીચે ધરતી સિવાય કંઇ નજરે નથી આવતું હવે જ તેની દાદ ઇશ્વર સાંભળનારો છે પણ હજુ પગથિયું તો પહેલું જ છે. તપશ્ચર્યાને સારૂ લાયક થાય તેના પહેલા તેની કસોટી થવાની હતી તે થઈ છે હવે તે પોતાનામા અંતરનાદ છે તે સાભળી શકે છે. તે અંતર્યામીને પૂછે છે. 'મેં અપમાન સહન કર્યું છે છતાં હું મારા બંધુઓની ઉપર પ્રેમ રાખું છું? હું તેઓની સેવા કરવા તૈયાર છુ? હું તેઓની જુતીના પ્રહારની પણ બરદાસ કરી શકીશ?' જો અંતર્યામી આ બધા સવાલોના જવાબમા હકાર ભણે તો તે બીજું પગલું ભરવા તૈયાર થયો છે.

હવે તે પ્રેમમય અસહકાર આરંભી શકે છે. પ્રેમમય અસહકાર એટલે બધા હકોનો ત્યાગ—ફરજોનો નહિ. જ્ઞાતિમા આ ગરીબ સેવકના હક શા છે? જ્ઞાતિભોજન, વિવાહસંબંધ. આ બન્ને હકોનો તે નમ્રતાપૂર્વક ત્યાગ કરે એટલે તેને પોતાને કરવાનું હતું તે પોતે પૂરૂ કરી ચૂક્યો. મહાજન તેને કાટાની

જેમ જતો કરે. 'એક ભાણું ઓછું થયું, છોકરી માગનારો એક ઓછો થયો' એમ મદના ગર્વમા માની મહાજન તેનું નામ જ ચોપડામાથી ભૂંસી નાખે, એટલે તે ગરીબ સેવક નિરાશ ન થતા શ્રદ્ધા રાખે કે તેણે પોતે વાવેલા શુદ્ધ બીજમાથી મહાન વૃક્ષ પેદા થવાનું છે. પોતાનું સંપૂર્ણ કર્તવ્ય કર્યા બાદ — તે પહેલા નહિ—તે ગાઇ શકે છે, 'હું કર્મનો અધિકારી છું, ફળનો કદિ નહિ.'

આ ગરીબ તપસ્વી હવે વનવાસી થયો. તેણે તો ભીષ્મપ્રતિજ્ઞા લીધી છે કે બ્રહ્મચારી હોય તો જ્ઞાતિમાથી મેલ જતાં સુધી પોતે બ્રહ્મચારી રહેશે. પરણેલ હશે તોપણ પોતાની સ્ત્રીની સાથે કેવળ મિત્રતાનો જ વહેવાર રાખશે. છોકરા હશે તો પોતે તેમને પણ બ્રહ્મચર્યનું પાલન કરતા શીખવશે. જ્ઞાતિની મદદ ન માગવી પડે, બીજે હાથ લંબાવવો ન પડે, તેથી પોતે ઓછામા ઓછો પરિગ્રહ રાખશે. એમ રહેણી સંન્યાસીના જેવી કરી વસવું એ જ તેનો વનવાસ છે. પ્રેમમય અસહકારમા સ્વચ્છન્દને અવકાશ જ નથી. તેમા સયમ જ દીપી શકે. વાવેલા બીજને સંયમરૂપી પાણી પાવું રહ્યું છે. 'મારા છોકરા નહિ પરણે તો હું બીજી જ્ઞાતિમા પરણાવીશ, હું ભોજનવિલાસ બીજી જગ્યાએ કરીશ,' એવો વિચાર કરનાર સંયમી કે અસહકારી નથી; એ તો મિથ્યાચારી છે. સંયમી અસહકારી તો જ્ઞાતિના જ ગામમા રહી તપશ્ચર્યા કરશે. અહિંસાના સાન્નિધ્યમાં વૈરત્યાગ રહ્યો છે. પેલો ત્યાગી હિમાલયમાં બેઠો મહાજન પ્રતિ અહિંસાપાલનનો દાવો કરી મહાજનના હૃદયને પીગળાવવાની આશા ન જ રાખે. મહાજને તેનો અનાદર કર્યો છે તેમા એક કારણ એ પણ છે કે તેને

અવિવેકી, ઉદ્ધત જુવાનીઓ માની લીધો છે પોતે ગરીબ ને જુવાન છતા ઉદ્ધત કે વિવેકશૂન્ય નથી પણ નમ્ર, વિવેકી છે એ તો તેણે હજુ હવે બતાવવાનું રહ્યું છે.

આમ કરતા કરતા સેવાના પ્રસગે જ્ઞાતિભાઇબહેનોની સેવા કરતા કરતા ને તે છતા તેના બદલાની આશા ન રાખતા તે જોશે કે સુધારાપંથમા બીજાઓ ભળશે, તે અસહકાર નહિ કરતા હોય તોપણ તેઓની લાગણી તેના પ્રત્યે રહેશે. કેમકે જેમ આપણે સહકારી ભાઇઓને આપણા જ્ઞાન ને ત્યાગના ધમંડમા ગાળો ભાડીએ છીએ તેમ આપણો આ જુવાન સંયમી, નાતીલા તેને સાથ ન દે અથવા વિચારમા જ મળે પણ અસહકારમા ન ભળે તેથી તેઓને ગાળ નહિ ભાડે, પણ તેઓના પ્રત્યે પ્રેમભાવ જ રાખી તેઓના મન હરી લેશે. પ્રેમ તો પારસમણિ છે એમ તે નિત્ય અનુભવતો જશે પણ અનુભવ થતા વાર લાગે તોયે તે અધીરો ન જ થાય, તોયે વિશ્વાસ રાખે કે પ્રેમબીજનું ફળ અગણિત પ્રેમફળ જ હોય

મને આવેલા કાગળમા પૂછ્યું છે કે આપણો તપસ્વી અસહકારી જ્ઞાતિભોજનનો ત્યાગ કરે તેમા તેને જ્ઞાતિમાં મિત્રવર્ગ હોય તેને ત્યા ભોજનનો પણ ત્યાગ કરવાનો ખરો કે? હકીકત તો એવી બનવી જોઇએ કે ત્યાગપત્ર મળતા જ મહાજન રોષે ભરાશે ને પેલા ત્યાગીને નાતબહાર કરશે ને જે કોઇ તેની સાથે પાણી, ભોજન કે બેટીવ્યવહાર કરશે તેની ઉપર સજા ફરમાવશે. એટલે વ્યક્તિઓની સાથે ભોજન-ત્યાગનો સવાલ જ નહિ રહે. એમ નાતબહાર થવાનો હુકમ થાય તો સંયમીનો વિશેષ ધર્મ તો એ થશે કે ઉઘાડી રીતે

કે છૂપી રીતે, જ્ઞાતિના તેના મિત્રો તેને જમવા નોતરે તોપણ તે નહિ જાય. કોઇ નાતીલો વિચારપૂર્વક અસહકારમા ભળે તો તેનો સ્વીકાર તે અવશ્ય કરે. એમ થવાનો સંભવ પણ ખરો.

પણ સામાન્ય રીતે એમ કહી શકાય કે મિત્રોની સાથેના ભોજનવ્યવહારના ત્યાગનો તેને પ્રસંગ જ નહિ આવે. છતા ધારો કે આવ્યો છે તો તેનો ત્યાગ કરવાની જરૂર નથી. હા, જેઓ કન્યાવિક્રય પસંદ કરતા હોય તેને ત્યાનું નિમન્ત્રણ તો તે કબુલ ન જ કરે.

આમાંથી આપણે જોયું કે

૧. અસહકાર આદરતા પહેલા લોકમત કેળવવાના ઘણા પગલા ભરવા જોઇએ.

૨. અસહકારીમા રોપ કર્યા વિના વિરોધીની ગાળો વગેરે ખાવાની શક્તિ હોવી જોઇએ.

૩. અસહકારમા પ્રેમ જ હોવો જોઇએ.

૪. અસહકાર આદર્યા પછી મૂળ સ્થળ ન છોડાય.

૫. અસહકારીએ કઠિન સયમનું પાલન કરવું જોઇએ.

૬. અસહકારીને પોતાના સાધન વિષે પૂરી શ્રદ્ધા હોવી જોઇએ.

૭. અસહકારી ફળ વિષે તટસ્થ રહે.

૮ અસહકારીના પ્રત્યેક પગલામાં વિવેક, વિચાર ને નમ્રતા હોવા જોઇએ.

૯. અસહકાર કરવાનો અધિકાર કે ધર્મ સર્વને પ્રાપ્ત થતો નથી. અધિકાર વિનાનો અસહકાર નિષ્ફળ જાય.

ઉપરના નિયમોનું પાલન લગભગ અશક્ય છે એમ કેટલાકને અથવા ઘણાને લાગશે તો એ સત્ય છે. તીવ્ર સંયમ વિના શુદ્ધ અસહકાર અશક્ય છે. વળી જે કેસ આપણે વિચારી ગયા તેમા તો પેલો તપસ્વી પોતે કર્તા છે, પોતે ભોક્તા છે, પોતે સેનાપતિ છે ને પોતે સિપાહી છે. તેનામા ઉણપ રહે તો તેને કપાળે તો નિરાશા જ લખાએલી સમજવી. એટલે એવા સ્વતન્ત્ર અસહકારીને તો અસહકારનો અનારંભ એ જ પ્રથમ બુદ્ધિલક્ષણ છે. પણ આરંભ કર્યા પછી તો દેહપાત થાય પણ વસ્તુત્યાગ ન જ થાય.

બીજો સવાલ એ ઉઠે છે કે આવો સંયમ પાળીને જ્ઞાતિ જેવી સંકુચિત સંસ્થામા સુધારણા તે શી કરવાની હતી? વળી આપણે તો જ્ઞાતિને જ નાબૂદ કરવી છે, તો પછી કન્યાવિક્રયાદિ દોષોને વળગવું શું? એમ બીજા કહેશે. આ સવાલ અસ્થાને છે. આપણા સુધારકનો પ્રશ્ન જ્ઞાતિપરત્વે જ છે. જો કૌટુંબિક અસહકારની વાત યોગ્ય ગણવામા આવે છે તો જ્યા લગી જ્ઞાતિઓ પડી છે ત્યાં લગી તે પરત્વે અસહકારની વાત પણ યોગ્ય જ ગણવી જોઇએ.

# જ્ઞાતિ'બંધન'

જ્ઞાતિને મેં સંયમની વૃદ્ધિને સારૂ મદદગાર તરીકે સ્વીકારી છે. પણ આજકાલ જ્ઞાતિ સંયમરૂપે નથી, પણ બંધનરૂપે જોવામા આવે છે સંયમ મનુષ્યને શોભાવે છે ને સ્વતંત્ર કરે છે બંધન બેડીરૂપ હોઇ ઝખવે છે. આજકાલ જ્ઞાતિનો જે અર્થ થાય છે એ કંઈ ઇચ્છવાયોગ્ય કે શાસ્ત્રીય નથી. જે અર્થમા આજે વપરાય છે તે અર્થમા જ્ઞાતિ એવો શબ્દ જ શાસ્ત્ર ઓળખતુ નથી વર્ણ છે અને તે તો ચાર જ છે. પણ અગણિત જ્ઞાતિમાયે તડાં પડ્યા છે ને તેમાં બેટીવ્યવહાર બંધ થતો જોવામા આવે છે. આ ઉન્નતિના લક્ષણ નથી પણ અવનતિના છે.

આવા વિચાર નીચેના કાગળ ઉપરથી ઉત્પન્ન થયા છે.

"આપ જેવા સર્વ જ્ઞાતિઓને એકત્ર થવાનો ઉપદેશ કરો છો ત્યારે મારી જ્ઞાતિ કે જે લાડ જ્ઞાતિ તરીકે ઓળખાય છે તેમા સાધારણ પ્રમુખ જેવા હોદ્દાની બાબતનાં જ્ઞાતિબંધુઓમાં મતભેદ પડયો છે ને તે એટલે સુધી કે જ્ઞાતિસભામાં હાથોહાથની લડાઇ કરવા પણ ચૂકતા નથી

"તમો જેવાને આ બાબતમા તકલીફ આપવા બિલકુલ ઇચ્છા નથી. છતાં પણ એક જ્ઞાતિમા કુટુંબકલેશ અને આપસઆપસની મારામારી થતી અટકે એ ઇચ્છવાજોગ હોવાથી તમોશ્રીનો એ બાબતમાં શું અભિપ્રાય છે તે 'નવજીવન' દ્વારા સર્વે લાડ જ્ઞાતિના બંધુઓને જણાવવા કૃપા કરશો એવી મારી નમ્ર વિનંતિ છે.

"અમારી જ્ઞાતિમા ખંભાતી, આમ્રી, દમણી, પેટલાદી અને સુરતી તથા બીજા અન્ય લાડ બંધુઓનો સમાવેશ થાય છે. તેમાં બેટી-

વહેવાર પહેલી ચાર સાથમા છે. છેલ્લાં વીસથી ત્રીસ વર્ષ દરમિયાન પ્રમુખની ચુંટણી પહેલા જણાવેલા ચાર સાથમાથી થતી આવે છે ને થાય છે આ વર્ષની જ્ઞાતિસભામા એક એવા પ્રકારનો ઠરાવ ઉપલી ચાર સાથમાથી લાવવામા આવ્યો હતો કે પ્રમુખ તથા મંત્રી થવાનો હક જે લોકો બેટીવહેવાર અને મુબઇની લાડ જ્ઞાતિની સર્વોપરી સત્તા માન્ય રાખે તેમને જ છે. આ ઠરાવોની વિરુદ્ધ સુરતી લાડ ભાઇઓની લાગણી ઘણી જ દુખાઇ ને લગભગ અઢીસોથી ત્રણસો માણસની સહીનુ રેકવીઝીશન કમિટી ઉપર મોકલવામા આવ્યુ હતુ. પરતુ કમિટી હજુ સુધી કોઈ પણ જાતનો નિર્ણય કરી શકી નથી. હાલનું વાતાવરણ એટલુ બધુ ખરાબ છે કે કદાચ જ્ઞાતિમાં તડ પડી જવાનો તેમ જ કોર્ટમા મામલો જવા સંભવ છે "

આ ખબર જો ખરી હોય તો દુઃખદ છે. તેમા પ્રમુખપદ અને મંત્રીપદને સારૂ લડાઇ શી? સુરતી, આગ્રી, દમણી ઇ૦ ભેદ શા? લાડ યુવકમડળની સભામા હું જ્યારે ગએલો ત્યારે મારી ઉપર સરસ છાપ પડી હતી. પ્રમુખપદ સેવાને અર્થે હોય, માનને અર્થે નહિ જ. મંત્રી તો સમાજનો નોકર છે. આ સ્થાનને સારૂ સ્પર્ધા હોય તોયે તે મીઠી જ હોવી જોઇએ. મારી ઉમેદ છે કે ઉપરનો કલેશ બંને પક્ષ હળીમળીને દૂર કરશે. વણિકમાત્ર મળીને એક જ્ઞાતિ કા ન બને? એવો ધર્મ ક્યાયે નથી સમજાયો કે વૈશ્ય જાતિમા કન્યાની આપલે ન થઇ શકે. હું પેટાજ્ઞાતિઓને કેટલેક અંશે માન આપુ છુ તે કેવળ સમાજની સગવડને અર્થે. જ્યારે ઉપર જેવા કિસ્સા અનુભવું છું ત્યારે એમ જ થાય છે કે ઇરાદાપૂર્વક આ બંધનોને છેદી તેમાંથી મુક્તિ મેળવવી ને મેળવાવવી.

# ધર્મને નામે ધાડ

લાડ જ્ઞાતિમા ચાલતા કલહ બાબત મારી પાસે એક લાબો કાગળ આવ્યો છે. લખનારે નિર્મળ પ્રયત્ન કરી મને ઘણી હકીકત પૂરી પાડી છે ને બતાવ્યું છે કે સમાધાની કરવા જે પગલાં લઇ શકાય તે લેવાયા છે. હું એ માનવા તૈયાર છું. પણ મારો ઇરાદો લાડ જ્ઞાતિને વિષે કાઈ લખવાનો કે સૂચવવાનો નથી પણ તે ઉપરથી આવતા વિચારો હિંદુ-સમાજની પાસે મૂકવાનો છે.

એક તરફથી હિંદુધર્મની રક્ષા કરવા સારૂ સંગઠનો થઈ રહ્યા છે ને બીજી તરફથી હિંદુધર્મમા જે નબળાઇઓ પેસી ગઇ છે તે તેને અંદરથી કોરી રહી છે. એટલે જેમ એક જાડા લાકડાના ગર્ભને અંદર રહેલો કીડો કોતરી ખાતો હોય તો તેને ઉપરથી મઢો કે રોગાન લગાડો છતાં તે લાકડું છેવટે ખવાઇ જવાનુ છે તેમ જો હિંદુજાતિના ગર્ભમાં કીડો પેસી જઇ તેને કોતરી રહ્યો છે તેનો જો નાશ નહિ થાય તો હિંદુધર્મની બહારથી ગમે તેટલી રક્ષા કરીએ છતા તેનો નાશ જ સંભવે છે.

વર્ણબંધનને નામે વર્ણનો સંકર થઇ રહ્યો છે ને થઇ ગયો છે. વર્ણની મર્યાદા ગઇ છે, તેની અતિશયતા રહી છે. વર્ણબંધન ધર્મના રક્ષણ સારૂ હતું તે અત્યારે વક્ર બની ધર્મને કોરી રહ્યું છે. વર્ણ ચાર હોય તેને બદલે અસંખ્ય ને અગણિત થઇ ગયા છે. વર્ણ મટી જાતિના વાડા થયા છે

ને તે વાડાની અંદર રઝળતા ઢોર જેમ ડબામા પુરાય તેમ આપણે નધણિયાતા બની વાડાની વચ્ચે પુરાઇ કેદી બની ગયા છીએ. વર્ણ પ્રજાના પોષક હતા; જ્ઞાતિઓ પ્રજાની નાશક થઇ છે. હિંદુપ્રજાની કે હિંદની સેવા કરવાને બદલે આપણે આપણી વાડાની એટલે આપણી બેડીઓની રક્ષા કરવામા ગુંથાએલા રહીએ છીએ ને તેને અંગે ઉપજતા સવાલોનો નિર્ણય કરવામા આપણા વખતનો, આપણી બુદ્ધિનો, આપણા પૈસાનો વ્યય કરીએ છીએ. પારધી મધપૂડાનો નાશ કરવા સામે ઊભો છે ત્યારે બેઅક્કલ મધમાખીઓ એકબીજાના ઘરના કબજાની પંચાયતનો ભરી રહી છે. જ્યા વીશાદશાનો ભેદ જ નાશ કરવા યોગ્ય છે ત્યા વીશા મોટા કે દશા મોટાનો સવાલ જ ક્યા રહે છે? જ્યારે હિંદુસ્તાન સમસ્તની વણિક કોમને એક બનવાની આવશ્યકતા છે ત્યા દશા-વીશા, મોઢ-લાડ, હાલારી-ઘોઘારીના ભેદને અને તેમની વચ્ચેના કંકાસોને અવકાશ જ ક્યા છે?

વર્ણ ધંધાને અંગે હતા. ત્યારે જ્ઞાતિ કેવળ રોટીબેટી-વ્યવહારને અવલંબે છે. જ્યાં લગી હુ રોટીબેટીવ્યવહારની મર્યાદા જાળવું ત્યા લગી હું કલાલની દુકાન રાખુ તોયે શુ ને સમશેરબહાદુર થાઉ તોયે શું, અથવા પરદેશી ડબામા બંધ કરેલું ગોમાસ વેચુ તોયે શુ? એ બધું કરતો છતો હું વણિક જાતિમાં પૂજાઇ શકુ હું એકપત્નીવ્રત પાળું કે અનેક સુંદરીઓની સાથે લીલા કરૂં તેની પંચાત મારી જ્ઞાતિને કરવા-પણું નહિ! એટલું જ નહિ પણ એ બધુ છતા હું જ્ઞાતિનો શેઠ પણ રહી શકું, જ્ઞાતિને સારૂ નવી સ્મૃતિઓ રચી શકું ને જ્ઞાતિની પાસેથી ઇનામઅકરામ મેળવી શકું! હું ક્યા જમુ

છું અથવા મારા પુત્રાદિનો વિવાહ ક્યા કરૂં છું તેની ચોકી જ્ઞાતિ કરે પણ મારા આચરણનુ નિરીક્ષણ કરવાનું જ્ઞાતિનું કામ નહિ! હું વિલાયત જઇ આવ્યો હોઉં તો કન્યાકુમારીના મંદિરના ગર્ભાગારમાં મારાથી ન જવાય, પણ હું જાહેર રીતે વ્યભિચાર કરતો હોઉં તો તે કારણે તે ગર્ભાગારમા પ્રવેશ કરતાં મને કોઇ અટકાવી શકે નહિ !

આ ચિત્રમા ક્યાયે અતિશયોક્તિ નથી. આ ધર્મ નથી, આ અધર્મની પરિસીમા છે. આમા વર્ણની રક્ષા નથી પણ વર્ણનો ધ્વંસ છે. વર્ણાશ્રમની રક્ષા કરવા મથતો હું જો અધર્મ દૂર ન થાય તો વર્ણની રક્ષા કરવા અસમર્થ બનવાનો છુ. આમા તો અતિશયતા જ વર્ણને નામે ઓળખાઇ અતિશયતાનો નાશ થવાને બદલે વર્ણનો જ થઇ જવાનો ભય છે.

હવે આવી અસંખ્ય જાતિઓની રક્ષા કઇ રીતે થાય છે તે જોઇ જઇએ. અહિંસાપ્રધાન ધર્મ હિંસાથી જાતિરક્ષા કરે છે જેણે જાતિના કૃત્રિમ ને અયોગ્ય બંધનો તોડ્યા હોય તેને સમજાવવાનુ, તેને તેની 'ભૂલ' બતાવવાનું તો થતુ જ નથી પણ તાબડતોબ તેનો બહિષ્કાર થાય છે. બહિષ્કાર એટલે તેની સર્વ પ્રકારે પજવણી; તેનું ભોજન બંધ, તેને બેટીવ્યવહાર બંધ, તેને સ્મશાનવ્યવહાર બંધ. અને આ દંડ બહિષ્કૃતના વારસો ઉપર પણ ઉતરે! આનુ નામ કીડી ઉપર કટક, અથવા આ જમાનાની ભાષામા કહીએ તો એક પ્રકારની ડાયરશાહી. આવા ત્રાસથી હજાર બે હજાર મનુષ્યોની જ્ઞાતિઓ નભવાને બદલે તેમનો નાશ થઇ જવાનો છે. નાશ ઇચ્છવાયોગ્ય છે. પણ બળાત્કારે થએલો નાશ હાનિકારક હોય

છે. જો ઇચ્છાપૂર્વક નાશ કરવામા આવ્યો હોય તો જ તે સમાજનો પોષક બને.

સારામા સારો ઉપાય તો એ જ છે કે નાની નાની જ્ઞાતિઓના મહાજન એકઠા મળી એક જ્ઞાતિ બની જાય, અને આ મોટો સંઘ બીજા સઘોની સાથે ભળી છેવટે ચાર વર્ણમાના એકમા સ્થાન લે. પણ હાલની શિથિલતામા આવો સુધારો તાત્કાળિક બનવો લગભગ અશક્ય જેવું ગણાય

તો ધર્મનું પાલન જેટલું કઠિત છે તેટલું જ સહેલું છે. જેમ પ્રત્યેક સંઘ ધર્મની વૃદ્ધિ કરી શકે છે તેમ જ વ્યક્તિઓ કરી શકે છે. વ્યક્તિઓ નિર્ભય રહી જેને પોતે ધર્મ ગણે તેનું પાલન કરવું ને પછી પોતાનો બહિષ્કાર થાય તો તે વિષે બેફિકર રહેવું. જ્ઞાતિની ત્રણ શિક્ષાઓને વિનયપૂર્વક વધાવી તેને બધનમુક્તિ ગણવી. જ્ઞાતિભોજન કરવાથી કંઇ લાભ નથી, ન કરવામાં ઘણી વેળા તો લાભ જ છે. મરણ પાછળના ભોજનોને હું તો પાપ જ ગણું છું. પુત્રાદિને સારુ કન્યા કે કન્યાને સારુ તે જ જ્ઞાતિમા વર ન મળે એ પણ ચિંતાનું કારણ નથી; કારણ દંડાએલને તે દંડ નથી કેમકે તે પેટા-જ્ઞાતિઓની હસ્તી માનતો નથી. કન્યા કે વર લાયક હોય તો બીજા સઘોના સુધારકોમાથી લાયક જોડી મળવામાં અડચણ ન જ આવે. પણ આવે તો તે સહન કરવામા જ ધર્મ છે. ચારિત્રવાન અને સયમીને આવી ઉપાધિઓ ઉપાધિ નથી. તે તેને પ્રસન્નચિત્ત રહી સહન કરે. મરણકાળે તેને જ્ઞાતિ તરફથી સહાય ન મળે તેમાયે દુઃખ શું? બીજાઓ સહાય કરનારા મળી આવે. મરણગાડી વિષે તો હું લખી ચૂક્યો છું. તેનો ઉપયોગ કરવાથી ઓછી મદદે ચાલે. અને

તેટલી મદદ પણ જેની પાસે ન હોય તે મજૂર રાખે. મજૂર જેટલા પૈસા ન હોય એવો જે દીન છે પણ પ્રભુનો જન છે તેને તો પ્રભુ ગમે ત્યાથી સહાય મોકલી દેશે એવો તે વિશ્વાસ રાખે. સજાનો ત્રાસ છોડવો એ સત્યાગ્રહ છે જેમ સરકારની સામે લઢતા સત્યાગ્રહ સોનેરી શસ્ત્ર છે તેમ જ જ્ઞાતિસરકારની સામે. કેમકે બંને દર્દ એક છે તેથી તેની દવા પણ એક છે. જુલમનું ઔષધ સત્યાગ્રહ છે. હિંદુધર્મનું — ધર્મમાત્રનું— રક્ષણ કેવળ સત્યાગ્રહથી જ થાય

પ્રત્યેક ધર્મપ્રેમીને મારી વિનયપૂર્વક સલાહ છે કે તેણે જ્ઞાતિઓની નાના પ્રકારની ખટપટોમા ન પડતા પોતાના કર્તવ્યમા પરાયણ રહેવું. કર્તવ્ય પોતાના ધર્મનું ને દેશનું રક્ષણ કરવાનું છે. ધર્મનું રક્ષણ નાનકડી જ્ઞાતિઓનું અયોગ્ય રક્ષણ કરવામાં નથી, પણ ધાર્મિક આચરણમા છે. ધર્મનું રક્ષણ એટલે હિંદુમાત્રનું. હિંદુમાત્રનું રક્ષણ પોતે ચારિત્રવાન બનવામા જ રહેલું છે. ચારિત્રવાન બનવું એટલે સત્ય, બ્રહ્મચર્ય, અહિંસાદિ વ્રતો પાળવા, નિર્ભય બનવું — એટલે કે મનુષ્યમાત્રનો ભય છોડવો, ઇશ્વર ઉપર શ્રદ્ધા રાખવી, તેનાથી ડરવું. તે આપણા સર્વ કર્મોનો, સર્વ વિચારોનો સાક્ષી છે એમ જાણી મેલા વિચારો કરતા પણ કંપવું, જીવમાત્રને સહાય કરવી, પરધર્મીને પણ મિત્ર ગણવો, પરોપકારમા પોતાનો કાળ ગાળવો ઇ૦ ઇ૦. પેટાજ્ઞાતિની હયાતી હાલ તો જ ક્ષંતવ્ય ગણાય જો તેઓનું સમગ્ર કામ એકંદરે ધર્મને અને દેશને પોષનારૂં હોય. જે જ્ઞાતિ આખા જગતનો ઉપયોગ પોતાને સારૂ કરે તેનો નાશ હોય. જે જ્ઞાતિ પોતાનો ઉપયોગ જગતના કલ્યાણને અર્થે થવા દે તે ભલે જીવો.

# બહિષ્કાર થાય તો?

એક ભાઈ લખે છે:

"અત્યારે કોઈ કોઈ જ્ઞાતિ અસ્પૃશ્યતાને ન માનનારને તે ગમે તેવા સદ્ગુણી હોય છતાં ન્યાત બહાર મૂકે છે, પણ શાસ્ત્રોએ જેને મહાન પાપ માનેલું છે તેને સારુ મહાજન કંઈ કરતા નથી. જેમકે કન્યાવિક્રયને શાસ્ત્ર મહાપાપ માને છે પણ તેને સારુ મહાજન કંઈ નથી કરતા અને અસ્પૃશ્યતા બાબત દોષિત ગણાતાને તો પૂછ્યા વિના કે તેની પાસેથી ખુલાસો સરખો માગ્યા વિના ન્યાત બહાર મૂકે છે. વળી મહાજનને પંચની મારફતે ફેંસલો કરવાનું કહેતાં મહાજન ઇનકાર કરે છે. હવે આવા જુલમગાર મહાજનને અદાલતોમાં લઈ જવા કે નહિ?"

આનો જવાબ હું તો એક જ આપી શકું મહાજન ગમે તેટલો જુલમ કરે છતાં તેમને અદાલતમાં ન લઇ જવાય. તેમની ઇચ્છામાં આવે તે સજા તે કરે તેની સજા ભોગવવાથી મહાજનનો રોષ નબળો પડે છે ને તે પોતે પસ્તાય છે બળી જ્યાં મહાજન અન્યાય કરે છે ત્યાં તો બહિષ્કાર આવકારદાયક વસ્તુ ગણાવી જોઇએ. જે જ્ઞાતિમાં કન્યાવિક્રયનો અત્યાચાર ચાલતો હોય, જે જ્ઞાતિમાં દંભ ચાલતો હોય, જેના મહાજન મદ્યમાંસાદિના ખાનપાનને દરગુજર કરતા હોય તે જ્ઞાતિમાં રહેવામાં લાભ હોય જ નહિ. જ્ઞાતિ એ રૂઢિ છે એ ધર્મ નથી. જ્ઞાતિમાં રહી મનુષ્ય કેટલીક સગવડ મેળવે છે પણ જ્યાં જ્ઞાતિ અનીતિમાન થઇ ગઇ હોય ત્યાં તેનો ત્યાગ જ ઇષ્ટ છે. જે ન્યાય સરકારની નીતિને લગાડીને આપણે અસહકાર કર્યો તે જ ન્યાય જ્ઞાતિને લગાડીને તેની સાથે અસહકાર થઇ શકે છે

પણ અહીં તો તે પ્રશ્ન જ નથી અહીં તો જ્ઞાતિ બહિષ્કાર કરે છે એ બહિષ્કારને સુઅવસર માની વધાવી લેવો. પણ એવી રીતે સુઅવસર એનાથી જ માની શકાય કે જેણે ધર્મને પાળ્યો છે, જેણે જ્ઞાતિની સેવા કરી છે, જેણે જ્ઞાતના નીતિવર્ધક શાસનોને હમેશાં સ્વેચ્છાપૂર્વક માન આપ્યું છે. સંયમી જ બહિષ્કારને આવકાર આપે. સ્વચ્છંદી તો બહિષ્કારથી પીડાય પણ અસ્પૃશ્યતાનિવારણ સ્વચ્છંદને સારૂ નથી. સંયમીને સારૂ છે. અસ્પૃશ્યતાનો નાશ ભોગવૃદ્ધિને ખાતર નથી, પણ સેવાના પ્રસંગો વધારવાને સારૂ છે સેવામાંથી કોઇને બહિષ્કૃત ન રાખવાને અર્થે છે.

# વર્ણસંકર કે વર્ણાશ્રમ?

એક વિદુષી લખે છે:

"મુસાફરીમાં એક વ્યક્તિનો મારે સંગાથ થયો તેણે વરતેજ ખાતે ભરાએલી રજપુત પરિષદને તમે મોકલેલા સંદેશા તરફ મારું ધ્યાન ખેંચ્યું વાચીને મનની ભીતર ઘણા દિવસથી દબાઇ રહેલો વિરોધ ઉછળી આવ્યો ચિંતનમનન કરે તે જ માણસ. તેથી મને આશા છે કે મારા ચિંતનને તમે સહી લેશો અને તે તમારાથી નિરાળું હોય છતા તે પર ધ્યાન દેશો. ૧૯૨૦ની સાલમાં આશ્રમ અને તેનું સંભાળાતું જોઇને આ વિચારો આવેલા. પછી જતા રહેલા તે કોઈ કોઈ વાર દેખા દેતા. પણ હમણાં થોડું થયાં એ વિચારોએ મારા મનમાં કાયમનું ઘર કર્યું છે અને રજપુત પરિષદને તમારો સંદેશ એના ઉછાળાનું છેલ્લું નિમિત્ત બન્યો છે.

"જ્યાં આખું સ્ટેશન એકથી બીજા છેડા સુધી લશ્કરી ઢબે ખભે લટકતી તલવારોવાળા સ્વયંસેવકોથી ઉભરાતું હતુ, જ્યાનું આખું વાતાવરણ ક્ષત્રિય જાતિના શૌર્ય અને દાક્ષિણ્યના સ્મરણોથી ગુંજતુ હતું, ત્યાં એમની તલવારોની જગ્યા રેંટિયાને આપવાની તમારી સલાહ શું ખ્રિસ્તી પાદરીઓના જેટલી જ તદ્દન અસ્થાને નહોતી? તમારે તો પ્રાચીન ઋષિઓની પેઠે શું બ્રાહ્મણને વધુ સાચો બ્રાહ્મણ બનવાની, ક્ષત્રિયને આદર્શ ક્ષત્રિય બનવાની, વૈશ્યને વૈશ્ય બનવાની સલાહ ન આપવી જોઇએ? બ્રાહ્મણોનું ચિહ્ન પોથી કે કલમ, ક્ષત્રિયનું તલવાર અને વૈશ્યનું રેંટિયો કે હળ છે. તમે ભલે પોતાને વણકર કે ખેડૂત કહેવડાવીને અભિમાન માનો, તેમ કરવામા તમે તમારા જાતિધર્મની સ્વાભાવિક વૃત્તિને જ વફાદાર છો પણ તમારા જેવા વર્ણાશ્રમને માનનાર હિન્દુએ બ્રાહ્મણો અને ક્ષત્રિયો પાસે તેમના સ્વાભાવિક જાતિધર્મો છોડાવીને વૈશ્યધર્મનો અંગીકાર કરવાનો શા સારૂ આવડો આગ્રહ કરવો? વૈશ્યવૃત્તિ અંગીકાર કર્યાં વગર આજે ક્ષત્રિય ગરીબોનુ રક્ષણ અને સેવા ન જ કરી શકે શુ?

"ભારતવર્ષના મહાપુરુષોએ તો દરેક વ્યક્તિના સ્વભાવ અનુસારના સ્વધર્મને જ હમેશા ઉપદેશ્યો છે. તેમ જ પહેલ વહેલાં એ બધા ધર્મોને છાપરે ફેંકીને આખા રાષ્ટ્રને એક વૈશ્યવૃત્તિ જ અંગીકારવાનો ઉપદેશ આપવા માંડયો છે વૈશ્યધર્મનો તમે ભલે ઉદ્ધાર કરો, પણ કૃપા કરીને બ્રાહ્મણક્ષત્રિયોને શા સારૂ પાછા પાડો છો ? તમારી જ્ઞાતિને આધ્યાત્મિક ભલે કરો, પણ બીજી જ્ઞાતિઓવાળાને તમારી વિભૂતિના બળથી મુગ્ધ કરીને વણકર તથા પીંજારા બનાવી મેલી દુન્યવી શા સારૂ કરી મેલો છો? મારા મત પ્રમાણે તો તમારા આશ્રમના વિનોબા અને બાળકોબા તમે કરી મેલ્યા છે તેવા આધ્યાત્મિક વણકર બન્યા છે તે કરતાં શુદ્ધ બ્રાહ્મણ રહ્યા હોત અને પોતાની મેધાને પૂરી રીતે ખીલવી હોત તો રાષ્ટ્રની તેમણે વધુ સંગીન સેવા કરી હોત"

આખો કાગળ મેં અહીં નથી ઉતાર્યો પણ તેનો સાર આપી દીધો છે. બાકીનામાં ઉપર ટાંકયું છે તેનુ વિવેચન જ છે. લખનાર વિદુષી બહેન જન્મે હિન્દુ છે અને હું કરૂં છું તેમ પોતે પણ હિન્દુ હોવાનો દાવો કરનારા છે કાંતવાને મેં સાંપ્રદાયિક ધર્મો કરતા શ્રેષ્ઠ ધર્મ ગણ્યો છે તેથી વિદ્વાન મિત્રમંડળોમા તેનો ગેરઅર્થ નહિ થાય એવી મેં આશા રાખી હતી પણ તેમ થવું નિર્માએલું નહોતુ ઉપલા વિદુષી બહેન જણાવે છે કે રેંટિયાનો આવો વિરોધ કરનારા તેઓ એકલા નથી. તેથી તેમની દલીલને મારે ધીરજપૂર્વક તપાસવી રહી. સને ૧૯૦૪થી માંડીને મારા વર્તમાનપત્ર ચલાવવાને લગતા અનુભવમા મેં જોયું છે કે વર્તમાનપત્રોના તંત્રીઓ ઉપર આવનારા ચર્ચાપત્રોમાની ઘણીખરી ટીકા વિરોધીની વાત વિષેની અપૂર્ણ સમજણથી જ થએલી હોય છે. પ્રસ્તુત દાખલામા મજકુર બહેને સમજવું જોઇતુ હતું કે રેંટિયાનો સંદેશો કંઈ મેં આ દેશના હિંદુઓને જ એકલાને સારૂ આપ્યો

નથી. એ સંદેશો તો સ્ત્રીપુરુષ, મુસલમાન, પારસી, ખ્રિસ્તી, યહુદી, શીખ તેમજ કશા પણ અપવાદ વિના પોતાને હિન્દી કહેવડાવનારા એકેએક હિન્દીને માટે છે. આટલી વાત આ બહેને ધ્યાનમા રાખી હોત તો તેમની ટીકા જૂદી જ રીતે લખાત એમ હું માનું છું. તો તેમણે જોયુ હોત કે મેં તો હિન્દુસ્તાનના આગળ એક એવી વસ્તુ મૂકી છે કે જે કોઇના ધર્મની આડે આવતી નથી અને ઉલટું જેટલે દરજ્જે એનો અંગીકાર કરવામા આવે તેટલે દરજ્જે તે તે ધર્મને અને હિંદુ-ધર્મમાં તે તે વર્ણ કે જ્ઞાતિને ઉજ્જવળ કરનારી છે. તેથી જ મારો દાવો છે કે મારી પદ્ધતિ વર્ણસંકર કરનારી નહિ પણ વર્ણશુદ્ધિ કરનારી છે. હું કોઇને તેનો સ્વધર્મ કે બાપીકો ધંધો છોડવાનું કહેતો નથી, પણ દરેકના સ્વાભાવિક વ્યવસાયમા રેંટિયો ચલાવવાનો ઉમેરો કરવા કહુ છું કાઠિયાવાડના રજપુતો આ વાતથી વાકેફ હતા. તેમણે મને પૂછેલુ કે શુ હુ તેમને તેમની તલવારો મેલી દેવા કહું છું? મેં તેમને કહ્યું, હરગિજ નહિ. ઉલટું મે તો એમને એમ કહ્યુ કે જ્યા સુધી તમે તલવારના બળમા વિશ્વાસ રાખનારા છો ત્યા સુધી તમારા દરેકે કદિ દગો ન દેનારી તલવાર અવશ્ય બાંધવી. અલબત્ત, મે એમને એ પણ કહ્યું કે મારો આદર્શ ક્ષત્રિય તો એ છે કે જે તલવાર વીંઝયા વગર રક્ષણનું કાર્ય કરે અને જે માર્યા વગર પોતાનુ નાકું સંભાળતો મરે. તલવાર તો કોઇ ઝૂંટવી પણ લે, પણ ઘા કર્યા વગર ઘા ઝીલીને મરી છૂટનારાનુ શૂરાતન કોણ ખૂંચવી શકે?

પણ આ તો બીજી વાત થઈ. ઉપલા પ્રશ્નમા તો હું એટલું જ કહીશ કે રજપુતોએ નબળાનુ રક્ષણ કરવાનો

પોતાનો ધંધો છોડી દેવાનો નથી જ. તેમ બ્રાહ્મણો પણ વિદ્યાદાનનો વ્યવસાય છોડી દે એવું હું માગતો નથી. હું તો એટલું જ કહું છું કે કાતવા રૂપી યજ્ઞથી તેઓ વધારે સારા વિદ્યાગુરુઓ બનશે. વિનોબા અને બાળકોબાએ કાતનારા, વણનારા અને પાયખાના સાફ કરનારા બનવાનું પસંદ કરીને પોતાના બ્રાહ્મણત્વને ગૌરવ આપ્યું છે. તેઓ આજે શ્રેષ્ઠતર બ્રાહ્મણ બન્યા છે. તેમનું જ્ઞાન વધુ સંગીન બન્યું છે. બ્રાહ્મણ એ છે કે જેણે ઈશ્વરને ઓળખ્યો. મારા આ બન્ને સાથીઓએ રેંટિયાને અપનાવીને હિંદુસ્તાનના લાખો ભૂખ્યા જોડે જેટલી લાગણી અને જેટલું તાદાત્મ્ય સાધ્યું તેટલા તેઓ આજે ઈશ્વરની વધુ નજીક છે. ઈશ્વરી જ્ઞાન કંઇ ગ્રંથો પઢવાથી નથી આવતું. એ તો પોતાના આત્માના ઊંડાણમા, ભીતર અનુભવાય છે. પુસ્તકો તો બહુ તો કવચિત્ મદદરૂપ થઇ શકે; બાકી ઘણીવાર તો ઉલટા વિઘ્નરૂપ થઇ પડે છે. એક મહાવિદ્વાન બ્રાહ્મણને યથાર્થ ઈશ્વરજ્ઞાન પ્રાપ્ત કરવા એક ધર્મવ્યાધ (ખાટકી ભગત) પાસે જવું પડ્યું હતું!

વળી આ વર્ણાશ્રમ પણ શું છે? એ કંઇ લોખંડી ભીંતોથી ચણી લીધેલું તંત્ર નથી. મારી દૃષ્ટિએ તો એ એક શાસ્ત્રીય સત્યનો સ્વીકાર છે, પછી તે માન્ય કરનારા તેને જાણતા હોય કે ન હોય. બ્રાહ્મણ કંઇ એકલું અધ્યયન-અધ્યાપન કરવા માટે જ છે એમ નથી. એ વૃત્તિ એનામાં પ્રધાન હોય એટલો જ એનો અર્થ છે. દાખલા તરીકે જે બ્રાહ્મણ શરીરયજ્ઞ (જાતમહેનત) કરવાની ચોખ્ખી ના જ પાડે તેને સૌ કોઇ મૂઢ કહેશે. પ્રાચીન ઋષિઓ વનમાં રહેતા ને હાથે લાકડા કાપતા, ભારા બાંધી ઘેર ઊંચકી લાવતા, ઢોર

ચરાવતા અને શસ્ત્ર ધારણ પણ કરતા. આ બધું છતા તેમનો પ્રધાન વ્યવસાય ઈશ્વરી સત્યની શોધ એ હતો. તે જ પ્રમાણે વિદ્યાહીન ક્ષત્રિય, પછી તે ચાહે તેવડો તલવારબાજ હોય તો પણ નકામો ગણાતો. તેમ પોતાના જીવનને વિષે શ્રેય અને પ્રેયનો વિવેક કરી શકવા પૂરતા અધ્યાત્મજ્ઞાન વગરનો વૈશ્ય પણ સમાજનું હીર ચૂસી લેનારો રાક્ષસ જ ગણાવો જોઈએ, જેમ આજના જમાનાના વૈશ્યો અત્યારે બની ગએલા જોઈએ છીએ, પછી તે પશ્ચિમના હોય કે પૂર્વના. ગીતાની ભાષામા તો 'માત્ર પોતાની જ ખાતર જીવનારા એવા પાપાત્માઓ આસુરી રૌરવના અધિકારી' છે. રેંટિયો તો ચારે વર્ણને — એકેએક ભારતવાસીને તેના સ્વધર્મ પ્રત્યે જાગૃત કરવાને યોજાએલ છે. એ વડે દરેક મનુષ્ય પોતપોતાનો સ્વધર્મ અગર ફરજ વધુ સારી રીતે બજાવવા પ્રેરાશે. જ્યારે વહાણ શાંત પાણી ઉપર થઈને ચાલી રહ્યું હોય છે ત્યારે વહાણ ઉપરના માણસો પોતપોતાના કામોમા કલ્લોલ કરતા હોય છે, પણ જ્યારે બેડો વાવાઝોડામા સપડાઈ હાલકલોળ થવા લાગે અને બૂડવાની અણી પર હોય ત્યારે તો બચાવવાના એકમાત્ર જરૂરી કામ પાછળ જહાજ પરના એકેએક માણસે જીવતોડ મહેનત કરવી રહી.

આપણે એ પણ ન ભૂલીએ કે આખી દુનિયાની જોડે હિન્દુસ્તાન પણ આજે જગદ્વ્યાપી વેપાર રૂપી કાળસર્પના જીવલેણ ભરડામા સપડાએલું છે. આજે ત્રાજવાંતોળ સિપાઈ-ઓની જાતિ આપણા પર રાજ્ય કરવાનો દાવો કરી રહી છે. એ ભરડામાથી પોતાને છોડાવવાને સારૂ આજે હિંદુસ્તાનને એના શ્રેષ્ઠમા શ્રેષ્ઠ બ્રાહ્મણોની પણ કુલ બુદ્ધિમત્તા ખરચી

નાખવી પડશે. આમ હિંદુસ્તાનના એકેએક બુદ્ધિમાન માણસનું તેમજ સિપાઇનું સામર્થ્ય આજે હિંદુસ્તાનની વેપારી ભૂખ ભાંગવા પાછળ ખર્ચવું પડશે અને તેમનો આ ધર્મ તેઓ સાંગોપાંગ બજાવી શકે તે સારૂ તેમણે આજે કાતતા શીખવાની અને નિયમપૂર્વક કાતવાની અગત્ય છે.

આ ઉપરાંત જેમને પ્રામાણિકપણે પોતાનો રોટલો કમાવાની ઇચ્છા છે તેવાઓને પણ આજીવિકાના રોજગાર તરીકે વણાટના ધંધાની ભલામણ કરતાં હું મુદ્દલ ન અચકાઉં. વળી જે બધા બ્રાહ્મણો, ક્ષત્રિયો તેમજ બીજાઓ આજે બાપીકો ધંધો પડયો મેલી ધનની પાછળ ઘેલા થઇ પડયા છે તેમને પણ વણકરના આ પ્રામાણિક અને નિઃસ્વાર્થી (તેમને સારૂ) ધંધાની હું ભેટ કરૂં છું અને હાથની સાળ જે અલ્પસ્વલ્પ આપે તેટલાથી સંતુષ્ટ રહેવાના તેમના મૂળ ધર્મ તરફ વળવા નોતરૂં છું. જેમ આહાર, નિદ્રા ઇ૦ વસ્તુઓ બધી વર્ણોને અને બધા ધર્મોના અનુયાયીઓને સામાન્ય છે તેમ રેંટિયો પણ જ્યાં સુધી ભેળાભેળ સ્વાર્થી તૃષ્ણા અને તેને પરિણામે આવતી કંગાલિયત આપણી વચ્ચે ઘર કરી બેઠા છે ત્યાં સુધી કશા અપવાદ સિવાય એકેએક વર્ણને, કોમને અને ધર્મને સામાન્ય થઇ પડવો રહ્યો છે.

આમ મારૂં કાર્ય વર્ણસંકર કરવાનું — એટલે વધારે ગોટાળા ઉત્પન્ન કરવાનું — નહિ પણ વર્ણાશ્રમ સ્થાપવાનું — એટલે શુદ્ધિના કાર્યને વધુ સંગીન કરવામાં રહેલું છે.

# વર્ણવ્યવસ્થા

મારી દક્ષિણની મુસાફરી દરમિયાન વર્ણવ્યવસ્થા અને બ્રાહ્મણ–અબ્રાહ્મણ વગેરે જાતિભેદોના સંબંધમા મેં કાઢેલા ઉદ્ગારો વિષે મને સંખ્યાબંધ ગુસ્સાભર્યા કાગળો મળ્યે જાય છે. આ કાગળો હું છાપતો નથી; કારણ તેમા ગાલીપ્રદાન ઉપરાંત બીજું કશું ભાગ્યે જ હોય છે. અને ગાળો નથી હોતી તેમાં પણ દલીલ કશી જ નથી હોતી. ચીઢ કંઇ દલીલ ન કહેવાય.

છતા કેટલાકના કાગળોમાથી ઉત્પન્ન થતી દલીલોના પ્રત્યુત્તર આપવા ઘટે. કેટલાક કહે છે કે જાતિભેદ ટકાવવાથી હિંદુસ્તાનનું સત્યાનાશ વળશે; કારણ જાતિભેદે જ હિંદુસ્તાનને ગુલામીમા ડુબાડ્યુ છે. મારી નજરે આપણી આજની અધો-ગતિના મૂળમા આપણો જાતિભેદ નથી. આપણા લોભને લીધે રાષ્ટ્રીય સદ્ગુણો કેળવવા તરફ આપણે બેપરવા રહ્યા તેને લીધે ગુલામી આપણને વરી છે. હું તો ઉલટું એમ માનું છું કે વર્ણવ્યવસ્થાએ તો હિંદુસમાજને છિન્નભિન્ન થઇ જવામાથી કેટલેક અંશે બચાવ્યો જ છે.

પણ બીજી સંસ્થાઓઓની પેઠે જ આ સંસ્થામાં પણ અતિશયતાએ પેસીને ભારે નુકશાન કર્યું છે. વર્ણવ્યવસ્થામાં મૂળ કલ્પેલી સમાજની ચતુર્વિધ રચના જ મને તો મુદ્દાની, સ્વાભાવિક અને જરૂરી જણાય છે. અસંખ્ય ન્યાતો અને પેટાન્યાતોથી કેટલીક વાર કેટલીક અનુકૂળતા થઇ હશે; પણ મોટે ભાગે તો ન્યાતો વિઘ્નકર્તા જ થઇ પડનારી છે એમા શંકા નથી. એવી પેટાન્યાતો જેમ જલદી એક થઇ જાય તેમ સમાજનું શ્રેય છે. પેટાજાતિઓમા આવી નજરે ન ચઢનારી ધ્વડભાગ અને નવેસર રચના મૂળથી જ થતી આવી છે અને થયા જ કરવાની. પ્રજામત અને પ્રજાના નૈતિક દબાણની અસર એ કામ કરી લેવા સારૂ બસ છે. પણ મૂળ વર્ણવિભાગને જ નાબૂદ કરવાના કોઇ પણ પ્રયત્નની હું અવશ્ય સામે છું,

વર્ણ વિભાગમા ભેદદષ્ટિ, અસમાનતા અગર ઊંચનીચપણું કશું છે જ નહિ; અને મદ્રાસ અગર દક્ષિણ જેવા પ્રાતોમા જ્યા એવા ભેદો ઊભા થવા બેઠા છે ત્યા અવશ્ય તે અટકાવવા ઘટે. પણ એના એવા પ્રસંગોપાત્ત દુરુપયોગને કારણે આખી વ્યવસ્થાને મોતની સજા ફરમાવી શકાય નહિ. એમા સહેલાઇથી સુધારણા થઈ શકે તેમ છે હિંદુસ્તાનમા તેમ આખી દુનિયામાં આજે જે લોકયુગ જોતજોતામા પ્રવર્તી રહ્યો છે તેને પરિણામે હિંદુ જાતિઓમાથી પણ ઊંચનીચના ખ્યાલ સહેજે નીકળી જશે કેવળ બ્રાહ્મણોને તોડ્યાથી લોકયુગ નહિ પ્રવર્તે. એ ગણિતનો દાખલો નથી કે છેદ ઉડાવી દીધે બંધ બેસી જાય. એની ગૂંચો ઉકેલવાને અંતર બદલવા જોઇએ, સમાજની વૃત્તિમા પલટો થવો જોઇએ. જાતિભેદ એ જો રાષ્ટ્રભાવનાના

ફેલાવવામા વિઘ્નરૂપ હોય તો હિંદુસ્તાનમા હિંદુ, મુસલમાન, પારસી, ખ્રિસ્તી, યહુદી આદિ ધર્મોનું એકીવારે હોવું એ પણ વિઘ્નરૂપ જ છે. લોકસત્તા અને રાષ્ટ્રીયતાની ભાવના તો પરસ્પરના બંધુભાવ ઉપર જ પોષાય છે અને આજે એક ખ્રિસ્તીને કે મુસલમાનને સગા માજણ્યા ભાઇ જેવો જ માનવામા હું તો કશી અડચણ જોતો નથી. આપણે કદી ન ભૂલવું જોઇએ કે જે હિંદુધર્મે વર્ણવ્યવસ્થા ઉપજાવી તે જ હિંદુધર્મે મનુષ્યમાત્ર પ્રત્યે જ નહિ પણ જીવમાત્ર પ્રત્યે આત્મભાવ પ્રાપ્ત કરવાનો આદર્શ પણ મનુષ્યના સર્વોપરી કલ્યાણના સાધન રૂપે આપણને આપેલો છે.

એક ભાઈ સૂચવે છે કે આપણી વર્ણવ્યવસ્થા ભાગીને આપણે યુરોપની વર્ગવ્યવસ્થા સ્વીકારવી. એટલે કે મારા ધારવા પ્રમાણે તે એમ કહેવા માગે છે કે આપણી વર્ણવ્યવસ્થામા રહેલી વંશપરંપરાની ભાવનાને જ માત્ર આજે આપણે નાબૂદ કરવી. મને તો લાગે છે કે વંશપરંપરાનો સિદ્ધાંત એ એક સનાતન સિદ્ધાંત છે તેને બદલવાના પ્રયત્નથી હમેશાં અનવસ્થા ઉત્પન્ન થઇ છે, અને તે થાય જ એક બ્રાહ્મણને તેની આખી જિંદગી બ્રાહ્મણ જ માનવામા હું તો ભારે ઉપયોગ જોઇ રહ્યો છું. જો બ્રાહ્મણને છાજે એવી રીતે એ નહિ વર્તે તો સ્વાભાવિકપણે જ સાચા બ્રાહ્મણને મળનારૂં માન તે ખોશે. જો આપણે વ્યક્તિના પ્રત્યેક કૃત્યના સારાનરસાપણાનો આંક કાઢીને તેની રૂએ દરેક વેળાએ વ્યક્તિઓને સજાઓ કે બક્ષિસો એનાયત કરવા બેસીશુ, રોજરોજ બ્રાહ્મણને શૂદ્ર અને શુદ્રને બ્રાહ્મણની પદવીઓ આપવા બેસીશું તો મુશ્કેલીઓનો પાર જ ન રહે, એ દેખીતું છે. જો હિંદુઓ પુનર્જન્મને

માનનારા છે—અને દરેક હિંદુ પુનર્જન્મમા માનનારો હોવો જ જોઇએ તો તેઓએ એમ જ માનવું રહ્યું કે કુદરત કશી પણ ભૂલ કર્યા વગર દુર્વર્તન કરનાર બ્રાહ્મણને માનવી ઉન્નતિની કોટિમા નીચલી પાયરીએ નાખશે અને તે જ રીતે આ જન્મમા બ્રાહ્મણજીવન ગાળનારને બ્રાહ્મણ કોટિમાં ચઢાવ્યા વગર પણ નહિ જ રહે.

હવે રોટીબેટીવહેવારની બાબત તપાસીએ. હું માનું છું કે એકરાષ્ટ્રીયતાની ભાવના પ્રવર્તાવવાને સારૂ એક ભાણે જમવું અગર ગમે તેની જોડે પરણવાની છૂટ એ જરૂરની વસ્તુઓ નથી ગમે તેવા સ્વતત્ર જમાનામા, ગમે તેટલા સ્વતંત્ર રાજ્યબંધારણમાં પણ સમાજના બધા જ લોકોમા ખાવાપીવા કે પરણવાની બાબતમાં એકસરખો જ આચારવહેવાર પ્રવર્તશે એમ હું માનતો નથી. સમાજના જુદા જુદા વર્ગો વચ્ચે આચારવિચારની વિવિધતા હમેશ રહેવાની જ. એ વિવિધતા વચ્ચે જ આપણે હમેશા એકતાને શોધવી અને સ્થાપવી પડવાની. અને કોઇ પણ માણસ સૌ કોઇની જોડે ખાવા કે પીવાની બાબતમાં હરકત માનનારો હોય તો તે પાપ કરે છે એમ કહેવાને હું તૈયાર નથી. હિંદુઓમા ભાઇભાઇનાં છોકરાં એકબીજા જોડે નથી પરણતા. એથી કંઇ તેમની વચ્ચેના પ્રેમને ખલેલ નથી પહોચતી. ઉલટો આ રિવાજ એમની વચ્ચેના સગપણને વધારે વિશુદ્ધ અને નિર્મળ કરે છે. વૈષ્ણવોમા મેં ઘણી માતાઓને જોઇ છે જેઓ મરજાદ પાળે છે અને ઘરને રસોડે જમતી કે ઘરના સામાન્ય ગોળાનું પાણી પીતી નથી. આથી તેમનામાં એકલવાયાપણું કે ઉદ્ધતાઇ આવી જાય છે અગર તો તેઓ સ્નેહ કે મમતા વગરની બની જાય છે

એવું નથી બન્યુ જોયુ આ બાબતો કેવળ સંયમ ને તાલીમને લગતી છે એમનામા અંગત એવો કશો દોષ નથી રહેલો. એમા અતિશયતા પેસે તો નુકશાનકર્તા થઇ પડે ખરી. અને તેમા પણ ઊંચપણાના અભિમાનથી જો તેમ કરવામા આવે તો તો આવો સયમ, સંયમ મટીને ખરેખર સ્વછંદ જ બની જાય છે અને તેથી ઘાતક નીવડે છે. પણ જમાનો જેમ જેમ આગળ વધે છે, અને નવનવી જરૂરિયાતો અને પ્રસગો ઊભા થતા જાય છે તેમ તેમ રોટીબેટીવહેવારની બાબતમા પણ ઘણી જ સભાળપૂર્વક આપણે સુધારાવધારા અવશ્ય કરવા પડવાના

આમ હિંદુ વર્ણવ્યવસ્થાનો હું પક્ષ લઉં છુ, હમેશા લેતો આવ્યો છુ, અને છતાયે હિંદુઓમા ઘર કરી બેઠેલી અસ્પૃશ્યપણાની ભાવનાને હુ માનવજાતિની સામે ઘોરમા ઘોર અપમાન રૂપ ઓળખાવુ છુ. એ ભાવનાના મૂળમાં સયમ નહિ પણ ઊંચપણાની ઉદ્ધત ભાવના જ રહેલી છે. એ ભાવનાએ પોતાની કોઇ પણ જાતની યોગ્યતા નથી બતાવી આપી, ઉલટા જેઓ કોઇ પણ વાતમા આપણાથી જૂદા નથી અને જેઓ અનેક દિશાઓમા સમાજની ભારે સેવા બજાવી રહ્યા છે, તેવા મનુષ્ય જાતિના એક પ્રચંડ જનસમૂહને આપણે માણસમાથી કાઢી નાખ્યાનું ઘોર પાપ કર્યું છે. આ પાપમાથી હિન્દુધર્મ જેટલો સત્વર ઉગરી નીકળે તેટલી તેની મોટપ અને પ્રતિષ્ઠા છે. આ હીન ભાવનાને ટકાવવાની તરફેણમા એક પણ દલીલ મને હજુ જડી નથી. અને આવી પાપી પ્રથાની હિમાયત કરનારા શાસ્ત્રવચનો — જેના પ્રામાણ્ય વિષે શંકા છે—ને બાતલ કરતા હું બિલકુલ અચકાતો નથી. અલબત્ત,

કેળવેલ બુદ્ધિ અને અંતરના અવાજની વિરુદ્ધ જનારી કોઇ પણ શાસ્ત્રાજ્ઞાને માથે ચઢાવવાની હું ના પાડું. શાસ્ત્રપ્રમાણ જ્યારે બુદ્ધિના પાયા ઉપર રચાએલું હોય છે ત્યારે તે નબળાઓને મદદરૂપ નીવડે છે અને તેમને ચઢાવે છે, પણ જ્યારે તે અંતરના ઊંડાણમાંથી આવતા નાદથી પાવન થએલી બુદ્ધિની માગણીને સંતોષવાની ના પાડી તેની જગા જ રોકી દેવા માગે છે ત્યારે તે માણસને પાડે છે

## જ્ઞાતિભોજન

**આ** માસ વિવાહનો છે. વિવાહને અંગે જ્ઞાતિભોજન વગેરે ભારે ખર્ચ કરવામાં આવે છે. જેની પાસે પૈસો છે તે જ્ઞાતિભોજન આદિ ખર્ચ ન કરે એમ કહેવું તો વધારે પડતું ગણાશે. પણ એવા ભોજન ફરજિયાત થઇ પડ્યા છે તેથી કુટુંબને તેનો બોજો અસહ્ય થઇ ગયો છે. આવાં ભોજનો મરજિયાત થવા જોઇએ, એટલું જ નહિ પણ ધનિક કુટુંબોએ પોતે સંયમ પાળી દાખલો બેસાડવો જોઇએ. બચતાં નાણાંનો ઉપયોગ જો શિક્ષણને સારૂ કે બીજા સમાજોન્નતિમાં

કામોમા થાય તો તેથી તે જ્ઞાતિને અને એ રીતે આખી પ્રજાને લાભ થાય. વિવાહ સમયે જ્ઞાતિભોજનની પ્રથા બંધ કરવી માત્ર ઈષ્ટ છે. મરણાંતે થતા જ્ઞાતિભોજન બંધ કરવાં આવશ્યક છે મરણાતે અપાતા જ્ઞાતિભોજનને હું તો પાપ રૂપ દેખું છું. એ ભોજનમા કશુ રહસ્ય જોતો નથી. ભોજન એ આનંદનો પ્રસંગ મનાયો છે મરણ શોકનો પ્રસંગ છે. તે વેળા ભોજન કેમ અપાય એ ન સમજી શકાય એવી વાત છે. સર ચિનુભાઇના સ્વર્ગવાસ પછી જે ભોજન અપાયું હતુ તેની બેઠકમા મે' સ્વર્ગસ્થના માનને ખાતર મારી હાજરી ભરી હતી. તે વખતનો દેખાવ અને તે વખતે થએલો જમનારી જુદી જુદી નાતો વચ્ચેનો ઝગડો, જમનારાઓનો સ્વેચ્છાચાર વગેરે આજ પણ મારી આંખ આગળ તરી રહ્યા છે. એમા ક્યાયે મેં મરનારને વિષે આદર ન ભાળ્યો. શોકને તો ત્યાં સ્થાન જ ક્યાંથી હોય? આવા સુધારાને પણ વખત જોઇએ છે. એ રૂઢિનું બળ ને આપણી શિથિલતા સૂચવે છે. આવો સુધારો મહાજન ન કરે તોપણ વ્યકિત તો કરી શકે છે. મહાજનની આજની સ્થિતિ દયાનજક છે. તેઓ ઘણી વેળા સુધારા ઇચ્છે પણ કરતા ડરે. હિંમતવાન વ્યકિતઓ પહેલ કરી સુધારા ઇચ્છનાર મહાજનને બળ આપે છે ને સુધારાનું દ્વાર ઉઘાડે છે.

## દહાડો અથવા કારજ

એક ભાઇ પોતાની ઉપર આવેલું એક ધર્મસંકટ વર્ણવે છે. તેમના માતુશ્રીના સ્વર્ગવાસ પછી જ્ઞાતિભોજન આપવાનો આગ્રહ તેમને નાતીલાઓ કરી રહ્યા છે. પોતાને તેને વિષે શ્રદ્ધા નથી. એવા ભોજનોથી નુકશાન છે એમ માને છે. બીજી તરફથી જો કારજ ન કરે તો નાતીલાનું મન દુખાય છે. આવે સંકટ સમયે શું કરવું એ સવાલ છે. સમાજમાથી પુરાણા દોષો કાઢવા હોય ત્યારે પહેલ કરનારને આવા ધર્મસંકટો આવ્યાં

જ કરે છે. વિનય અને દઢતા એ બે શસ્ત્રો તે વખતે ઉપયોગી થઈ પડે છે. વિરોધીઓનો વિરોધ વિનયપૂર્વક સહન કરવો ને દઢતાપૂર્વક પોતાના નિશ્ચયને વળગી રહેવુ નાતીલાઓને રાજી રાખવાને સારૂ પણ આપણે અધર્મ ન આચરીએ મરણ પાછળ દાન કરવાનો રિવાજ સાર્વજનિક જણાય છે જો દાનના ઇરાદાથી નહિ તોયે આપણને કોઇ કંજૂસ અથવા નાતના અભિપ્રાયને વિષે બેદરકાર ન ગણે તેટલા સારૂ આપણે જ્ઞાતિભોજનમા જેટલુ ખરચ થવાનો સંભવ હોય તેટલો કે તેથી વધારે પૈસો નાતના છોકરાછોકરીઓને કેળવણી આપવામા જ વાપરીએ તો પૂરો અર્થ સરે. મિથ્યાભિમાનથી કે ડરથી આપણે જે પૈસા વિવાહ, મરણ, ઇત્યાદિ પ્રસંગો પર વાપરીએ છીએ તે બધા અથવા તેમાનો ઘણો ભાગ બચાવતા શીખીએ તો હમેશા પૈસાની ભીડનો સવાલ આપણી સમક્ષ આવ્યા કરે છે તે ન હોય. પણ દૈવ જાણે એ કેવી માયા છે, જ્ઞાની પણ તેવે પ્રસંગે પામર બની, જ્ઞાન ભૂલી, કરજ કરીને કારજ કર્યે જાય છે! પણ આ ખાદીની સાદાઇના જમાનામા એવા ખરચોથી આપણે સહુ બચી જઇ શકીએ છીએ.

# રોટીબેટી

જ્ઞાતિભોજનની અટકાયત કરતા પણ કદાચ વધારે અગત્યનો સવાલ જ્ઞાતિઓ વચ્ચે બેટીવ્યવહારને ઉત્તેજન આપવાનો છે. વર્ણાશ્રમ આવશ્યક છે, પણ અનેક પેટાવર્ણો હાનિકારક છે. જ્યાં ભાણાવ્યવહાર ત્યા બેટીવ્યવહાર હોવો જોઇએ એ વિષે બે મત નથી એમ કહી શકાય. એવા વિવાહ ઠીક સંખ્યામાં થયા છે એમ પણ જોવામા આવે છે. એ સુધારો હવે ન રોકી શકાય એવો છે. એટલે શાણા મહાજન આવા સુધારાને ઉત્તેજન આપે એ બહુ જરૂરનું છે. કાળને રુચે તેના કરતા વધારે અંકુશ મહાજન મૂકે તો તેમનો માનભંગ થવાનો સંભવ છે. સુધારકોને શોભે છે કે આવો સુધારો મહાજનની ઉપરવટ થઇને કરવો પડે તો તેમણે તેમાં વિનય વાપરવો. એવા સુધારકો પણ જાણ્યા છે કે જેઓ મહાજનને તુચ્છ ગણી તેમને પોતાથી બને તેટલું કરી લેવા સિસકારે છે. એવી ઉદ્ધતાઇ કરવાથી સુધારો થતો અટકે છે ને જ્યા મહાજન છેક નબળું પડી ગયું હોય ને તેથી દંડ અશક્ત બને છે ત્યા સુધારક, સુધારક મટી સ્વેચ્છાચારી બને છે. સ્વેચ્છાચાર એ સુધારો નથી. તેથી સમાજ ચઢતો નથી પણ પડે છે.

## ત્રણ પ્રસંગો

સત્યાગ્રહાશ્રમને અંગે વિવાહપ્રસંગ આવ્યો તેથી આશ્રમમાં થએલ વિવાહ અને બહાર થતા વિવાહની સાથે સહેજે મારાથી મુકાબલો થઇ ગયો છે. અને તેથી ઉત્પન્ન થતા કેટલાક વિચારો વાચનારની સમક્ષ મૂકવાની હું છૂટ લઉં છું.

ઇમામસાહેબ અબદુલ કાદર બાવાઝીર એક ખાનદાન કુટુંબના ચુસ્ત મુસલમાન છે. તેમના પિતાશ્રી મુંબઇની જુમા મસ્જીદના કેટલાય વર્ષો સુધી મુઅઝમ હતા. ઇમામસાહેબ ઘણા વર્ષો થયાં મારી સાથે જ રહેતા આવેલા છે. જેલમા પણ મારી સાથે જ હતા. જેલના અનુભવ ઉપરથી તેમનો પોતાનો વેપાર ઉપરથી લોભ ઉતર્યો અને તેઓ કુટુંબ સહિત મારી સાથે જ ફિનિક્સમા રહેવા લાગ્યા. ફિનિક્સમા મજૂરી કરવાની હતી. ઇમામસાહેબે કોઇ દિવસ મજૂરી નહિ કરેલી, છતાં ફિનિક્સમાં તેઓ મજૂરી કરવા લાગ્યા. ફિનિક્સમા 'ઇન્ડિયન ઓપીનિયન' નીકળતું હતું તેથી તેઓએ છાપખાનામા બીબાં ગોઠવનારનુ પણ કામ શીખી લીધું.

આ ઇમામસાહેબને બે દીકરી છે તેઓ મારી સાથે સગા ભાઇની જેમ રહ્યા છે અને અમે બન્નેએ એકબીજાના ધર્મને પૂરેપૂરૂં માન આપ્યુ છે, તેથી અમે જૂદા ધર્મના છીએ એનુ દુઃખ થયુ જ નથી. એઓ પોતાની નિમાજ પઢે ને હિન્દુ પોતાની ધર્મક્રિયા કરે તેમા એકબીજાએ ખોટુ જોયું નથી, એટલું જ નહિ પણ એ જ યથાર્થ માન્યું છે

હવે તેમની મોટી દીકરી બહેન ફાતમાના વિવાહનો પ્રસંગ આવ્યો. અમે બન્નેએ મસલતો કરી. ફાતમા વીસ વર્ષ ઉપરની ડાહી છોકરી છે. તેની સાથે અને ઇમામસાહેબની સાથે મસલત કરીને અમે આશ્રમને છાજે, અમારી ગરીબીને છાજે તેવા વિવાહ કરવાનો નિશ્ચય કર્યો વરઘોડો, વાજીંત્રાદિ તમામ આડબરો બધ રાખ્યા, જમણ બધ રાખ્યા. વિદ્યાર્થીઓ પોતાના બ્રહ્મચર્યનો મહિમા સમજી શકે તેથી તેઓની સાથે પણ વાતચીત કરી તેઓને વિવાહમા ભાગ નહિ લેવાનું ઠરાવ્યુ. ઇમામસાહેબના અને વરરાજા ભાઇ સૈયદહુસેન ઉરેઝીના સગાને અને જેઓ આશ્રમની સાથે સંબધ રાખનારા છે તેઓને આશીર્વાદ દેવા આવવાનુ આમંત્રણ કર્યુ તેઓની આગળ ઘેર બનાવેલું શરબત અને સુકાલીલો મેવો ધર્યો. બત્તીમા હાડી સિવાય કંઇ જ નહિ રાખ્યુ.

વિવાહની ક્રિયા બે કલાક ચાલી, તેમા અરધો કલાક મોલુદ શરીફમા એટલે મંગળાચરણમા, પેગમ્બર સાહેબનુ જીવનચરિત્ર અરબીમા પઢવામા ગયો. પછી કાજી સાહેબે સાક્ષીઓ સમક્ષ નિકાહનામું લખ્યુ અને મુબઇની જુમા મસ્જીદના ખતીબસાહેબ અબ્દુલ સુનીમ બાગઝાદાએ પઢાવ્યું. તેમા સહીઓ થઇ, તેમા વિસેક મીનીટ ગઇ. પછી ફાતેહા,

એટલો ઇશ્વરનો પાડ. ત્યાર બાદ શરબત અને મેવો તથા વરરાજાના આવેલા મુરબ્બીઓને નમન કરવાનું. વરરાજાનો પોશાક સાદો હતો. સાંજના સાડા છ વાગે કાર્ય શરૂ થયું, ને સાડા આઠ વાગે પૂરું થયું. ત્યારબાદ બહેન પ્રાતમાએ આશ્રમમા વિદ્યાર્થીઓની મુલાકાત લીધી. આ દેખાવ કરુણાજનક હતો. તેની સાથે ભણનારા વિદ્યાર્થીઓ, તેની સાથે રહેનાર ભાઇબહેનોની સાથે વિયોગનો સમય આવ્યો જાણી તે રોવા લાગી. તેની ફરજ આશ્રમનું શિક્ષણ તેના સાસરામાં લઇ જવાની છે એનું તેને સ્મરણ કરાવવામા આવ્યું. તેનું કાર્ય પોતાના નવા ઘરમા સત્યનો, દયાનો, સ્વદેશીનો, દેશસેવાનો, સાદાઇનો પ્રચાર કરવાનું છે એમ તે સમજી. આમ આ વિવાહનુ કાર્ય બે અઢી કલાકમા ઉકલી ગયુ.

બીજે દિવસે સવારે હું શહેરમાં ગયો. ત્યા ફુલેકા પાર વિનાના જોયા. ચિત્રવિચિત્ર પોશાક પહેરેલા વાજાવાળા પોતાના અવાજેથી કાન બહેરા કરી રહ્યા હતા. બાળકો અને જુવાનિયા અસહ્ય તાપમા ઘરેણા અને મખમલના પોશાકમા લદાએલા પસીનાથી નીતરી રહ્યા હતા વરરાજા ફુલવાડીમા ઢંકાઈ ગયા હતા. આમા મેં ન જોયો ધર્મ, ન જોયો ખરો આનંદ, ન જોયો ખરો વૈભવ. જો વાજાં રાખવા તો શા સારૂ આપણે પશ્ચિમની બેહુદી નકલ કરીએ? પશ્ચિમની જ નકલ કરવી હોય તો તેનું અસલનું તપાસીને જ લઇએ. આપણે જે બેંડો વગાડીએ છીએ તેમા જરાયે માધુર્ય નથી, સંગીત નથી એમ સામાન્ય સંગીત જાણનાર પણ કહેશે. વરઘોડો કાઢીએ તો દેશની હવાને છાજતો પોશાક કેમ ન રાખીએ? જવાહીર પહેરાવવા હોય તો કેમ તેમાં કંઇકે કળા કે વિવેકનો ઉપયોગ

ન કરીએ? જો ગીત ગવડાવવા છે તો સ્ત્રીઓને કેમ ગીત ગાતાં ન શીખવીએ?

મારી ફરિયાદ ધામધૂમ સામે નથી જેની પાસે પૈસો છે, જેની પાસે બીજો આદર્શ નથી એ ધામધૂમ કરશે. એને પૈસો વાપરવાનો અવકાશ જોઇએ પણ આપણી ધામધૂમોમા વિવેક, વિચાર, મર્યાદા, કળા, ઉન્નતિ જોવા ઇચ્છું છું. આપણા વિવાહની ઢબમા ફેરફારો થએલા તો જોઉં છું, પણ તે ફેરફારો ઘણા તો વગર વિચારે થએલા જોવામાં આવે છે. આડંબર ઘટવાને બદલે વધ્યો છે, ખર્ચ ઘટવાને બદલે વધ્યો છે. વિવાહ એક ધાર્મિક ક્રિયા પણ છે, એ તો ભૂલાઇ જવાયું છે. સારા કુટુંબો વિચારપૂર્વક ફેરફારો કરે તો જરૂર બીજાઓ ઝીલી લે એવી મારી માન્યતા છે. પ્રજાજીવન જો આગળ વધવાનું હશે તો આપણે તે જીવનના સઘળા પાસાં તપાસવા પડશે.

આપણી ઉપર એક આરોપ છે; તેમા કંઇક સત્ય છે. આપણે દેખાવ બહુ કરીએ છીએ. ખરા આનંદને બદલે આનંદનો દેખાવ કરીએ છીએ, ખરા શોકને બદલે શોકનો દેખાવ કરીએ છીએ.

અમદાવાદ છોડી હું મુંબઈ ગયો. ત્યાં જે બંગલામા હું રહેતો હતો ત્યા બીજા ભાડુતો રહેતા હતા. તેઓમાં એક મરણ થયું, વખત બાર વાગ્યાનો હતો. એકાએક કોલાહલ મચી રહ્યો. રોકકળ શરૂ થઇ. બચ્ચાના, બૈરાંના, મરદના અવાજ સાથે ઉપડયા. આ રોણું રાતના નવ દસ વાગ્યા સુધી ચાલ્યું. બીજાં બૈરાં આવ્યા તેમણે પણ છાતી કૂટવાનું ને રોવાનું શરૂ કર્યું. આ રોવાકૂટવામા મોટે ભાગે દેખાવ

માત્ર હતો. આમા ધર્મ તો નથી જ. મૂએલાની પાછળ રોવાની આપણા ધર્મમા મનાઇ છે. બીજા ધર્મમાં તો રોતા જ નથી. ઉપરના રોવામા પાડોશી તરફનો ધર્મ તો ભૂલાઇ જ જવાય છે. પાસે માંદા હશે, પાસેના ઘરમા વિવાહ હશે એ વિચાર તો કરાય જ કેમ? રોવું અને ઊંચેથી રોવું એ રિવાજ છે. ન રોઇએ તો આપણને કોઇ વગોવશે વાસ્તે રોવું, વાસ્તે કુટવું આ ન્યાય છે અને આ ન્યાય કંઇ ગરીબોનો કે અભણોનો નથી. સારા કુટુંબોમા આ ન્યાય પ્રવર્તે છે. આ કુટેવ, આ પાપ કેમ મટે?

ફાતમાના લગ્ન પછી તુરત જ એ કડવા અનુભવ મળ્યા તેની સરખામણી ઉપરના (મને લગતા) ભવ્ય અનુભવની સાથે કર્યા વિના ન રહેવાયું. વાચનારને તે વિચારોની ભેટ કરૂં છું તે એવી આશાએ કે આપણે આપણા જીવનને સૂક્ષ્મ રીતે તપાસીએ અને જે જે બદી હોય તે તે કાઢીએ.

## ચાર વિવાહ

વખત ન હોવાને લીધે મારી દેખરેખ નીચે અને કહીએ તો મારે જ હાથે ત્રણ વિવાહ આશ્રમની ભૂમિ પર દાક્તર પ્રાણજીવનદાસ મહેતાના બંગલામા થયા તેને વિષે હુ ઇચ્છા છતા આજ લગી કંઇ લખી શક્યો નથી. પણ તે જાણવા યોગ્ય હોવાથી તેની નોધ અહી લઉ છુ. કોઇના પણ વિવાહ કરવાનું કે તેમા ભાગ લેવાનું કે તેને ઉત્તેજન આપવાનું મારૂં કામ નથી વળી આશ્રમની ભૂમિ પર વિવાહ થાય એ આશ્રમના આદર્શની સાથે ભળતી વસ્તુ ન ગણાય. મારો ધર્મ બ્રહ્મચર્યનું પાલન કરવા કરાવવાનો રહ્યો છે વળી આ કાળને હુ આપત્તિકાળ ગણું છું તેવે સમયે વિવાહ થાય કે પ્રજાવૃદ્ધિ થાય એ અનિષ્ટ સમજુ છું. આવે કઠિન સમયે સમજુ મનુષ્યોનું કાર્ય ભોગો ઓછા કરવાનું ને ત્યાગવૃત્તિ વધારવાનું હોવું જોઇએ.

આ તો એક પક્ષ થયો. મારી ઇચ્છા અને આદર્શ એક વસ્તુ છે. પણ જે અનિવાર્ય હોય તેમ જ સર્વાંગે અનિષ્ટ ન હોય તેવા કાર્યમા સંયમધર્મનું કે ખાદીપ્રચારનું વિશેષ પાલન થાય તો હું ભાગ લઉં, એને અનુચિત ન ગણું ને કેટલેક પ્રસંગે ઉચિત પણ માનું.

આ ત્રણ લગ્ન એ પંક્તિના હતા. એવી જાતના બે લગ્ન તો મેં પ્રથમ ઉજવેલા. તે મારી સાથે રહેતા અને મને સગા ભાઇ સમાન ઇમામસાહેબની બે દીકરીઓના. તેમને હું મારી જ દીકરીઓ ગણતો આવેલો છું. એક બહેન ફાતમા તો વિવાહીત થયા પછી થોડે જ વર્ષે મૃત્યુને વશ થઇ. બીજી બહેન અમીના. એ બન્નેના લગ્ન તેઓની ઇચ્છા થતા કરવા ઇમામસાહેબ તેમજ હું બંધાએલા હતા. તેમા જેટલી સાદાઇ દાખલ કરી શકાય તેટલી કરી હતી. બન્નેના લગનમા ખાદી તો વરકન્યા બન્નેને સારૂ હતી જ. અંગત મિત્રો સિવાય કોઇને નોતરવામા નહોતા આવ્યા. આ વખતના ત્રણ વિવાહમા એક આશ્રમમા જ ઉછરેલી બાળાના હતા. બીજા શ્રી૦ વલ્લભભાઇના પુત્રના. ત્રીજા દાકતર મહેતાના પુત્રના. ત્રણે લગ્ન દિવસના ઉજવ્યા ને એક જ દિવસમા ઉકેલવામા આવ્યા. લગનમા બન્ને પક્ષ તરફથી કેવળ ખાદી જ હતી. લગ્નની ક્રિયામા ઢોલ, શરણાઇ, જમણ, ઇ૦ કંઇ જ નહોતા. નહોતી કંકોત્રી ને નહોતી જાન. સાક્ષીરૂપે કેટલાક મિત્રો આવ્યા હતા. તેમને સારૂ શરબત સરખું પણ ઇરાદાપૂર્વક રાખવામા નહોતું આવ્યુ

લગનની વિધિમા ધર્મની એક પણ ક્રિયાનો ત્યાગ નહોતો કરવામા આવ્યો, એટલું જ નહિ પણ પ્રતિજ્ઞાઓ લેવાની

હતી. તે વરકન્યા બન્નેને ગુજરાતીમા પૂરી સમજાવવામા આવી હતી. વરકન્યા ને કન્યાદાન દેનાર વડીલોએ વિધિયુક્ત ઉપવાસ પાળ્યા હતા. આમ વિવાહ હિંદુધર્મમા સંયમ અર્થે છે, ભોગ અર્થે નહિ એવું દર્શન દુનિયાની મુસાફરીમા પ્રવેશ કરનાર દંપતીને કરાવવામા આવ્યું હતું છેવટે આશ્રમની ઇશ્વરપ્રાર્થના વડે બન્નેને આશીર્વાદ આપી વિધિ સમાપ્ત કરવામા આવ્યો હતો

આ ત્રણ લગ્નમા એકની નોંધ હજુ કઇ વિશેષ લેવાની બાકી રહે છે. શ્રી૦ વલ્લભભાઇના પુત્ર ચિ૦ ડાહ્યાભાઇ તથા શ્રી૦ કાશીભાઇની દીકરી ચિ૦ યશોદાનાં તો સ્વેચ્છાએ થએલા લગ્ન ગણાય. બન્નેએ એકબીજાને શોધ્યા ને પોતાની ઇચ્છાએ, પણ વડીલોની આજ્ઞા લઇ વિવાહનો નિશ્ચય કર્યો. બન્નેની ઇચ્છા તો સાથે મળી કેવળ દેશસેવા જ કરવાની છે. એ જુવાનીનો મનોરથ કયા સુધી ટકી રહેશે એ તો હવે પછી જ માલમ પડશે. પાટીદાર કોમને સારૂ આ આદર્શ લગ્ન કહી શકાય. બન્ને જાણીતા કુટુંબ અને શ્રી૦ કાશીભાઇ ખર્ચ કરવા ધારે તો કરી શકે તેમ હતા. છતા ઇરાદાપૂર્વક વિના ખર્ચે લગ્ન કરવાનો તેમણે નિશ્ચય કર્યો ને કેટલેક અંશે તેમના નાતીલાઓનો રોષ વહોરી લીધો. મારી ઉમેદ તો એવી છે કે એવાં લગ્ન બીજા પાટીદારો કરે ને બીજી નાતો પણ કરે ને ઘણા ખર્ચના બોજામાથી નીકળી જાય. તેમ કરે તો ગરીબોને શાન્તિ થાય ને ધનિક પોતાની ઇચ્છાનુસાર દેશસેવાના કહો કે ધર્મના કાર્યમા દ્રવ્ય વાપરે.

ચોથા લગ્ન શ્રી૦ દેવચંદભાઇની દીકરીના ગુજરાત વિદ્યાપીઠવાળા ભાઇ ત્રીકમલાલ શાહની સાથે જેતપુરમાં થયાં.

ત્યાં અત્યંત સાદાઇ જ રખાવાની છે ખાદી સિવાય બીજું તો કંઇ હશે જ નહિ એવું બતાવવાના ઇરાદાથી ને વરવધૂને મારા આશીર્વાદ મળે એવા હેતુથી શ્રી૦ દેવચંદભાઇએ મને આવવાનો આગ્રહ કર્યો. તેમના નિર્મળ આગ્રહને વશ થઇ હું ત્યાં હાજર રહ્યો. અહીં શ્રી૦ દેવજીભાઇના કુટુંબે નોતરેલા ઘણા સ્ત્રીપુરુષો હતાં. ભાઇ ત્રીકમલાલનો નિશ્ચય હતો કે જો તુલસીને પાને યોગ્ય કન્યા મળે તો જ વિવાહ કરવો. તેમનો એ નિશ્ચય પાર પડ્યો. વિવાહની સમાપ્તિ અંત્યજવાડે કન્યાને હાથે અંત્યજ બાળકોને ખાદીના વસ્ત્રનું દાન અપાઇને થઇ. આ વિવાહમાં પણ વાજીંત્ર, ફટાણાં, ઇત્યાદિનો સંપૂર્ણ ત્યાગ હતો. કાઠિયાવાડના મહાજનો આવી સાદાઇથી રોષે ન ભરાતા તેને સ્તુત્ય ગણી તેનો પ્રચાર કરે એવી મારી તેઓ પ્રત્યે વિનતી છે મોટા જમણવારોનો યુગ ગયો ગણવો જોઇએ. યુગે યુગે કેટલાક આચાર બદલાવા જ જોઇએ. શિયાળાનાં વસ્ત્ર જેમ ઊનાળામા નિરુપયોગી બને છે તેમ એક યુગના રિવાજો બીજા યુગમા કેટલીક વેળા નિરુપયોગી ને હાનિકારક થઇ પડે છે.

## લગ્નના વરઘોડા

**આ** વિષે એક વિદુષી બહેને કાગળ લખ્યો છે તેમાંથી નીચેનો ભાગ અગત્યનો સમજી ‘નવજીવન’ના વાચનારની આગળ મૂકું છું.

"તા ૯મીના ‘નવજીવન’માં બહેન ફાતમાના લગ્નની હકીકતમાં હાલમા ચાલતા લગ્નસમારંભો વિષે જે ટીકા આપે કરી છે તે વાંચી અત્યંત સંતોષ થયો છે અમદાવાદ શહેરમા આ સાલ હજારો લગ્ન થયા છે અને તે પાછળ એક કરોડ રૂપિયા (હું ધારૂં છું કે હું ઓછો અડસટ્ટો કરૂં છું) ખર્ચાઇ ગયા છે તે બધા ખરચનારા શ્રીમંત નથી હોતા; અને ચાલતા આવેલા રિવાજને લીધે તેમજ દેખાદેખીની સ્પર્ધામા ગરીબો દેવાં કરીને પણ તણાયા છે એ સર્વવિદિત છે. લગ્નસમારંભોમાં ભલા શ્રીમંત લોકો ભલે ખરચે, પણ તેની કાંઈ હદ હોવી જોઇએ, તેમજ તેમાં વિવેક અને કળાનું ધ્યાન આપ લખો છો તેમ રાખવું જ જોઇએ શ્રીમંતોની પૂંઠે ગરીબો તણાય છે અને તેમના છોકરા દેવાં ભરતાં ક્રમે ઊંચા આવતાં નથી. ફુલેકાં, જમણવારો એ સર્વમા આનંદ કે શોભા કશું જોવાતું નથી પરણનાર છોકરાછોકરીને હસનીય દેખાવો કરવા પડે છે તે ખરે તેમને માટે

દયા ઉપજાવે તેવું હોય છે આવા ગંભીર, પવિત્ર અને ઉલ્લાસમય પ્રસંગોને ધાંધળિયા, હાસ્યાસ્પદ અને ત્રાસમય બનાવવામા શું હાંસલ થાય છે તે સમજાતુ નથી. ઘરનાં સ્ત્રીપુરુષો તાપઉજાગરાથી હેરાન થાય, બીજાંને તેમ કરવા આગ્રહ કરે અને પાછળથી પૈસાની તાણમાં દુઃખી થાય એ આપણા લગ્નનું સ્વરૂપ છે ધાર્મિક ક્રિયાનું મહત્ત્વ જતુ રહ્યુ છે ગંભીર જવાબદારીનું તત્ત્વ કોઇ જાણતું જ નથી અને સૌંદર્યનું ખૂન થાય તેવા પોશાકો તથા રચનાઓથી જોનારનું હ્રદય ખિન્ન થઈ જાય છે આ ગરીબ દેશને આવું કેમ પોષાય ? આપણાં બાળકો બ્રહ્મચર્યનો મહિમા કેમ સમજે ? આ દેશમાંથી જતી રહેલી કળા અને સંસ્કૃતિ કેમ પાછી આવે ? આવા વિચારો સહજ ઉદ્ભવે છે.

"જે સ્ત્રીઓ લગ્ન મહાલવા અને લ્હાવા લેવા ઘેલી થાય છે, તેઓ જ બિચારી તેના ત્રાસથી કંટાળી જાય છે તાપતડકો અને ખાવાપીવાની અવ્યવસ્થા તેમજ વખત બેવખત બહાર જવાનું હોવાથી ધાવણા બાળકો તરફ કેવળ દુર્લક્ષ થઇ તેવાં કેટલાંક બાળકોનો ભોગ અપાય છે એ પણ જાણીતી વાત છે

"આપના લખવાથી ઘણાકને ધડો મળશે તેવી આશા છે. ઘરમા અમે આ બાબત ચર્ચા કરી રહ્યાં હતા ને આપનો લેખ વાચી સર્વે ઘણા જ પ્રસન્ન થયા છીએ

"સંસારના લગ્ન સરખા એક મહાન પ્રસંગને સૌમ્ય, શાન્ત, ગંભીર સ્વરૂપે સમજી સ્નેહ અને ઉલ્લાસ તથા આનંદ પ્રદર્શિત કરવા માટે કોઇને વાંધો નથી. પરંતુ આ તો વિપરીતતાની સીમા છે દેશી ભાઇઓને પ્રભુ સદ્બુદ્ધિ આપે અને દેશની ખરી જરૂરિયાતો તેમજ આપણી ખમીઓનું તેમને ભાન કરાવે એવી તેના પ્રત્યે માગણી છે "

આ કાગળ આપવાનો હેતુ એ છે કે જે વિષય ચર્ચવાની મેં હિંમત કરી છે તે વિષય ઉપર લોકો વિચાર કરતા થઇ

જાય અને કંઇક પણ તેનો અમલ કરે. આવા લોકોપયોગી સુધારાની બાબતમા આપણે કેવળ સારા વિચારો ધરાવીને સંતુષ્ટ નથી રહી શકતા. પણ જે રિવાજ હાનિકારક લાગે તેનો આપણે તુરત નિકાલ કરવાની ટેવ પાડવી ઘટે છે. વડોદરા તરફથી મારી પાસે ઘણા માણસો આવી ગયા અને પાટીદારોમા આ વર્ષ વિવાહનું હોવાથી બાળકો અને બાળકીઓને પણ પરણાવવાની જે કુટેવ છે તેની બંધી ગાયકવાડ સરકાર તરફથી થએલી હોવાથી મજકુર ભાઇઓ એ મનાઇ ખેચી લેવાય એવી સલાહ માગવા આવ્યા. જ્યારે તેઓને કહ્યું કે જો મારા હાથમા ગાયકવાડ સરકારની સત્તા હોય તો તે નાજુક બાળક કે બાળકીને પરણાવનારાની સામે હું તો એવો સત્યાગ્રહ કરૂં કે તેઓ ગાયકવાડી રાજ્યમા રહી પણ ન શકે. મારો આ વિનોદ આ ભાઇઓ સમજી શક્યા અને મારી મદદનો વિચાર તો છોડી દીધો, એટલુ જ નહિ પણ બાળલગ્ન જે ઘર ઘાલી રહ્યાં છે તે કઇ રીતે નીકળી શકે તે ચર્ચા કરવા લાગી ગયા. મેં તેમને કહ્યું કે બીજી નાતોને દરેક વર્ષે લગ્નની વેળા આવી શકે અને પાટીદારને જ ન આવે એવું ઊંધુ શાસ્ત્ર હોય નહિ. આવી બાબતમા સલાહની પણ જરૂર ન હોય. જેની ઇચ્છા થાય તે પોતાની છોકરીના લગ્નને રોકી શકે છે. અને દરેક વર્ષ જેમ બીજાઓને સારૂ લગ્ન કરવા છૂટું હોય છે તેમ તેઓએ પણ સમજી જવું જોઇએ. ત્યારે તેઓએ કહ્યું કે જો અમે અમારી દીકરીને આ વેળા પરણાવ્યા વિના રાખીએ તો અમને યોગ્ય વર ન મળી શકે. એમ કેટલાક રિવાજો ખરાબ હોય છતા તેની સામે થવું મુશ્કેલ થઇ પડે છે. મેં તેઓને જવાબ આપ્યો કે

આવા દુષ્ટ રિવાજોને સામે થનાર એક માણસ નીકળે તો તેનો બીજો સાથી મળ્યા વિના તો રહેતો નથી અને કેટલાક પાટીદારો જેઓએ પોતાની દીકરીને મોટી થવા દીધેલી છે તેઓનુ દષ્ટાંત મેં આ ભાઈઓને આપ્યું અને છેવટે કહ્યું કે જેને અમુક વસ્તુની યોગ્યતા વિષે ખાત્રી થઈ છે એ માણસ ગમે તેવું જોખમ માથે ઉઠાવે. દીકરીના સંબંધમાં તો ભારેમા ભારે જોખમ એ ઊઠાવવાનું રહ્યું કે દીકરી મોટી ઉમ્મરની થતા સુધી પણ પરણ્યા વિનાની રહી જાય આમા હુ તો કઈ મુશ્કેલી જોઈ જ શકું નહિ. જે કન્યાએ વિવેકી કેળવણી લીધી છે તેને સંયમ પાળવામા કશીયે મુશ્કેલી નથી હોતી એવું મેં અનુભવ્યુ છે. તે અનુભવ આ ભાઈઓની પાસે મેં રજુ કર્યો. તેઓ વિદાય થયા. છેવટે શુ કર્યુ એની મને ખબર નથી. પણ આ દષ્ટાંત રિવાજનું કેટલુ બળ છે એ આપણને બતાવે છે. એવું છતા જ્યા સુધી આપણે એ બળની સામે પુરુષાર્થ ન કરીએ ત્યા સુધી પ્રજાનુ હનન કરનારા દુષ્ટ રિવાજો આપણે દૂર નથી કરી શકવાના.

પણ હું તો વરઘોડા ઉપરથી કજોડાની વાત ઉપર ચઢી ગયો. બાળકીઓને બચાવવામા પાટીદારોને જેટલી મુશ્કેલી આવે તેટલી સામાન્ય માણસને જૂઠા આડંબરવાળા વરઘોડામાથી છૂટતા તો ન આવી શકે. કોઈની પણ રાહ જોયા વિના જેને વરઘોડાનો કંટાળો આવે તે પોતે તો તુરત સુધારા કરી નાખશે તો આપણે આ અને એવા અનેક પ્રાણઘાતક પ્રપંચોમાથી અલ્પ પ્રયાસથી છૂટી જઈશું.

# પવિત્રતાની હદ

ખાદીની પવિત્રતા કેવળ તેના સ્વદેશીપણામા જ રહેલી છે એમ હું ઘણી વેળા દર્શાવી ગયો છું. ઘઉ પવિત્ર અન્ન છે પણ તે સંન્યાસી ખાય છે તેમ જ ચોર પણ ખાય છે. એ જ રીતે પવિત્ર ખાદી પાખંડી પણ પહેરે અને પુણ્યવાન પણ પહેરે જે હિંદુસ્તાનના શરીરનો ધર્મ છે ને જે છોડે તે ભૂલ કરે ને હિન્દુસ્તાનને નુકસાન કરે. આ સન્ધિકાળમાં ખાદીને વિષે બીજા ગુણોનું આરોપણ થાય છે ને પાખંડીઓ ખાદી પહેરીને પોતાના પાખંડને પોષે છે, એ ખરૂ છે. એવું લાંબો કાળ નહિ ચાલે. જ્યારે ખાદીનો પહેરવેશ એ આપણો સહજ ધર્મ થઈ જશે ત્યારે તેની જે કિંમત હશે તે જ અંકાશે. જેઓ ખાદી પહેરવાનો ને ઉત્પન્ન કરવાનો ધર્મ સમજ્યા છે, તેઓ ખાદીનો કોઈ સ્થળે દુરુપયોગ થતો જોશે છતા પોતાનો તે પહેરવાનો ધર્મ હરગિજ નહિ છોડે.

કેટલાક ધર્મસંકટ જેવા લાગતા પ્રશ્નો એક મિત્ર ઉઠાવ્યા છે ને સમજતા હવે અડચણ નહિ આવે. સદ્ભાગ્ય છે કે

દેશમા હાલ વિવાહમા તેમજ મરણમા ખાદીનો ઉપયોગ આવશ્યક ગણાવા લાગ્યો છે. અમદાવાદમા હાલમા કેટલાક વિવાહ થયા તેમાં ખાદીનો ઉપયોગ બધો નહિ તો મુખ્યત્વે કરવામા આવ્યો હતો. એક વરરાજાએ તો વહુને ખાદીની સાડી પહેરાવવામા ન આવે તો વિવાહ કરવાની ના પાડ્યાનું સંભળાય છે. સવાલ એ ઊઠ્યો છે કે શું ખાદીને ઉત્તેજન આપવા ખાતર આપણે અપવાદલાયક વિવાહ હોય ત્યા પણ જવું? ન જઈએ ને દુઃખ લાગવાથી કદાચ આવી જોડી ખાદીનો પણ ત્યાગ કરે તો? આ પ્રશ્નમાં ભીરુતા છે. ખાદીનો સ્વીકાર આપણે લાંચ રૂપે તો ન જ લઈએ. દરેક વસ્તુની કિંમત તેના પોતાના ગુણદોષ તોળીને આંકીએ. સાઠ વર્ષનો ડોસો બાર વર્ષની કન્યાને ભગવી ખાદી પહેરી, રુદ્રાક્ષની માળા પહેરી, વિભૂતિ લગાડી વરવા નીકળે તોપણ તેના વિવાહમા તેની ખાદીને ઉત્તેજન આપવા ખાતર કે તેની સાદાઈને વખાણવા ખાતર ન જઈએ. તેમજ પચીસ વર્ષનો જુવાન પોતાની સ્ત્રીનો સ્વર્ગવાસ થતા જ સ્મશાનમા બીજી સ્ત્રીની સાથે સગાઈ કરે ને બીજે દહાડે પરણવા નીકળે તો તેને ત્યા પણ ન જઈએ. ખાદીની ને વિવાહની નીતિ નોખી છે. યોગ્ય વિવાહમા ખાદીનો ઉપયોગ ન થાય તો જેમ આપણે જવાની આનાકાની કરીએ તે જ પ્રમાણે ખાદીથી લદાએલી છતા અયોગ્ય જોડીના વિવાહ ઊજવવા પણ આપણે ન જઈએ.

આ જ પ્રસંગમા એક બીજા મિત્રનો કાગળ છે તેમા તે નિસાસા નાખી લખે છે: 'ખાદીનો મહિમા તો જાણ્યો, પણ જ્યાં વિવાહમંડળી ખાદીમય હોય તે બૈરાંઓએ પણ

ખાદી પહેરી હોય છતા તેઓ કાનના કીડા ખરે એવા ફટાણા ગાય ત્યા શું કરવુ? ખાદીને ખાતર ફટાણા સાભળવા કે ખાદીના પોશાક છતા એવા ફટાણાથી કાનને અપવિત્ર થતા અટકાવવા?' આ સવાલ કાઇ જવાબ દેવા સારૂ મે લખ્યો નથી. પૂછનારે જવાબ સારૂ પૂછ્યો નથી. પૂછનારે તો ટીકાને લોભે મારૂ ધ્યાન આ રિવાજ તરફ ખેચ્યુ છે તે કહે છે કે બાળક છોકરીઓને પણ આવી બીભત્સ કેળવણી મળે ત્યા ધર્મરાજ્યની શી આશા રાખવી? પ્રશ્ન દુઃખ ઉપજાવનારો છે. બૈરાઓ એવા બીભત્સ ગીતો ગાય છે ત્યારે તેઓને બીભત્સતાનું ભાગ્યે જ ભાન હશે આવી કુટેવો નથી ગઇ તેને સારૂ પુરુષવર્ગ જ ગુન્હેગાર છે. પુરુષવર્ગે વિચાર જ નથી કર્યો કે પોતાને થએલુ ભાન કે જ્ઞાન સ્ત્રીવર્ગને કરાવે કે આપે. આવી બાબતોમા પુરુષવર્ગ પુષ્કળ સત્યાગ્રહ સહેલથી કરી શકે છે. આ જમાનો જુવાનિયાઓનો છે. તેઓ જો નીતિમાન ને નમ્ર હોય તો આવી ખોડો તુરત દૂર કરી શકે છે. ભણેલી બાળાઓ પણ આવા રિવાજ સામે સત્યાગ્રહ કરી તે દૂર કરી શકે છે. દરેક વાચનાર બહેન આવી વાતો ઉપાડી લઇ તેની સામે થઇ શકે છે. સમજુ ઓરતો આવા કામોમા ભાગ લેવાની જ ના પાડે તો ચાલ તુરત નાબૂદ થાય.

## કજોડાં

કજોડાની ને બીજ ત્રીજ વરની બાબત મુશ્કેલ છે. આ સડો કદાચ કાઠિયાવાડમા સહુથી વધારે હશે. ગરીબ માબાપો પોતાની છોકરીઓ વેચવા તૈયાર થાય ને વિષયાધ, ધનવાન લોકો કેવળ પોતાના વિષય પોષવા સારૂ પૈસા આપવા તૈયાર થાય અને સમાજ તે વાત સાખી શકે ત્યા લગી આ સડો દૂર થવો લગભગ અશક્ય છે. સ્વરાજ્યપ્રવૃત્તિમા ધર્મની જે ઝાખી થાય છે તેને અંગે પુરુષો પોતાના વિષયને મર્યાદિત કરતા શીખે તો જ સાઠ વર્ષના, ઘરભગ થયાને બીજે દહાડે પરણતા અટકે. સમાજ જો બીજાના દોષની ચોકી કરવા બેસી જાય તો એ સુધારો નહિ થાય. આવા દુઃખોનું નિવારણ તિરસ્કારથી નહિ થઇ શકે, માત્ર વિવેકથી, દલીલથી ને દયાથી જ થશે. જે બાપ પોતાની દીકરીને વેચે છે ને જે એક નિર્દોષ બાળાને વેચાતી લે છે તે બન્ને દરદી છે ને દયાપાત્ર છે. આપણે બધા તેવાની ઉપર તિરસ્કાર જ કર્યા કરશું તો તેઓ પોતાના હૃદય કઠોર બનાવી નિર્લજ્જ બનશે. જો આપણે તેઓના દરદનો ઇલાજ કરી તેઓને શરમાવશુ તો તેઓ જરૂર મર્યાદા શીખશે. તે તે નાતો આ બાબતનો સુધારો વેળાસર કરી શકે છે. આવા વિવાહમાં વિવેકી ન જ જાય એને હુ માત્ર ઇલાજરૂપે નથી જોતો, એ તો ધર્મ થયો. એ ધર્મના પાલનમાયે દયા હોય, તિરસ્કાર ને અભિમાન નહિ.

# ઘરનો કંકાસ

એક 'અનાવિલ' ભાઇ જેણે પોતાના નામઠામ મને મોકલ્યા છે તે નીચે પ્રમાણે પોતાનું દુઃખ રડે છેઃ

"ગુજરાતમા આખા હિંદુસ્તાનને તપાસતાં ખાદીપ્રચાર ઠીક ઠીક થયા છે એમ કહેવાય; પરંતુ તેમાં પણ જે શરમભરેલી ખામી જોવામા આવે છે તે એ કે ખાસ કરીને સ્ત્રીવર્ગમા તો હજુ ખાદીનો પ્રચાર બિલકુલ જ નથી એમ કહું તો ખોટું નથી નાટકમાં, સીનેમામાં કે લગ્નમા જ્યાં જ્યાં હું જોઉં છુ ત્યાં સ્ત્રીપુરુષોના મેળાવડામા પુરુષો ખાદીના પોશાકમાં જોવામા આવે છે, જ્યારે સ્ત્રીઓના શરીર પર તો માન્ચેસ્ટરનો જ દેખાવ નજરે પડે છે.

"આપને મારા કુટુંબનો અનુભવ જણાવું છું. નાગપુર મહાસભામાંથી આવ્યા પછી મારાં વિલાયતી કપડાં મેં વેડફી નાંખ્યાં, જે બાબતની ખબર મારા ધણિયાણીને થતાં ખરે જ તેઓ દિલગીર થયાં, અને છુપી રીતે ગુસ્સે પણ થયાં. તેમને હું ખાદી પહેરવાને લલચાવી શક્યો. ખાદી પહેરે છે પણ ખરાં; અને આજ ત્રણ વરસ થયાં વિલાયતી કપડાંની ખરીદી પણ કરી નથી; છતાં વિલાયતી કપડાંનો જે અગાઉનો જથ્થો પડ્યો છે તે પહેરવાનું મન થઇ આવે છે અને મારો વિરોધ છતાં લગ્નપ્રસંગે વિલાયતી કપડાં વાપરે પણ ખરાં. જ્યારે હું મારો વિરોધ જાહેર કરૂં ત્યારે અમારાં સગાસ્નેહીઓ તરફથી (પુરુષો અને સ્ત્રીઓ) તેમનો બચાવ કરવામાં આવે છે કે આપણે મરદો ખાદી પહેરીએ છીએ, સ્ત્રીઓ પાસે જે છે તે ભલે પહેરીને નિકાલ કરે. તો હવે મને તેમ જ મારા જેવી હાલતના પુરુષવર્ગને ઘણી જ મૂંઝવણ થયા કરે છે કે સ્ત્રીઓ પાસે આ મોહ કયે રસ્તે છોડાવવો? શું અમારે સત્યાગ્રહ કરવો?

"'નવજીવન' વાચે છે, આપના તરફ પૂજ્યભાવ છે. આપની ભકિતમાં વખત જવે પુરુષો કરતા વધારે તલ્લીન થશે. પરંતુ જો ખોટો મોહ ન છોડાય તો એ ભકિત પણ એળે જાય. આપના ખાદીના સંદેશાથી અમારા કપડાના વાર્ષિક ખર્ચમા ઘણો જ ઘટાડો થયો છે. છેલ્લાં ચાર વરસમા વરસે એક N. N. કવોલીટીની બેંગલોર કૅપ રૂપિયા દસવાળી (એટલે રૂપિયા ચાળીસ)ને બદલે રૂપિયા છની ખાદીની ચોવીસ ટોપી વાપરી એવી જ રીતે ડગલા, પહેરણ, ધોતિયાં, મોજાં વગેરેનો મારો અંગત વાર્ષિક ખર્ચ રૂપિયા ત્રણસોનો હતો તે હવે પચાસથી સાઠનો થયો છે. આવું આવું સમજવા છતાં વિલાયતી કપડાંનો મોહ તેમનાથી છોડાતો નથી અને આવી નબળી મનોવૃત્તિને લઇને જ્યારે લગ્નપ્રસંગે જવા તક મળે છે ત્યારે હું ખાદીના પોશાકમા અને મારાં ધણિયાણી વિલાયતી પોશાકમાં એવું બને છે! આથી અમે ખાદી નહિ પહેરનારા વર્ગના

ટીકાપાત્ર થઇએ છીએ અને તેમાં ખાસ કરીને પુરુષની સ્થિતિ તદ્દન કફોડી હોય છે. અને ખાદીના વિરોધીઓ તેમના ઘરમાં તો ગુલામ જેવા જ હોવા છતા અમોને ગુલામ તરીકે જુએ છે, અને આખી ચળવળ પર ટીકા કરવા બેસે છે ત્યારે તો મનને એટલું દુઃખ થાય છે કે મન ડામાડોળ થાય છે. તે વખતે છેવટના વિચાર થાય છે કે ઘરમા અસહકાર કરી દેવો કે શું કરવું? તે વિચારમાં કોઇ સમય ક્લેશ થવા પણ વખત આવી જાય. આવી સ્થિતિમાં સ્ત્રીવર્ગને ખાદીમય કરવા આપની સલાહ શું હોઇ શકે તે માટે આ લાંબો કાગળ લખ્યો છે. આશા છે કે આપના તરફના ખુલાસા પછી મારાં ધણિયાણી ખાદી સિવાય બીજાં કપડાં ન જ વાપરે."

જેવી આ ભાઇની તેવી જ દયામણી સ્થિતિ ઘણા પુરુષોની હશે એમ હુ સમજી શકું છું. સ્ત્રીપુરુષ વચ્ચેનો સબંધ એટલો બધો નાજુક છે કે ત્રીજો માણસ તેમાં ભાગ્યે જ વચ્ચે પડી કશી સેવા કરી શકે. સત્યાગ્રહ એ શુદ્ધ પ્રેમની નિશાની છે. દંપતિપ્રેમ જ્યારે કેવળ નિર્મળ થઈ શકે છે ત્યારે પ્રેમ પરિસીમાને પહોચે છે. તેમા વિષયને અવકાશ નથી હોતો; તેમાં સ્વાર્થની ગંધ સરખી ન જ હોઇ શકે. તેથી જ કવિઓએ દંપતીપ્રેમનું વર્ણન કરી આત્માની પરમાત્મા પ્રત્યેની લગનીને ઓળખી છે ને ઓળખાવી છે. એવો પ્રેમ તો કોઇક જ જગ્યાએ હોઇ શકે. વિવાહનું બીજ આસક્તિમા રહેલું છે. તીવ્ર આસક્તિમાથી તેની ઉત્પત્તિ છે. તે આસક્તિ અનાસક્તિ રૂપે પરિણમે, શરીરસ્પર્શનો ખ્યાલ પણ ન કરે, ન રાખે — અને એમ જ્યારે એક આત્મા બીજામા તલ્લીન થાય ત્યારે તેમા પરમાત્માના પ્રેમની કંઇક ઝાંખી થઇ શકે એમ જોઇ શકાય છે. આ વર્ણન બહુ સ્થૂળ છે. જે પ્રેમની કલ્પના

હું વાંચનાર પાસે કરાવવા માગું છું તે પ્રેમ નિર્વિકારી છે એનું યથાસ્થિત વર્ણન કરવા જેટલો વિકારશૂન્ય હું પોતે નથી થયો, તેથી હું જાણું છું કે જે ભાષા એ પ્રેમનું વર્ણન કરવા જોઇએ તે મારી કલમે નથી ચઢતી છતા નિખાલસ વાચનાર તે ભાષા પોતાની મેળે વિચારી લેશે.

જ્યાં દંપતી વચ્ચે આવા નિર્મળ પ્રેમનો હું સંભવ માનુ છું ત્યા સત્યાગ્રહ શું ન કરી શકે? એ સત્યાગ્રહ આજકાલ જે વસ્તુ સત્યાગ્રહને નામે ઓળખાય છે તે નહિ. પાર્વતીએ શંકરની સામે સત્યાગ્રહ કર્યો એટલે હજારો વર્ષની તપશ્ચર્યા કરી. ભરતનું રામે ન માન્યું એટલે નંદિગ્રામમા જઇ બેસી ગયો. રામ પણ સત્યપથ પર હતા ને ભરત પણ સત્યપથ પર. બન્નેએ પોતાનું પણ રાખ્યું. ભરત પાદુકા લઇ તેની પૂજા કરતો યોગારૂઢ થયો. રામની તપશ્ચર્યામા બહારનો આનંદ સંભવતો હતો; ભરતની તપશ્ચર્યા અલૌકિક હતી. રામને ભરતને ભૂલવાનો અવકાશ હતો; ભરત તો પ્રતિક્ષણ રામનામનું જ રટણ કરતો હતો. તેથી ઇશ્વર દાસાનુદાસ થયો.

આ શુદ્ધતમ સત્યાગ્રહનો દાખલો. કોઇ ન જીત્યું, અથવા કોઇ જીત્યું કહેવાય તો ભરત જ જીત્યો. ભરતજન્મ ન હોત તો રામમહિમા ન હોત એમ કહી તુલસીદાસે પ્રેમનુ રહસ્ય આપણી પાસે મૂકી દીધું છે.

મજકુર ભાઇ જો ઘડીભર સ્થૂળ પ્રેમને ભૂલી જઇ દંપતીપ્રેમમા રહેલો સૂક્ષ્મ પ્રેમ ધારણ કરી શકે — ધારણ કર્યો ન કરાય એ હું જાણું છું, તે તો પ્રકટવાનો હોય તો

પ્રકટી શકે — તો તેમની ધર્મપત્ની પોતાના વિલાયતી કપડા તે જ દહાડે બાળી દેશે એમ હુ ખાત્રીપૂર્વક કહુ છું. એક નજીવી વસ્તુને સારૂ આવો મોટો પ્રયાસ હું કેમ સૂચવું છુ, કંઇ પ્રમાણુ જ નથી જાળવતો, એવી શંકા કોઇ ન કરે. નજીવા પ્રસંગો આપણી જીંદગીમા જે પરિવર્તન કરે છે તે ઇરાદાપૂર્વક કેળવેલા પ્રસંગો અથવા મોટા કહેવાતા અકસ્માતો નથી કરી શકતા.

દંપતી વચ્ચેના સંભવિત સત્યાગ્રહના દાખલા તો મારી અનુભવપોથીમાંથી હું થોકબંધ આપી શકું તેમ છું, પણ એ બધાનો દુરુપયોગ થઇ શકે એમ પણ હું જાણું છું. અત્યારનું વાતાવરણ મને ઝેરી લાગે છે. તેવે સમયે એ અનુભવોમાથી દૃષ્ટાંતો આપી આ ભાઇ જેમણે નિખાલસપણે પ્રશ્ન કર્યો છે, તેમને ભ્રમિત કરવાનું પાપ વહોરવા હું નથી માગતો. તેથી મેં ઊંચામા ઊંચી સ્થિતિ વર્ણવી છે. તેમાથી યોગ્ય લાગે તે સંકટનિવારણનો માર્ગ શોધવાનુ તેમને સોપી દઉ છું.

સ્ત્રીની સ્થિતિ નાજુક છે તે વિષે જે કંઇ કરો તેમાં બળાત્કારનો સંભવ આવે છે. હિંદુસંસાર કઠિન છે, તેથી જ પ્રમાણમા સ્વચ્છ રહી શક્યો છે. કેવળ શુદ્ધ પ્રેમથી જ જે અસર થઇ શકે તે જ અસર પાડવાનો પતિને અધિકાર છે એમ મને ભાસે છે. જો બેમાથી એક પણ વિષયવાસનાને જડથી જ કાઢી શકે તો માર્ગ સહેલો થઇ જાય છે. મારો દૃઢ અભિપ્રાય છે કે સ્ત્રીઓમા જે કોઇ ખામીઓ પુરુષ જુએ છે તેની જવાબદારી કેવળ નહિ તો મોટે ભાગે તેના પોતાના ઉપર જ છે. સ્ત્રીને શણગારનો મોહ તે કરાવે છે; સારાં

મનાતાં કપડા તે જ પહેરાવે છે. પછી સ્ત્રીને અભ્યાસ પડે છે ને પતિમાં પરિવર્તન થતાં વેંત જ જો સ્ત્રી તેની પાછળ નથી જઇ શકતી તો દોષ પુરુષનો છે, સ્ત્રીનો નથી એમ જાણી પુરુષે ધીરજ રાખવી જ પડશે.

હિંદુસ્તાનમા શાત માર્ગથી સ્વરાજ મળવાનું હશે તો સ્ત્રીએ તેમા પૂરો ભાગ લેવો જ પડશે. સ્ત્રીને જ્યા સુધી વિલાયતી, મીલના કે રેશમના કપડાંનો મોહ રહ્યા કરશે ત્યા સુધી સ્વરાજ દૂર જ રહેશે.

# સનાતની હિન્દુ એટલે ?

હું મને ચુસ્ત સનાતની હિન્દુ કેમ કહેવડાવુ છુ, હું મને વૈષ્ણવ કેમ માનું છું, એ સવાલો પૂછાયા છે. મને લાગે છે કે એ સવાલનો ઉત્તર મારે વાળવો જોઇએ.

આના ઉત્તરમા સનાતની હિન્દુની વ્યાખ્યા આવી જાય છે, વૈષ્ણવની ઓળખાણ આવી જાય છે.

મારી માન્યતા છે કે જે માણસ હિન્દુસ્તાનમાં હિન્દુ કુળમાં જન્મીને, વેદ, ઉપનિષદ, પુરાણાદિ ગ્રન્થોને ધર્મગ્રન્થરૂપે માને; જે માણસ સત્ય, અહિંસાદિ પાચ યમોને વિષે શ્રદ્ધા રાખે અને તે યથાશક્તિ પાળે; જે માણસ આત્મા છે, પરમાત્મા છે, આત્મા અજ અને અમર છે તેમ છતા દેહાધ્યાસથી સંસારમા અનેક યોનિમા આવજા કર્યાં કરે છે, તેને મોક્ષ છે, અને મોક્ષ એ પરમ પુરુષાર્થ છે એમ માને; જે વર્ણાશ્રમ ને ગોરક્ષાધર્મને માને તે હિન્દુ છે. જે માણસ આ બધું માનતો હોવા ઉપરાત વૈષ્ણવ સંપ્રદાયને માનનાર કુટુંબમા જન્મ્યો હોય ને તેનો જેણે ત્યાગ ન કર્યો હોય, જેનામા નરસિંહ મહેતાએ તેના 'વૈષ્ણવ જન' નામના ભજનમા વર્ણવેલા ગુણો થોડે

ઘણે અંશે પણ હોય ને જે તે ગુણો પૂર્ણપણે મેળવવા પ્રયત્ન કરતો હોય તે વૈષ્ણવ છે મારી દૃઢ માન્યતા છે કે મેં વર્ણવેલા ચિહ્નો મારામા ઘણે અંશે છે અને તે મારામા વધારે દૃઢીભૂત કરવા હું પ્રયત્ન કરી રહ્યો છુ. તેથી મને પોતાને હુ નમ્રપણે પણ દૃઢતાથી ચુસ્ત સનાતની હિન્દુ અને વૈષ્ણવ તરીકે ઓળખાવતા સંકોચાતો નથી. હુ માનું છું કે હિન્દુધર્મનું મોટામા મોટુ બાહ્ય સ્વરૂપ ગોરક્ષા છે. તે રક્ષા કરવા હિન્દુ-માત્ર અત્યારે અસમર્થ બની રહ્યા છે, તેથી હિંદુસંસારને હું નપુસક માનું છું. તે નપુસકમા હું મને ઓછામા ઓછો નપુસક માનું છું. જે તપશ્ચર્યા મેં ગોરક્ષાને સારૂ કરી છે ને કરી રહ્યો છું, જે લાગણી મને ગાય તથા ગાયના વંશને સારૂ થાય છે, તેનાથી વધારે બીજામાં હશે એમ હું ધારતો નથી. તેને ખાતર મારા જેટલી તપશ્ચર્યા કોઇએ જ્ઞાનપૂર્વક કરી હોય એમ હું જાણતો નથી. જ્યાં લગી હિંદુસ્તાનમા હિંદુ ગાયની ઉપર દયા રાખતા નથી, ઢોરને હિંદુ પોતે જ અનેક પ્રકારનાં દુઃખો આપે છે, જ્યા સુધી મુસલમાનોની પ્રીતિ સંપાદન કરી તેમની પાસેથી પ્રેમને ખાતર ગોવધ છોડાવવા તેઓ સમર્થ થયા નથી, જ્યા સુધી અંગ્રેજો હિંદુસ્તાનમાં ગોવધ કરી રહ્યા છે તે સહન કરી અંગ્રેજી સલ્તનતની હિંદુઓ સલામી કરે છે, ત્યાં સુધી હિંદુધર્મમાં બ્રાહ્મણ અને ક્ષત્રિયધર્મનો હું લોપ સમજું છું, અને તેથી હું વૈશ્ય જન્મ્યા છતા તે બન્ને ધર્મનુ પાલન કરવા સદા પ્રયત્ન કરી રહ્યો છું.

હિંદુધર્મનું આંતર સ્વરૂપ સત્ય અને અહિંસા છે એમ હું માનું છું. સત્યનું સેવન જેટલી સૂક્ષ્મતાએ હું છેક બચપણથી કરી રહ્યો છું તેટલું કરતાં મેં મારી ઓળખમાંના

કોઇને જાણ્યા નથી. અહિંસાનું જાગ્રત લક્ષણ પ્રેમ છે — અવેર છે. મને દઢ વિશ્વાસ છે કે હું પ્રેમથી ઉભરાઇ રહ્યો છું. મને સ્વપ્ને પણ કોઇના પ્રત્યે વેરભાવ ઉત્પન્ન થયો નથી. ડાયરના દુષ્કૃત્યો છતાં તેના પ્રત્યે મને વેર ઉત્પન્ન થતું નથી. જ્યા જ્યા મેં દુઃખ જોયું છે, અન્યાય જોયો છે ત્યાં ત્યાં મારો આત્મા અકળાયો છે.

હિંદુધર્મનું તત્ત્વ મોક્ષ છે. મોક્ષને સારૂ હું મથી રહ્યો છું. મારી બધી પ્રવૃત્તિ મોક્ષને ખાતર છે. જેટલો વિશ્વાસ મને મારા દેહના અસ્તિત્વ વિષે ને તેની ક્ષણિકતાને વિષે છે, તેટલો જ આત્માના અસ્તિત્વ વિષે ને તેના અમૃતત્વને વિષે છે.

આવા કારણોથી હું મને પોતાને ચુસ્ત સનાતની હિંદુ તરીકે ઓળખાવી સુખી થાઉં છું.

શાસ્ત્રોનો મેં ઊંડો અભ્યાસ કર્યો છે એમ મને કોઇ પૂછે તો હું તેને કહું કે મેં નથી કર્યો અને કર્યો છે. વિદ્વાનની દૃષ્ટિએ નથી કર્યો. મારૂં સંસ્કૃત જ્ઞાન નહિ જેવું જ ગણાય; પ્રાકૃતમા રહેલા તરજૂમા પણ મેં થોડા જ વાચ્યા છે. એકે વેદ મેં પૂરેપૂરો વાચ્યો છે એવો દાવો હું ન કરી શકુ. છતા મેં શાસ્ત્રોને ધર્મદૃષ્ટિએ જાણ્યાં છે. તેમાંનું રહસ્ય હું જાણી ગયો છું. વેદ વાચ્યા વિના માણુસ મોક્ષ મેળવી શકે એ હું જાણું છું.

શાસ્ત્રો વાચવાની — સમજવાની ચાવી મને હાથ લાગી છે જે શાસ્ત્રવચન સત્યનું, અહિંસાનું, બ્રહ્મચર્યનું વિરોધી હોય તે ગમે ત્યાથી મળ્યુ હોય છતા તે અપ્રમાણ છે. શાસ્ત્ર બુદ્ધિથી પર નથી. બુદ્ધિગ્રાહ્ય ન હોય તે શાસ્ત્રને આપણે

પડતાં મેલી શકીએ છીએ. ઉપનિષદો માત્ર હું વાંચી ગયો છું. એવાં પણ ઉપનિષદો મેં વાંચ્યાં છે કે જેમાનાં કેટલાંક મને બુદ્ધિગ્રાહ્ય નથી લાગ્યાં. તેથી તેને મેં આધારભૂત નથી માન્યાં. શાસ્ત્રના અક્ષરને વળગ્યો તે વેદિયો છે એમ ઘણા કવિઓએ ગાયું છે. શાસ્ત્રોનું દોહન શંકરાચાર્યાદિએ એક એક વાક્યમા આપ્યું છે, ને તે બધાનું તાત્પર્ય એ છે કે આપણે ઇશ્વરભક્તિ કરી જ્ઞાન મેળવવું અને તે વડે મોક્ષ મેળવવો. અખા ભગતે કહ્યું છે કે

'સૂતર આવે ત્યમ તું રહે,
જ્યમ ત્યમ કરીને હરિને લહે.'

જે શાસ્ત્ર મને મદિરાપાન, માંસભક્ષણ, પાખંડ ઇત્યાદિ શીખવે તે શાસ્ત્ર ન કહેવાય.

સ્મૃતિઓને નામે મહાઅધર્મ ચાલી રહ્યો છે. સ્મૃતિઆદિ ગ્રંથોના અક્ષરને વળગવા જતા આપણે નરકને સારૂ લાયકાત મેળવીએ છીએ. સ્મૃતિથી ભ્રમિત થઇ પોતાને હિંદુ કહેવડાવતા માણસો વ્યભિચાર કરે છે, બાળકન્યાની ઉપર બળાત્કાર કરવા-કરાવવવા તૈયાર થાય છે.

અત્યારે બધાં શાસ્ત્રોમાથી આપણે શું ક્ષેપક ગણવું, શું ગ્રાહ્ય ગણવું, શું ત્યાજ્ય ગણવું એ મહાપ્રશ્ન ઉભો થાય છે. જો મેં ઉપર જણાવ્યું છે તે પ્રમાણે આજે બ્રાહ્મણધર્મનો લોપ ન હોત તો આપણે યમનિયમાદિના પાલનથી જે શુદ્ધ થએલ હોય ને જેણે સારૂં જ્ઞાન મેળવ્યુ હોય તેવા કોઇ બ્રાહ્મણને પૂછી જોત. તેને અભાવે અત્યારે ભક્તિમાર્ગ પ્રધાન-પદ ભોગવે છે. પાખંડ, દંભ, મદ, માયા વગેરે પાપો જે આધુનિક સરકારમા અનેક રૂપે પ્રગટી રહ્યાં છે તેની સાથે

અસહકાર કરી જ્યારે આપણે આત્મશુદ્ધિ મેળવીશું ત્યારે કદાચ આપણને શાસ્ત્રદોહન આપનાર કોઇ સંસ્કૃત પુરુષ મળી રહેશે. ત્યાં લગી આપણે પ્રાકૃત લોક સરળભાવે મૂળતત્ત્વોને વળગી હરિભક્ત થઇ વિચરીએ. એ સિવાય બીજો માર્ગ હું જોતો નથી.

'ગુરુ વિના જ્ઞાન ન હોય' એ સુવર્ણવાકય છે. પણ ગુરુ મળવા જ દોહેલા છે અને સદ્‌ગુરુને અભાવે ગમે તેને ગુરુ કરી બેસીને આપણે સંસારસાગરની વચ્ચોવચ્ચ ડૂબવું યોગ્ય નહિ ગણાય. ગુરુ તે કે જે તારે પોતે તરી ન જાણે તે બીજાને શું તારે? એવા તારા આજકાલ હોય તોપણ તે એકાએક જોવામાં આવતા નથી

હવે આપણે વર્ણાશ્રમને તપાસીએ. ચાર વર્ણ ઉપરાત વર્ણ નથી એમ મે તો જાણ્યુ છે. વર્ણ જન્મથી છે એવી મારી માન્યતા છે. બ્રાહ્મણકુળમા જન્મ્યો તે બ્રાહ્મણ રહીને જ મરે ગુણે અબ્રાહ્મણ થાય તોપણ તેનો બ્રાહ્મણદેહ બ્રાહ્મણ મટતો નથી. બ્રાહ્મણધર્મનું પાલન નહિ કરનાર બ્રાહ્મણ ગુણ પ્રમાણે શૂદ્રયોનિમા જન્મે ને પશુયોનિમાયે જન્મે. મારા જેવા બ્રાહ્મણધર્મનું અને ક્ષત્રિયધર્મનુ પાલન કરનાર વૈશ્યને જન્મવાપણુ રહે તો બીજે ભવે ભલે બ્રાહ્મણ કે ક્ષત્રિય જન્મે. આ જન્મે તો તે વૈશ્ય જ રહેશે ને તે જ યથાર્થ છે હિંદુ-ધર્મમા બીજા ધર્મોવાળા વખતોવખત સમાઇ ગયા છે, પણ તેઓ ને જ જન્મે હિંદુ તરીકે ઓળખાયા નથી. હિંદુસંસાર દરિયો છે તેના પેટમા બધો કચરો આવીને સાફ થઇ જાય છે. શમી જાય છે એમ થયાં જ કર્યુ છે. ઇટલી, ગ્રીસ, વગેરેના લોકો આવી હિંદુધર્મમા સમાઇ ગયા છે, પણ

તેઓને કોઈએ હિંદુ બનાવ્યા નથી. પણ કાળાંતરે આમ વધઘટ થયા જ કરી છે. હિંદુધર્મ ખ્રિસ્તી કે મુસલમાની ધર્મ પ્રમાણે પરધર્મીઓને તેમાં દાખલ થવાનું નિમંત્રણ કરતો નથી, સર્વને પોતપોતાનો ધર્મ પાલન કરવાનો જ આદેશ તેમાં રહેલો છે. ભગિની નિવેદિતા જેવા હિંદુધર્મમાં આવ્યા છતાં આપણે તેમને હિંદુ તરીકે નથી ઓળખતા; તેમ તેમનો બહિષ્કાર કે તિરસ્કાર પણ નથી કરતા. હિંદુ'**ધર્મ**'**માં** આવવાપણું કોઈને રહેતું નથી. હિંદુધર્મનું '**પાલન**' સૌ કોઈ કરી શકે છે.

વર્ણાશ્રમ કાયદો છે. તેનું વ્યાવહારિક રૂપ જ્ઞાતિ છે. જ્ઞાતિમાં વધઘટ થાય છે. જ્ઞાતિની ઉત્પત્તિ અને લય થયા જ કરે છે. હિંદુધર્મ બહાર તો માણસ પોતે જ થઈ શકે છે. જ્ઞાતિ બહાર માણસ મેલાય છે. જ્ઞાતિનો બહિષ્કાર એ દંડ છે ને સર્વ જ્ઞાતિની પાસે એ હોવો જ જોઈએ.

ઘણી જ્ઞાતિઓ મટી ઓછી થવાની આવશ્યકતા છે ખરી, અને તે હિંદુધર્મને આઘાત પહોંચાડ્યા વિના તે તે જ્ઞાતિના મહાજનો કરી શકે છે અનેક વાણિયાજ્ઞાતિઓ એક થાય, તેમની વચ્ચે બેટીવ્યવહાર ચાલુ થાય, તેમાં ધર્મને કશી હાનિ નથી પહોંચતી.

પાણી, ભાણુવ્યવહાર અને બેટીવ્યવહાર એ હિંદુધર્મનું આવશ્યક ચિહ્ન નથી, પણ હિંદુધર્મમાં સંયમે પ્રધાનપદ ભોગવેલું હોવાથી પાણી, ભોજન, વિવાહ ઇત્યાદિના સૂક્ષ્મ પ્રતિબંધો રાખવામાં આવ્યા છે. તેને હું નિંદ્ય નથી ગણતો; છતાં જે તેનું પાલન ન કરે તેને હું ધર્મભ્રષ્ટ થએલો પણ ન ગણું. પાણી, ભોજન કે વિવાહવ્યવહાર ફાવે ત્યાં ન કરવો

એને હું શિષ્ટાચાર ગણુ છુ તેમા આરોગ્ય અને પવિત્રતાની રક્ષા રહેલી છે. પણ તિરસ્કારરૂપે કોઇને ત્યા ભોજનનો કે પાણીનો ત્યાગ કરવો એ હિંદુધર્મની વિરુદ્ધ છે એમ માનું છું. પરવર્ણની સાથે કે પરધર્મીની સાથે બેટીવ્યવહાર અને ભોજનવ્યવહારનો પ્રતિબંધ હિંદુધર્મની સંસ્કૃતિની આવશ્યક વાડ છે એવો મારો અનુભવ ઉપર બંધાએલો અભિપ્રાય છે.

એમ છતા હું કેમ મુસલમાનોને ત્યાં પણ જમુ છું? કેમકે હું તેમને ત્યા જમતા છતાં સંયમધર્મનું ખૂબ સેવન કરી શકું છું. પકાવેલી વસ્તુમાં ડબલરોટી સુધી લઉ છું, કેમકે ડબલરોટી પકાવવાની ક્રિયા તદ્દન શુદ્ધ છે, ને જેમ ધાણી ગમે ત્યાં પકવેલી લેવાય તેમ રોટી (રોટલી નહિ) ગમે ત્યા પકવેલી લેવાય. છતા મારા સાથીઓ તેટલો પ્રતિબંધ નહિ પાળતા મુસલમાન અને પોતાનાથી ઇતરવર્ણીઓને ત્યા શુદ્ધ રીતે પકવેલો ખાદ્ય પદાર્થ પણ લે છે. આમ કરવામા તેઓ જ્ઞાતિબહિષ્કારનું જોખમ માથે વહોરે છે, હિંદુ મટતા નથી. આશ્રમ એ સંન્યાસીઓને લગતો કંઇક ધર્મ પાળે છે. ત્યા હિંદુધર્મને અનુસરીને એક નવી જ્ઞાતિ કે નવો વ્યવહાર આ યુગને છાજે તેમ બંધાઇ રહેલ છે. આ કાર્યને હું અખતરારૂપે ગણું છું. ફળીભૂત થયે અનુકરણીય ગણાશે. નિષ્ફળ થયે કોઇને હાનિ નહિ કરે. અખતરો કરનારને પણ નુકસાન નહિ થાય, કેમકે અખતરાનું મૂળ સંયમ છે. સેવાધર્મનું સહેલાઇથી પાલન થાય, ને જ્યા ધર્મનો સમાવેશ કેવળ ખાવાપીવામા જ કરી મેલવામાં આવ્યો છે ત્યાં તે રિવાજને તેનું યોગ્ય અને ગૌણ સ્થાન અપાય તો ઠીક, એ હેતુ છે.

હવે રહી અસ્પૃશ્યતા. અસ્પૃશ્યતાની ઉત્પત્તિ કોઈ કળી શકે તેમ નથી. મેં અનુમાનો જ કર્યાં છે, તે ખોટા હોય કે ખરા. પણ અસ્પૃશ્યતા અધર્મ છે એમ તો આંધળોયે જોઈ શકે એમ છે માત્ર ઘણા કાળનો અધ્યાસ જેમ આપણને આત્મા ઓળખવા નથી દેતો તે જ રીતે ઘણા કાળનો અધ્યાસ આપણને અસ્પૃશ્યતામા રહેલો અધર્મ પણ જોવા નથી દેતો. કોઇને પણ પેટે ચલાવવા, નોખા રાખવા, ગામ બહાર કાઢવા, તે મરે કે જીવે તેની દરકાર ન રાખવી, તેને એઠું ભોજન દેવું, એ બધું ધર્મ હોય જ નહિ. પંજાબના જે અન્યાયની વિરુદ્ધ આપણે પોકાર કરીએ છીએ તેનાથી વિશેષ અન્યાય આપણે અંત્યજ ઉપર કરીએ છીએ. અંત્યજ પડોશમા રહી ન શકે, અંત્યજને પોતાની માલિકીની જમીન ન મળે, અંત્યજે આપણને જોતાં જ પોકાર કરવો જોઇએ કે 'છેટા રહેજો, મને અડશો નહિ,' અંત્યજને આપણી સાથે ગાડીમાં બેસવાની પરવાનગી ન મળે—આ હિંદુધર્મ નથી. આ તો ડાયરશાહી છે. અસ્પૃશ્યતામા સંયમ નથી. મા મેલું ઉપાડી સ્નાન કર્યા વિના નથી અડતી એ દાખલો અસ્પૃશ્યતાને નભાવવા સારૂ આપવામા આવ્યો છે. પણ તેમાં તો મા પોતે જ અડવા નથી માગતી; અને તે કાયદાને આપણે ભંગીના સંબંધમા પળાવીએ તો કોઇ ઇનકાર કરે તેમ નથી. ભંગી ઇત્યાદિને અસ્પૃશ્ય ગણી આપણે મેલને સહન કરીએ છીએ ને રોગો ઉત્પન્ન કરીએ છીએ જો અસ્પૃશ્યને સ્પૃશ્ય ગણીએ તો આપણે આપણા તે અંગને સાફ રાખતાં શીખીશું.

ભંગીઓનાં ઘર તો ઘણા વૈષ્ણવઘર કરતાં મેં ચોખ્ખા જોયાં છે. તેઓમાના કેટલાકની સત્યવાદિતા, સરળતા, દયા વગેરેથી હું ચકિત થયો છું. મારી ખાત્રી છે કે હિંદુધર્મમાં અસ્પૃશ્યતા રૂપી કળિએ પ્રવેશ કર્યો તેથી આપણે પતિત બન્યા છીએ ને તેથી ગોમાતાના રક્ષણને સારૂ પણ વીર્યહીન થઇ ગયા છીએ. જ્યા સુધી આપણે આ ડાયરશાહીમાંથી મુક્ત નથી થયા ત્યા સુધી અંગ્રેજી ડાયરશાહીમાથી મુક્ત થવાનો આપણને અધિકાર નથી.

# સેવાધર્મ

હું બાળક હતો ત્યારે એમ માનતો કે સમાજસેવાને ફરજ તરીકે કેવળ યુરોપે જ ઓળખી છે, યોજનાશક્તિનો દાવો કેવળ યુરોપ જ કરી શકે છે. અનુભવથી હું મારી ભૂલ જોઇ શક્યો છું. યોજનાશક્તિમા અને સમાજસેવામા હિંદુસ્તાન કોઇ પણ દેશથી પછાત નથી એમ મેં કુંભ સમયે હરિદ્વારમા જોયું. એવું કહેવાય છે કે એ સમયે હરિદ્વારમા સત્તર લાખ યાત્રાળુઓ એકઠા થએલા. તેઓને સારૂ ખાવાપીવાનો અને રહેવાનો પ્રબંધ કોણે કર્યો, કેમ થયો એની કોઇને ખબર નથી.

એમ છતાં એ પ્રબંધ હરિદ્વારમાં થઇ ગયો હતો તે મેં જોયું; અને તેમાં અમલદારવર્ગની કશી જરૂર નહોતી પડી. આપણી યોજનાશક્તિ અને સમાજસેવાના સાક્ષીરૂપે હિમાલય બિરાજે છે. જન્મોત્રી સુધી યાત્રાળુઓ પહોંચી શકે છે અને પોતાની હાજતો પૂરી પાડી શકે છે આ યોજના વ્યાપાર-દૃષ્ટિએ નથી ઘડાઇ, પણ સેવાની દૃષ્ટિએ ઘડાઇ છે. જ્ઞાતિની યોજના પણ એ જ વસ્તુ સૂચવે છે. જ્ઞાતિઓની મારફતે આપણે દર્દીઓની, મૂએલાની અને ગરીબની સગવડ કરી શક્યા છીએ.

સર વિલિયમ વિલ્સન હન્ટર મોટા ઇતિહાસવેત્તા થઇ ગયા છે. તેમણે હિંદુસ્તાનમા નિરાશ્રિતોને સારૂ કાંઇ પણ કાયદાઓ ન જોયા છતાં તેઓને સારૂ સુવ્યવસ્થા જોઇ તેથી તેઓ આશ્ચર્યચકિત થયા. બેશક, આપણી યોજનામા ત્રુટિઓ માલુમ પડશે. જ્ઞાતિબંધનની અતિશયતા પુષ્કળ છે. એ બધું આપણે સુધારવું પડશે. સમાજસેવાને રૂપાતર આપવું પડશે. મારો કહેવાનો આશય એટલો જ છે કે આપણી પાસે શક્તિ અને સાધનો પ્રાચીન સમયથી રહેલા છે. તેની નવી દૃષ્ટિએ ગોઠવણ કરવી, અને શિક્ષિતવર્ગે સેવાને પ્રાચીન ધર્મ તરીકે વધાવી લેવી એટલું જ કરવું રહ્યું છે; અને જો આપણે એવું કરવાને શક્તિમાન થઇએ તો દેશને મોટો લાભ થાય એમા તો શંકા જ નથી.

# ક્ષત્રિધર્મ

કાઠિયાવાડ રજપુત પરિષદ ભરાવાની છે તેમા હાજરી ભરવાની મને બહુ હોંશ રહે, પણ તે તો અશકય જ છે.

કાઠિયાવાડ શૂરવીરોની ભૂમિ હતી. રજપુતોની બહાદુરી જગત્પ્રસિદ્ધ છે. પણ પ્રાચીન બહાદુરીની સ્તુતિથી કંઇ આજે રજપુતો બહાદુર થઇ શકે તેમ નથી. બ્રાહ્મણે બ્રહ્મજ્ઞાન છોડયું, રજપુતે રક્ષાનો ધર્મ છોડી વણિકવૃત્તિ સ્વીકારી. વાણિયા દાસ બન્યા, પછી શૂદ્ર સેવક મટે તેમા તેનો દોષ કોણ કાઢી શકે? ચાર વર્ણ પતિત થયા એટલે એ ચારમાથી પાચમો ધર્મ વિરુદ્ધ વર્ણ પેદા થયો, ને તે અસ્પૃશ્ય મનાયો. પાચમાને ઉત્પન્ન કરી તેને દાબી ચાર વર્ણ પોતે દબાયા ને પતિત થયા.

આવી કઠિન દશામાથી હિંદુને કોણ કાઢે? હિંદુ ન બચે તો મુસલમાન બચી જ ન શકે બાવીસ કરોડનું પતન થાય તો સાત કરોડ નભી જ ન શકે. રેલગાડી ચાલતી હોય ત્યારે આપણે નજીકમા નથી ઊભા રહી શકતા, કેમકે એનો મોટો વેગ આપણને ખેંચી જાય.

એટલે હિંદુસ્તાનને સ્વતંત્ર થવાનો ઇલાજ હિન્દુઓની ઉન્નતિમા રહેલો છે. હિંદુઓની ઉન્નતિ કેવળ ધાર્મિક હોય તો જ હિંદુસ્તાન બચે. હિંદુઓ પશ્ચિમના પશુબળનું અનુકરણ કરવા જાય તો પોતે પડે ને બીજાને પાડે

આ પડેલા હિંદુસંસારને કોણ ઉગારે? ભયભીતને નિર્ભય કોણ કરે? એ ધર્મ તો ક્ષત્રિયનો જ હોય. એટલે રજપુત પરિષદ જો પોતાનું કર્તવ્ય સમજવા ને બજાવવા ઇચ્છે તો તેણે પોતાનો ધર્મ વિચારવો જોઇશે.

રક્ષા કરવાને સારૂ તલવારની જરૂર નથી. તલવારનો જમાનો ગયો છે, અથવા જવાની અણી ઉપર છે. તલવારનો અનુભવ જગતે ખૂબ મેળવી લીધો છે. જગત હવે તલવારથી ત્રાસ્યું છે. પશ્ચિમને પણ થાક ચઢયો હોય એમ ભાસે છે. મારીને રક્ષા કરે તે ક્ષત્રિય નહિ પણ મરીને રક્ષા કરે તે ક્ષત્રિય. ભાગે તે ભડ નહિ પણ છાતી સામી રાખી ઊભો રહ્યો ઘા કર્યા વિના ઘા ઝીલે તે ક્ષત્રિય.

પણ ઘડીભર કહો કે તલવારની આવશ્યકતા છે. તોયે શું? તલવાર જો રામે ચલાવી હોય તો તેમ કરતા પહેલાં ચૌદ વર્ષ વનવાસ ભોગવી તપશ્ચર્યા કરી નિર્મળ થયા. પાડવોએ પણ વનવાસ સેવ્યો. અર્જુનને છેક ઇન્દ્ર પાસે જઇ દિવ્ય અસ્ત્ર મેળવવા પડયા. શસ્ત્રબળ પહેલા તપબળ જોઇએ. જો તે

ન હોય તો યાદવાસ્થળી થાય ને જેમ યાદવો પોતે જ પોતાના શસ્ત્રથી નાશ પામ્યા તેમ આપણા શસ્ત્ર આપણો જ સંહાર કરે.

તેથી રજપુત પરિષદનું પ્રથમ કર્તવ્ય આત્મોન્નતિ છે. રજપુત પોતાના હકોની વાત તો કરશે પણ પોતાના ધર્મની વાત પ્રથમ કરે. વ્યસનો છોડે, સાદાઇ ગ્રહણ કરે, ગરીબમાં ગરીબ કાઠિયાવાડીને ઓળખે, તેના દુઃખમા ભાગ લે, તેની સેવા કરે. આ સેવા કરવાનો હક કોઇ છીનવી લે તેમ નથી. કાઠિયાવાડના કોઇ પણ જણને કાઠિયાવાડ છોડવું પડે તો રજપુતે લજ્જિત થવું જોઇએ. જ્યા રેંટિયો છે, પીંજણ છે, સાળ છે ત્યા આજીવિકા છે જ. કાઠિયાવાડની અમૃત જેવી હવા છોડી મુંબઇની ગલીચ હવા ખાવા કાઠિયાવાડીઓ શા સારૂ જાય? આનો જવાબ બીજા કાઠિયાવાડી આપે તેના પહેલા રજપુતોએ આપવો જોઇએ. આનું લાછન કાઠિયાવાડના રાજાઓ ઉપર છે જ. કાઠિયાવાડના રાજાઓ પ્રજાના હિતનો જ વિચાર કરે તો કાઠિયાવાડની પ્રજાને દેશવટો શાને લેવો પડે? રજપુત પરિષદમા રાજાઓ તો નહિ હોય, પણ રજપુતો ધારે તો રાજા પણ સમજે. આ જમાનો પ્રજાસત્તાનો છે. એટલે પ્રજા જેવી થશે તેવા રાજા થવાના ને રહેવાના. પ્રજા-જાગૃતિમા રજપુતો સારે ફાળો ભરી શકે છે.

બીજાના દોષો કાઢવા કરતા પરિષદના સભ્યો પોતાના દોષો કાઢવામા વધારે કાળ ગાળશે તો બીજાઓને તેઓ ધોરી માર્ગ બતાવશે. આજકાલ આપણે આપણા દુઃખોને સારૂ બીજાને વગોવીએ છીએ. ભૂલી જઇએ છીએ અથવા ભૂલી જવા માગીએ છીએ કે આપણા દુઃખોને સારૂ આપણે જ

જવાબદાર હોઇએ છીએ. જુલમ સહનાર ન હોય ત્યાં જાલીમ શું કરે? આપણે વશ થવાની નબળાઇ સંઘરીએ ત્યાં સુધી વશ કરનારા મળ્યાં જ કરશે. વશ કરનારને ગાળો ભાંડવી એ સહેલો પણ નિષ્ફળ ધંધો છે. આપણી નબળાઇ શોધી તેને દૂર કરવી એ મુશ્કેલ તો છે પણ એ જ ફળદાયી છે. અને એ નબળાઇ દૂર કરવાનો ઇલાજ આપણી જ પાસે હોવાથી તે કોઇ છીનવી શકતું નથી.

રજપુત પરિષદના સભ્યો આ વિચારને પ્રધાનપદ આપી આત્મનિરીક્ષણ કરે એમ મારી તેઓ પ્રત્યે પ્રાર્થના છે.

છેવટમાં તેમને અનુભવબિંદુ આપું. ભાષણોથી ને ભાષણ કરનારાઓથી ડરજો. તેમનાથી દૂર રહેવું સારું. મૂંગે મોઢે કામ કરવાની જ પદ્ધતિ રાખવામાં આવશે તો કામ સુધરશે. ભૂખનું દુઃખ રડનાર ભૂખ્યાની ભૂખ દૂર નહિ કરે, પણ એક જન્મે મૂંગો સાધુપુરુષ તેની પાસે મૂઠી બાજરી લઇ જશે તો ભૂખ્યાની આંખ ચળકશે, તેના ચહેરા ઉપર લાલી ફરી વળશે ને તેના હોઠ ઉપર હાસ્ય જોવામાં આવશે. તેની આતરડી પેલા મૂંગાને દુઆ દેશે. ઇશ્વર આપણને ભાષણોથી શિક્ષણ નથી આપતો, તે સદાય પ્રવૃત્તિમાન રહે છે. આપણે સૂઇએ છીએ ત્યારે પણ તે જાગતો રહે છે. તેને પોતાના કામમાંથી બોલવાનો વખત જ નથી બચતો. રજપુતો કેવળ કાર્ય કરીને કાઠિયાવાડના બીજા બોલકણા મુત્સદી સ્વયંસેવકોને પદાર્થપાઠ આપો એવી મારી તેઓ પ્રત્યે વિનંતિ છે.

## પડદો ને પ્રતિજ્ઞા

**આ** બે શબ્દની વચ્ચે સંબંધ છે તેથી મેં તે વતી મથાળું નથી બાંધ્યું. પણ રજપુત પરિષદને વિષે લખતા આ બે બાબત ઉપર જ હું કંઇ લખવા ધારૂ છું તેથી એ બે શબ્દો સાથે મૂક્યા છે. પરિષદનો એક પ્રેક્ષક જણાવે છે કે આ પરિષદમાં જુસ્સાનો પાર ન હતો. લગભગ પંદર હજાર રજપુતો એકઠા થયા હશે. કોઇએ ન ધારેલું એવી સંખ્યામા સ્ત્રીઓ પણ હાજર હતી. તેઓની સંખ્યા લગભગ એક હજાર હશે આ સંખ્યા ખરેખર બહુ મોટી ગણાય. પણ પડદાનો બંદોબસ્ત એવો સખત હતો કે અજાણ્યાને માલમ ન પડે કે પરિષદના મંડપમા કોઇ જગ્યાએ સ્ત્રીઓ પણ બેઠી હશે. આ સ્ત્રીઓને તેમને ઉતારેથી લાવવામા પણ એવી ખૂબી વાપરવામા આવતી હતી કે સ્ત્રીઓ જાય છે એવી ખબર પણ કોઇને ન પડે.

આવી સંપૂર્ણ વ્યવસ્થાને સારૂ પરિષદના કારભારીઓને અવશ્ય ધન્યવાદ ઘટે. પણ પડદાની હસ્તીને સારૂ તો શોક જ બતાવાય. પડદાની આવશ્યકતાનો કાળ ગયો કહીએ તો ચાલે. રામરાજમાં તો પડદો હોય એમ જણાતું નથી. રામરાજ હજુ

નથી આવ્યું એ તો છે જ, પણ આપણે તે ઇચ્છીએ તો તેને રુચતુ વર્તન આજથી શરૂ કરીએ. પડદો ન હોય છતા આપણે મર્યાદા જાળવી રહી શકીએ છીએ એ સિદ્ધ કરવાનું રહ્યુ છે. જે વર્ણો પડદો નથી જાળવતા તેઓમા મર્યાદા ઓછી છે એમ કોઇ નહિ કહી શકે જ્યારે સ્ત્રીઓને મિલ્કત તરીકે સમજવામા આવતી, જ્યારે તેમના હરણ થઇ શકતાં, ત્યારે પડદાની ભલે જરૂર હોય પુરુષોનું હરણ થાય તો તેને પણ પડદે રહેવું પડે. દીઠા માણસને વેડે પકડવામા આવે છે ત્યા આજે પણ પુરુષો પડદો પાળે છે, એટલે સંતાઇ રહે છે. પણ પુરુષની કુદૃષ્ટિથી સ્ત્રીઓનું રક્ષણ કરવા સારૂ પડદો ઇલાજ નથી પણ પુરુષની પવિત્રતા એ ઇલાજ છે.

પુરુષને પવિત્ર કરવામા સ્ત્રી બહુ મોટો ભાગ લઇ શકે છે. પડદામાં રહેલી દબાએલી સ્ત્રી પુરુષને પવિત્ર કેમ બનાવી શકે? તેને પુરુષથી બ્હીને ચાલવાની પ્રથમથી જ ટેવ પાડવામાં આવે તો પુરુષને કેમ સુધારે? વળી પડદામા રાખવામા જ સ્ત્રીમાં એક દોષ પેદા કરવા જેવું થાય છે. મારી માન્યતા છે કે પડદો નીતિનો પોષક નથી પણ ઘાતક છે. નીતિને પોષવા નીતિની કેળવણી, નીતિનું વાતાવરણ, મોટેરાઓમા નીતિનું આચરણ, એ જોઇએ. પડદાને વિષે હું આટલુ લખું હું તે પરિષદનો દોષ બતાવવા સારૂ નહિ. પ્રથમ પગલે પડદાને તોડવો કઠિન કામ હતુ. પણ ભવિષ્યને સારૂ કેટલાક રજપુતોએ તૈયારી કર્યે જ છૂટકો છે.

હવે પ્રતિજ્ઞા વિષે. પ્રતિજ્ઞા ઠીક સંખ્યામા લેવાઈ એમ સાભળુ છું. પ્રતિજ્ઞા ચીવટપૂર્વક લેવાઇ હતી એમ પણ સાભળ્યું. પ્રતિજ્ઞા લેતી વેળા વિધિ પણ ઠીક જાળવવામા આવ્યો

હતો, એટલે આપણે આશા રાખીએ કે પ્રતિજ્ઞાનું પૂરૂં પાલન થશે પણ મારો અનુભવ એવો છે ખરો કે મોટા મેળાવડાઓમા લેવાએલી ઘણી પ્રતિજ્ઞાઓ ત્યા જ રહી જાય છે. આનો અર્થ પ્રતિજ્ઞા ન લેવી એવો નથી. મારો તો અભિપ્રાય ને અનુભવ છે જ કે પ્રતિજ્ઞાઓ વિના મનુષ્ય આગળ ચઢી જ નથી શકતો. પ્રતિજ્ઞા એટલે મરણતોલ નિશ્ચય. એવા નિશ્ચય વિના કઇ જ કાર્ય થાય નહિ. 'યથાશક્તિ'નો અર્થ જ નથી. પ્રતિજ્ઞા મનુષ્યને અખૂટ શક્તિ આપે છે. યથાશક્તિ કરવા ઇચ્છિનાર કોઇ વેળા તો નિર્બળ બને જ. તે વેળા તેની પાસે કંઇ મદદ નથી રહેતી. પણ એવે સમયે પ્રતિજ્ઞા ઉગરી જાય છે. તેણે તો ઇશ્વરને દરમિયાન ગણી વ્રત લીધું. જ્યારે તે શક્તિ ગુમાવે ત્યારે અનાથનો નાથ તેની પાસે ઊભો જ હોય છે.

દુર્ભાગ્યે આપણે પ્રતિજ્ઞાની કિમ્મત ઓછી કરી નાંખી છે. લેતાં વિચાર નથી કરતા એટલે પળાતી નથી. ન પાળવાની ટેવ પડી જવાથી પાળવાની જરૂર નથી એવું લગભગ માનતા થઇ ગયા છીએ ! રજપુત ભાઇબહેનો જેમણે પ્રતિજ્ઞા લીધી છે તેઓ તે પાળો એમ આપણે ઇચ્છીએ.

પરિષદની સાદાઇ મહાસભાને અનુકરણ કરવાયોગ્ય હતી. આ મોટા સમુદાયને સારૂ માત્ર રોટલાદાળ સિવાય કંઇ ભોજન જ ન હતુ. મોટા સમુદાયમાં બીજું સંભવે નહિ, શોભે પણ નહિ. શીખ ભાઇઓ પણ પોતાના સંઘોમા એવી જ સાદાઇ જાળવે છે. સાદાઇનો પાઠ મહાસભાના સભ્યોએ શીખવાનો રહ્યો છે. એથી ખર્ચનો, વખતનો, મહેનતનો બચાવ થાય છે ને સાથે શરીર કસાય છે ને સચવાય છે.

## સ્મશાનસુધારો

**રા.** છોટાલાલ તેજપાળે અમારી ઉપર બે ચાર પત્રો લખ્યા છે અને તેઓ જે ચળવળ ચલાવી રહેલા છે તે વિષેનું કેટલુંક સાહિત્ય પણ મોકલેલું છે. એ બધુ એવુ લાબું છે અને એટલી બધી આસપાસની બીજી હકીકતોથી છવાએલું છે કે તે અમે આપી શકતા નથી તેથી તેઓનો ઉદ્દેશ માત્ર અમે અહીંઆ આપવા ધારીએ છીએ; કેમકે એ ઉદ્દેશ અમને ઉપયોગી જણાયો છે,

મુડદાંની વ્યવસ્થા કરવામા પ્રતિદિન તકલીફ વધતી જાય છે. ગરીબોની હાડમારી વિશેષ છે. મુડદાં ઊંચકવાની સગવડ સરખી પણ કેટલાકને હોતી નથી. મરકી વગેરે ઉપદ્રવો દેશમા વખતોવખત થયા કરે છે અને તે સમયે લોકોની સ્થિતિ બહુ

દયામણી થઇ પડે છે. વળી મુડદું જ્યા સુધી બળી રહે ત્યા સુધી બેસી રહેવામા વખતનો નકામો ક્ષય થાય છે કેટલીક વેળા મુડદું પૂરૂં ઢંકાએલું પણ નથી હોતુ એવી રીતે ચિતા ખડકવામાં આવે છે.

આવા કારણોથી કેટલીક મુદત થયા મુડદું લઇ જવાની અને બાળવાની ક્રિયામાં સુધારો કરવાનો પ્રયત્ન રા. છોટાલાલ કરી રહ્યા છે. અમને લાગે છે કે એ પ્રયત્ન ઉત્તેજનને લાયક છે. એમની સૂચના એવી છે કે મુડદું વાહનમા લઈ જવું અને સ્મશાન એવી શાસ્ત્રીય પદ્ધતિથી બાંધવું કે જેથી મુડદું એક ભઠ્ઠીમા મૂકવામા આવે અને જલદ અગ્નિથી તેની તુરત ખાખ થઇ શકે. આમ કરવાથી પૈસાનો અને વખતનો બચાવ થાય છે અને ધર્મની લાગણીને જરાયે ઇજા પહોચતી નથી. એમ છતાં હાલ તુરતમા વાહનમા મુડદાને લઇ જવાનું અને શાસ્ત્રીય પદ્ધતિ પ્રમાણે અગ્નિદાહ દેવાનું ફરજિયાત કરતા મરજિયાત રાખવું એ વધારે ઉચિત ગણાશે. આવી બાબતમા લોકકેળવણીની જરૂર છે અઘટિત રિવાજો પણ ધીમેથી જ દૂર કરી શકાય છે. લોકોએ જ્ઞાનપૂર્વક અથવા તો શ્રદ્ધાપૂર્વક પણ સ્વેચ્છાએ ગ્રહણ કરેલો ફેરફાર એ જ ખરો સુધારો ગણાય. એટલે જે જે જગ્યાએ થોડા સાહસિક ગૃહસ્થો હોય, દ્રવ્યની સગવડ હોય અને જ્યા થોડા ઘણા માણસો અગ્નિદાહ કરવાની નવી પદ્ધતિનો સ્વીકાર કરવા તૈયાર હોય ત્યાં વાહનોની અને અગ્નિદાહની સગવડ કરી હોય તો અને વ્યવસ્થા સારી રાખવામા આવે તો થોડા વખતમાં આ અગત્યની વસ્તુ લોકપ્રિય થઇ પડશે અને રોગચાળાને સમયે ગરીબ લોકો તો તેને વધાવી જ લેશે.

# મરકી ને મરણગાડી

કાઠિયાવાડની છેલ્લી (એપ્રિલ ૧૯૨૫) મુસાફરી પૂરી કરી મને પાછા ફરતા રાજકોટ વચમા આવતું હતુ. સ્ટેશન ઉપર આવેલા ભાઇઓને મળતા માલમ પડયું કે મરકીને લીધે રાજકોટ લગભગ ખાલી થઇ ગયુ હતુ આમ પોતાનું સ્થળ ભયને માર્યે છોડવું એ યોગ્ય કે સફાઇના નિયમોનુ પાલન કરી બીજા યોગ્ય ઇલાજો લઇ પોતાના સ્થળને વળગી રહેવું એ યોગ્ય એના નિર્ણયમા હાલ નહિ ઉતરૂં, પણ એટલુ તો કહી શકાય કે રાજકોટ જેવા શહેરને મરકીથી સુરક્ષિત કરવુ એ સહેલ હોવું જોઇએ.

જે ખબરથી મને બહુ દુઃખ થયું એ તો એ હતી કે મરકીથી મરેલાની ક્રિયા કરતા પણ કેટલાક લોકો ડરે છે ને તે ક્રિયા સેવાસમિતિને અથવા સ્ટેટને કરવી પડે છે. માણસને ગમે તેટલો મોતનો ભય લાગે તોયે તે પોતાનાની સારવાર કરવા બંધાએલો છે. મરે તેની મરણક્રિયા કરવાનો તેનો ધર્મ છે. આમ પોતપોતાના સામાન્ય ધર્મ પણ લોકો ન પાળે તો સમાજબંધન છિન્નભિન્ન થાય ને સમાજનો નાશ થાય.

આ સમયે ભાઇ છોટાલાલ તેજપાળની મરણગાડી યાદ આવે છે. ભાઇ છોટાલાલ તો પોતાની ગાડી પાછળ દીવાના બનેલ છે. જેમ હુ રેટિયામા સર્વસ્વ જોઉ છું તેમ તેઓ મરણગાડીમા સર્વસ્વ જુએ છે. પણ આપણે તેમની અતિશયોક્તિ અથવા તેમના ગાડપણનો ખ્યાલ ન કરીએ તેઓ જે વસ્તુ કહે છે તેમા કેટલે અશે સત્ય છે તે જ વિચારીએ. તેમની દલીલ એવી છે કે મુડદાને કાધે ઉપાડી જતા બહુ તકલીફ પડે છે, તેમા ઘણા માણસોને રોકાવું પડે છે ને અત્યત ગરીબ માણસોને સારૂ તો તે લગભગ અશક્ય છે. તેથી તેઓ કહે છે કે મુડદાને ગાડીની અંદર લઇ જવા એ જ યોગ્ય છે. તે કારણસર તેમણે રાજકોટમા તો એક ગાડી પણ યોજી છે ને તે ગાડીનો ઉપયોગ આમને મફત આપે છે. દરેક પ્રસંગે મુડદાને ગાડીમા જ લઇ જવા કે નહિ એ પ્રશ્નને હાલ એક કોરે રાખીએ પણ જ્યારે, એટલે મરકી જેવે સમયે, માણસોની ઘણી તાણ હોય છે ને ઊંચકનારાને જોખમ પણ વહોરવુ પડે છે તેવે સમયે ગાડીનો છૂટથી ઉપયોગ કરવો એ ડહાપણની વાત છે. મુડદું કાધ ઉપર જ ઊંચકી જવાનું કંઇ શાસ્ત્ર નથી એ કેવળ રિવાજની વાત છે. જ્યા સ્મશાન ઘણાં દૂર છે, જ્યા ગરમી સખત પડે છે ને જ્યા ઊંચકનારા ઓછા હોય છે તેવે સમયે ગાડી તો મદદગાર થઇ પડે છે. ભાઇ છોટાલાલે યોજેલી ગાડી માણસ હાકી શકે છે. તેમા ઘોડા ૪૦ રાખવાની જરૂર રહેતી નથી. આ ગાડી વગર થાકયે એક અથવા બે માણસ લઇ જઇ શકે છે. આ ગાડીનો પ્રસંગે ઉપયોગ કરવાની હું સૌને ભલામણ કરૂ છું.

## રોવું કૂટવું

આ નાનકડી કોટડીમા મેં જે ધીરજ અને ઈશ્વિરભાવ અનુભવ્યા તેની સાથે આપણા રડવાકૂટવાના રિવાજની સરખામણી કર્યા વિના મારાથી ન રહેવાયું. મેં ઘણા હિંદુ મરણ જોયા છે. હજુ તો દર્દીના ખોળિયામાં પ્રાણ છે ત્યાં તેની પાછળ રામનામના જપને બદલે રોકકળ શરૂ થતી મેં ઘણી વેળા જોઇ છે. મૃત્યુ પાછળ રોવાકૂટવાની બધા ધર્મોમાં મનાઇ છે. હિંદુધર્મ જન્મમૃત્યુને એક જ સ્થિતિના રૂપાન્તર માને છે એમ છતા રોવાકૂટવાની જંગલી અને નાસ્તિક પ્રથા હિંદુ સિવાય મેં બીજા કોઇ ધર્મમાં નથી જોઇ. મેં પારસી, યહુદી, ખ્રિસ્તી અને મુસલમાન મરણો વેળા હાજરી ભરી છે. રોકકળ તો મેં ક્યાયે નથી જોઇ. હું ઇચ્છું છું કે સમજુ હિંદુ કુટુંબો રોવાકૂટવાના ઘાતકી, જંગલી અને નિરર્થક રિવાજને અધર્મ જાણી તરત બંધ કરશે.

## નવીન વિધિઓ

દેશબંધુના અવસાન નિમિત્તે સભાઓ વિ૦ થયા હતા તેમા ઘણી જગ્યાએ લોકોએ સર્વસાધારણ ક્રિયાઓ ઉપરાંત પોતાને અનુકૂળ એવી નવીન વિધિઓ પણ દાખલ કરી હતી. બંગાળમા ઘણે ઠેકાણે કીર્તનો થયાં હતા, કોઇ ઠેકાણે કંગાળોને જમાડવામા આવ્યા હતા ને કોઇ ઠેકાણે લોકોએ સ્નાનાદિ કરીને ધાર્મિક ક્રિયાઓ ઉજવી હતી. કાઠિયાવાડમા આવેલા ચાડિયા ગામે તિથિ નીચે પ્રમાણે ઉજવી હતી:

૧. સદ્‌ગતના આત્માને પરમાત્મા શાંતિ આપે અને બીજા દેશબંધુઓ હિંદને સાંપડે એવી પ્રભુ પ્રત્યે પ્રાર્થના.

૨. કુતરાંને અને ગાયને લાડવા ખવડાવવા.

૩. તે તિથિએ કોસ અને સાંતી ન જોડવા.

૪. આગામી સાલમા સારો કપાસ ઘરપૂરતો દરેક ખેડૂતે સંઘરવો.

બીજી કેટલીક જગ્યાએ ઉપવાસ કરવામા આવ્યા હતા અને સૂતર કાંતવામા આવ્યુ હતુ. આવી નવીનતાઓ આવકારદાયક છે. જે જે શુભ પ્રવૃત્તિ પોતાને સૂઝે અને અંતાત્માને માન્ય હોય એવીની વૃદ્ધિ નિમિત્ત આવી તિથિઓ બનાવવી એ મૃત્યુ પામેલાઓ પ્રત્યેના આપણા પ્રેમની સરસ નિશાની છે.

કોસ અને સાતી ન જોડવામા પ્રાણીદયા છે. ચોમાસું બાદ કરતા કોસ વગેરે આપણે લગભગ નિરંતર વગરવિચાર્યે ચલાવીએ છીએ. આમા વસ્તુતાએ લાભને બદલે હાનિ જ થાય છે જ્યા દર અઠવાડિયે આરામ લેવાનો અને નોકરોને તેમજ જાનવરોને આરામ દેવાનો રિવાજ છે ત્યા લોકોએ કશું ખોયું નથી, તેઓએ મેળવ્યુ છે એટલે મહાપુરુષોના અવસાન જેવા અવસરોએ કોસ વગેરે બંધ રાખીને નોકર, પશુ વગેરેને આરામ આપવો એ રૂડો આરંભ છે.

## ખોટી દયા

પણ કુતરાંને અને ગાયને લાડવા આપવામા ખોટી દયા છે. આપણને લાડુ ગમે તેથી ગાય ને કુતરાને પણ ગમે અથવા લાભ આપે એવું માનવાનું કંઇ જ કારણ નથી પશુઓના સ્વાદ બગડેલા નથી હોતા. મનુષ્યોના સ્વાદમા જો ભેદો છે તો પશુઓનું કહેવું જ શું ! અંગ્રેજને લાડુ આપીએ તો તે ફેંકી દેશે. આપણામાના ઘણાને તેઓની મીઠાઇ પસંદ નહિ પડે. મદ્રાસમાં કોઇ રોટલીનું જમણ આપે તો મદ્રાસના હિંદી તે ખાઇ નહિ શકે. પંજાબમા ભાતનું જમણ નિરર્થક થશે. તો પછી ગાયને અને કુતરાને લાડુ આપવામા શો

અર્થ હોય ? ગાય અને કુતરા લાડુ ખાઈ જાય છે એ લાડુ ખવડાવવાના વાજબીપણાનો પુરાવો નથી. દુબળા ઢોરને શ્વાસ આપવું એ દયા છે. પણ ગામડાઓમા તો દુબળા ઢોર જ ન હોવા જોઇએ કુતરાને ખાવાનું આપવું તેમા દયા નથી; તેમા મેં તો કેવળ અજ્ઞાન જોયું છે. આપણે ઊંઘ વેચીને ઉજાગરો વહોરી લઈએ છીએ. કુતરાને અયોગ્ય રીતે લલચાવી આપણે તેનો વંશ વધારીએ છીએ ને પછી તેમને નધણિયાતા રાખી દુબળા બનાવીએ છીએ. કુતરા તો બધા પાળેલા જ હોવા જોઈએ. રખડતા કુતરાની હસ્તી આપણા પાપની કે અજ્ઞાનની નિશાની છે. અમદાવાદ પોતાના નધણિયાતા કુતરાને એક જગ્યાએથી બીજી જગ્યાએ ધકેલી દયાધર્મ પાળ્યાનો દાવો કરે છે. જરાસરખો દયાધર્મનો વિચાર કરવાથી માલમ પડશે કે નામની દયા કરવા જતા એવડી ક્રૂરતા કે હિંસા થાય છે. એક તો એ કુતરાઓને પોતાના વાતાવરણમાથી કાઢવાની હિંસા અને બીજી એવા કુતરાઓને પકડી ગરીબ ગામડાઓની નજીક છોડી મેલવામા ગામડાઓ પ્રત્યે થતી હિંસા. રેઢિયાળ કુતરાના ઉપદ્રવનો ઇલાજ સુજ્ઞ મનુષ્યોએ ધાર્મિક ન્યાયવૃત્તિથી વિચાર કરી શોધવો જોઇએ આવા કાર્યો મહાજનો જો દયાધર્મનો સૂક્ષ્મ અભ્યાસ કરે તો જ થાય અને તેમ નહિ કરે તો છેવટે એવો સમય આવી રહ્યો છે કે જ્યારે ધર્મહીન સત્તાધીશો ઉતાવળે કુતરાઓનો નાશ કરશે. તાત્કાળિક ઇલાજ તો કુતરાંઓને જાણનાર શાસ્ત્રીની દેખરેખ નીચે તેઓના પાંજરાપોળ ખોલવાનો જણાય છે.

સામાન્ય વાત પરથી હું ઊંડે ઉતર્યો છુ. પણ કુતરાને લાડવા આપવાનો ઠરાવ વાચી સાબરમતી-આશ્રમમા થએલી

રેઢિયાળ કૂતરાની ચઢાઇના અનુભવો મારી સમક્ષ ખડા થયા ને તે ઉપરથી જીવદયા વિષેના કેટલાક વિચારો મેં મહાજનોની જાણને સારૂ અહીં રજુ કર્યા છે.

પણ આપણે ત્યા તો જેમ દુબળા ને રેઢિયાળ જાનવર છે તેમ દુબળા ને રેઢિયાળ મનુષ્યપ્રાણીઓ પણ છે. તેઓને દુબળા રાખીને જીવાડવામા પુણ્ય માની આપણે પાપનો પુંજ ખડકીએ છીએ.

ગયે અઠવાડિયે હું સુરી ગયો હતો. હુ ગરીબોનો દાસ ગણાઉં છુ તેથી સુરીના મહાજનોએ મારે નિમિત્તે કંગાળોને જમાડયાં હતા. તેઓને જમવાનો વખત મારી ગાડી પહોચવાને વખતે જ રાખ્યો હતો. રસ્તાની બને બાજુએ જમવા બેઠેલા રાંકાઓની આ હાર વચ્ચે થઇને મને મોટરમા બેસાડીને લઇ ગયા. હું શરમાયો, અવિનયનો ભય ન હોત તો હું ત્યા જ ઉતરી પડત અને નાસી જાત ખાનારા ગરીબોની વચ્ચેથી મોટરમા બિરાજતો આ ભલો તેઓનો 'ઉદ્ધત દાસ' આ વિષે કેટલાક ઉદ્ગાર હું સુરીની સભા આગળ રોયો. આવું જ દસ્ય મેં કલકત્તામા એક પુરાણા ધનિક કુટુંબને ત્યા જોયું. મને ત્યા દેશબંધુ સ્મારકને સારૂ ઉઘરાણુ કરવા લઇ જવામા આવ્યો હતો. આ કુટુંબનો મહેલ 'માર્બલ પૅલેસ'ને નામે ઓળખાય છે. તે છે પણ બનેલો કેવળ આરસનો. મકાન ભવ્ય અને જોવાલાયક છે. આ મહેલને આગણે હમેશા ગરીબોનું સદાવ્રત રહે છે. ત્યા ગરીબોને રાંધેલું અનાજ જમાડવામા આવે છે. આ સખાવત મને દેખાડવાના નિર્દોષ ઇરાદાથી અને મને આનંદ પમાડવાના શુભ હેતુથી બરોબર પેલાઓને જમાડવાના સમયે મને માલેકોએ બોલાવ્યો હતો.

મેં વગર વિચાર્યે 'હા' કહી દીધી હતી. પણ ત્યાંનું દૃશ્ય જોઇ સુરીના કરતા પણ વધારે દુઃખી થયો અને અકળાયો. જમનારાની વચ્ચે થઇને મને મોટરમાં તો ન લઇ ગયા પણ મારી પાછળ જ્યા જોઉં ત્યા લોકોનું ટોળું તો હોય જ. એ આખું ટોળું આ જમનારા કંગાળિયાંની વચ્ચે થઇને ધસ્યું. બાપડા જમનારાઓને તેઓના પગનો સ્પર્શ તો થાય જ. ઘડીભર તો એ બિચારાઓનું ખાવાનું પણ બંધ રહ્યું. તેઓના આત્માએ મને આશીર્વાદ આપ્યો હોય તો ધન્ય છે એમની સમતાને અને ઉદારતાને. ક્યા ધૂળવાળું આગણું ને ક્યા બરફ જેવો ઉજળો ઊંચો મહેલ! આ મહેલ કેમ જાણે પેલા ગરીબોની હાસી કરતો હોય નહિ એવું મને તો જણાયું અને તેઓની વચ્ચે થઇને એમ બેદરકારીપૂર્વક ચાલનારા પેલા ગરીબોના નવાજ તે હાસીમા ભાગ લેતા મારા અંતરને જણાયા!

આમ લોકોને ખવડાવવામા પુણ્ય હોય? મને તો એમા શુદ્ધમા શુદ્ધ ભાવ છતા અવિચાર અને અજ્ઞાનને લીધે થતું પાપ જ લાગ્યું. આવા સદાવ્રતો દેશમા ઠેકઠેકાણે છે. આથી કંગાળિયત, આળસ, પાખંડ, ચોરી ઇત્યાદિ વધે છે; કેમકે વગર મહેનતે ખાવાનું મળે તો મહેનત ન કરવી એવી ટેવવાળા માણસો આળસુ બને અને પછી કંગાળ બને. નવરો બેઠો નખ્ખોદ વાળે એ ન્યાયે આવા કંગાળો ચોરી ઇ૦ શીખે. બીજા અનાચાર પોતાના પ્રત્યે કરે એ તો નોખું જ. આ સદાવ્રતોનું છેવટ હું તો ખરાબ જોઉં છું. ધનવાન લોકોએ પોતાની સખાવતના ભાજનોનો વિચાર કરવો ઘટે છે. સખાવત-માત્રમાં પુણ્ય છે એવું તો નથી જ એ બતાવવાની આવશ્યકતા નથી. લૂલા, પાંગળા અથવા દરદોથી પીડાતા અશક્ત માણસોને

સારૂ અવશ્ય સદાવ્રત ઘટે છે. તેઓને પણ ખવડાવવામા વિવેક હોવો જોઇએ. હજારોના દેખતા અશક્તને પણ ન ખવડાવાય. તેઓને ખવડાવવાની એકાત, શાત અને સુઘડ જગ્યા હોવી જોઇએ. ખરૂં જોતા તેવાઓને સારૂ ખાસ આશ્રમો હોવા જોઇએ. છુટાછવાયા એવા આશ્રમો હિંદુસ્તાનમા છે. અશક્તોને જમાડવાની ઇચ્છા રાખનારા સખી ગૃહસ્થોએ કા તો એવા સારા આશ્રમોમા પોતાનું દ્રવ્ય મોકલવુ જોઇએ અથવા ન હોય ત્યાં આવશ્યકતા અનુસાર એવા આશ્રમો સ્થાપવા જોઇએ.

અશક્ત ગરીબોને સારૂ કંઇક પણ ધંધો શોધવો જોઇએ. લાખોનો ઉપકાર થઈ શકે એવું સાધન કેવળ રેંટિયો છે.

# નાતજાતની સ્થિતિ

મારવાડી ભાઇઓનું સંમેલન કલકત્તામાં હતું તેમાં મને લઈ ગયા હતા ત્યાં કેવળ જ્ઞાતિસુધારાની જ વાત હતી ને તેને જ લગતા અનેક પ્રશ્નો ચર્ચાતા હતા. આવી જગ્યાએ હું કેવું ભાષણ આપું? સુધારણાની બાબત વિષે બોલવાને બદલે મેં બહિષ્કારના સિદ્ધાંતની વાત મુખ્યત્વે તેમની આગળ કરી. હું જાણતો હતો કે બહિષ્કારે તેઓનામાં ભયંકર સ્વરૂપ પકડયું હતું અને માંહોમાંહે ઝેર ફેલાયું હતું. એ ભાષણનો સાર હિંદુમાત્રને લાગુ પડતો હોવાથી અહીં આપું છું.

બહિષ્કારનું શસ્ત્ર જ્યારે શુદ્ધ મનુષ્યોના હાથે વપરાય ત્યારે જ તેનો સદુપયોગ થાય. નહિ તો તે નરી હિંસાનું સ્વરૂપ પકડી વાપનારનો ને જેની સામે તે વપરાય તેનો પણ કદાચ નાશ કરનારું થઇ પડે.

આજકાલ બહિષ્કાર કરવાને લાયક આપણે રહ્યા નથી. શું એક બાપ પોતાની દસમે વર્ષે વિધવા થએલી દીકરીના પુનર્લગ્ન કરે તો તેથી તેને અને તે બાળાને અને તેને

પરણનારને નાત બહાર મૂકવામા પુણ્ય છે? શુ જેઓ અનીતિ આચરે છે, જેઓ જાડેચોક વ્યાભચાર કરે છે, માંસમદિરા ખાયપીએ છે તેમનો બહિષ્કાર થાય છે? જેઓ વિચારમાં વ્યભિચાર કરનારા છે તેમનું શુ? મતલબ કે જ્યા લગી આપણામાં શુદ્ધિ નથી થઇ ત્યા લગી કોણ કોનો બહિષ્કાર કરવા યોગ્ય છે? કોઇ જ નહિ.

બહિષ્કારનું પરિણામ નવી જાતિઓ પેદા કરવાનું જ સ્વરૂપ પકડે છે. આપણે જેને આજે તડા કહીએ છીએ તે કાલે જાતિઓ થશે. તેથી આ યુગમા જ્યા જાતિનો સંકર થઇ રહ્યો છે ત્યા બહિષ્કાર સર્વથા અનિષ્ટ છે.

વર્ણાશ્રમ ધર્મ છે, અનેક જાતિઓ ધર્મ નથી. વર્ણાશ્રમની રક્ષા ઇષ્ટ છે; જાતિઓનો નાશ ઇષ્ટ છે. તેથી સુધારકોને ઉત્તેજન દેવું ઘટે છે. ગમે તેમ કરીએ તોયે એ પ્રકારનો સુધારો રોકી શકાય એમ નથી. કેમકે હિંદુધર્મમા ત્રણે મેલ પેસી ગયો છે ને હાલ ચોમેર જાગૃતિ થઇ છે.

ડહાપણ એ છે કે સુધારાને ધર્મનુ સ્વરૂપ દેવું. પણ જ્યાં સુધારો ન ગમે તેવો જણાય ત્યા પણ બહિષ્કાર અનિષ્ટ જ છે.

મારવાડી કોમ બુદ્ધિશાળી છે; સાહસિક છે. તેણે ભારતવર્ષનો ઉપકાર કર્યો છે ને અપકાર પણ કર્યો છે મિત્ર તરીકે અપકારની વાત પણ સંભળાવવી એ મારો ધર્મ છે. તેમાથી તેને ઇશ્વર બચાવો ને તેનું કલ્યાણ કરો.

જેમનો બહિષ્કાર થાય તેઓએ મર્યાદામા રહી વિવેકથી ઝેરને વધતું અટકાવવું ને પોતાની નીતિને વિષે કાયમ રહેવું એમ જણાવી બહિષ્કારનું પ્રકરણ પૂરૂં કર્યું

# બહેનો પ્રત્યે

જેમા હિંદુસ્તાનનો ઉદ્ધાર રહેલો છે અને જેના વિના હિંદુસ્તાનનો ઉદ્ધાર ન થઇ શકે એવી ભારે છતા સાદી વાત તમારી સાથે મારે કરવી છે. પુરુષ પોતાના મૂઢપણાથી સ્ત્રી પ્રત્યે પોતાની ફરજ ભૂલી જાય, પણ તેથી સ્ત્રી પણ સ્ત્રી પ્રત્યેની ફરજ ભૂલે ?

દાહોદથી મને કાગળ મળ્યો તેમા જે ખબર છે તે આપણને બધાને શરમ ઉપજાવનારી છે. તેમાં ખબરપત્રી લખે છે કે ઢેડોની સ્ત્રીઓ જેમને ઘરમા કંઇ કામ નથી મળતુ તેઓ બહાર મજૂરી કરવા જાય છે અને ત્યાં તે સ્ત્રીઓની લાજ લૂંટાય છે. આ વાત આ બહેનોના દીન બની ગએલા પુરુષ સગા જાણે છે, છતા સાખી રહ્યા છે. આ કોમને સારૂ મેં ઢેડ શબ્દ વાપર્યો છે પણ તેઓ વણકર છે. કેટલાક વણકરો કેમ ઢેડ કહેવાય છે એ હું જાણતો નથી. પણ આવો સ્વચ્છ ધંધો હોવા છતાયે એ લોકો અસ્પૃશ્ય ગણાય

છે એ હમેશા યાદ રાખશુ તો કોઈ દહાડો અસ્પૃશ્યતાના દોષમાથી આપણામાના કેટલાક મુક્તિ મેળવશું. જેમ સ્ત્રીઓ બીજા ધંધાને અભાવે મજૂરીએ જાય છે તેમ જ પુરુષો પણ કરે છે. તેથી જ્યારે તેઓએ જોયું કે હું તેઓને સૂતર આપવા તૈયાર છું ત્યારે તેઓએ એવી પ્રતિજ્ઞા લીધી કે જો તેઓને રોજનું મણ સૂતર નિયમસર મળી શકે તો તેઓ વણાટ સિવાય બીજો ધંધો નહિ જ કરે મારા ખબરપત્રી મને વધારામા જણાવે છે કે આ વણકરોએ ઉપર પ્રમાણે પ્રતિજ્ઞા કરી તેનું મુખ્ય કારણ મેં ઉપર જણાવી એ અનીતિ વિષેનું તેમનું જ્ઞાન હતું.

ઉપર પ્રમાણે અનીતિના દાખલા એક જ નહિ હોય એમ તો તમે ખચિત માની લેશો કિમરેદમા હું હતો ત્યારે મને કહેવામા આવ્યું હતું કે ત્યાની ઘણી બાઈઓ દાળ વીણીને પોતાના આજીવિકાના સાધનમા કંઈક ઉમેરો કરે છે. તેઓને વેપારીઓને ત્યા દાળ લેવા અને દેવા જવું પડે છે ત્યા અનેક પ્રકારની મશ્કરીઓ, અનેક પ્રકારના અપશબ્દો તેમને સાંખવા પડે છે. આવું હું આખા હિંદુસ્તાનમા ભમતા ચાર વર્ષ થયા અનેક જગ્યાએ સાભળી રહ્યો છું મને એમ ભાસે છે કે સો વર્ષ પહેલા જ્યારે આપણી માતાઓ કરોડોની સંખ્યામાં સૂતર કાતતી હતી ત્યારે આવું નહિ થતું હોય.

તેથી હુ ધનિક અને શિક્ષિત બહેનોને વિનતિ કરવા ઇચ્છું છુ કે જો તમે તમારી ગરીબ બહેનોના શિયળની રક્ષા કરવા ઇચ્છતા હો તો હાથેથી સૂતર કાતવાની અને હાથેથી કાપડ વણાવવાની પ્રવૃત્તિમા આગળ પડતો ભાગ લો આ સ્થળે બીજા ધંધાઓને બદલે આ ધંધો પ્રવર્તાવવાનો કેમ આગ્રહ

કરૂં છુ તે વિષે બધી દલીલો દેવા ઇચ્છતો નથી. આટલું જ કહેવું બસ છે કે કાતવું એ આપણો પુરાતન ખાનદાની ધધો ગણાયો છે અને તેમા રાણીઓ સુદ્ધા જોડાએલી રહેતી. કાતવાનું કામ શીખવુ એ ઘણુ સહેલુ છે કાંતવાનો સંચો હરકોઇ સામાન્ય શક્તિવાળો સુતાર બનાવી શકે છે. અને તે ઉપર કરોડો બહેનો સૂતર કાતે તોપણ તે હિદુસ્તાનમા જ ખપી શકે તેમ છે, અને તે લગભગ અનાજના જેવી જ ઉપયોગી વસ્તુ હોઇ ક્ષણિક પ્રવૃત્તિ ન કહેવાય એમા બહુ શારીરિક બળની જરૂર નથી, અને તે કાર્ય ગમે ત્યારે પડતું મૂકીને ગમે ત્યારે પાછું શરૂ કરી શકાય છે તેથી એ ફુરસદનો ધંધો પણ કહેવાય છે. જો કેટલીક સમજુ બહેનો આ પ્રવૃત્તિ ચલાવે તો મેં ઉપર બતાવ્યા છે તેવા અત્યાચારો થતા અટકે, એટલે કે કોઇ બહેનને પોતાને અનુકૂળ ધધાને અભાવે જેમા પોતાનુ શિયળ જરાયે જોખમમા આવી પડે એવા કામમા ન જ જવું પડે.

વાચનાર બહેન ! તમે ધનાઢયની સ્ત્રી હશો તોપણ તમે તમારી રંક બહેનોના શિયળની રક્ષા કરવા બંધાએલી છો. મેં તમારી પાસે એક ધોરી રસ્તો મૂક્યો છે. તેનો તમે વિચાર કરશો એવી ઉમેદ રાખું છું.

## પતિનું કર્તવ્ય

સંયમધર્મના પાલનમાં પત્નીની સહાય ન હોય તો પતિએ શું કરવું એવો પ્રશ્ન એક ભાઈ કરે છે. મારો અનુભવ તો મને સૂચવે છે કે સંયમના પાલનમાં એકને બીજાની સંમતિની જરૂર ન હોય. ભોગમાં બન્ને સંમત હોવાં જોઈએ. ત્યાગ તો પ્રત્યેકનું ખાસ ક્ષેત્ર છે. પણ આ વસ્તુઓ વિષે વિવેકની બહુ આવશ્યકતા હોય છે. સંયમ ખરો સંયમ હોવો જોઈએ. પુરુષે પોતાનું મન ખૂબ તપાસી લેવું જોઈએ. વિવેક અને શુદ્ધ પ્રેમથી પત્નીને પોતાના કાર્યમાં પતિ સંમત રાખી શકે છે. પતિ જે જ્ઞાન પામ્યો હોય તે પત્નીને ન હોય એ સંભવે. એથી પતિનો ધર્મ છે કે પત્નીને પણ તે પોતાના જ્ઞાનમાં ભાગી રાખે આમ જ્યાં ઘરસંસાર વિવેકપૂર્વક ચાલતો હોય ત્યાં સંયમના પાલનમાં મુશ્કેલી નથી આવતી. મારો એવો અભિપ્રાય છે કે સંયમના પાલનમાં સ્ત્રી પહેલ કરનારી હોય છે. પતિ જ તેને અટકાયત કરનાર હોય છે. તેથી આ પ્રશ્ન મને અજુગતો લાગે છે છતાં જવાબ આપવો જોઈએ સમજી કંઈક સંકોચ ખાઈ આપ્યો છે

## પિતાપુત્રભેદ

પિતા ધનવાન છે ને ભોગી છે. પુત્ર ત્યાગી છે, સાદું જીવન ગાળવા ઇચ્છે છે પિતા રોકે છે. પુત્રે શું કરવું? મારી અલ્પમતિ પ્રમાણે મને લાગે કે પુત્ર પોતાની ત્યાગવૃત્તિને ન છોડે વિનયપૂર્વક પિતાને સમજાવે. પુત્રમા વિવેક અને દૃઢતા બન્ને હોય છે ત્યા પિતા વચ્ચે નથી પડતો એમ મારૂં માનવું છે. પુત્ર ઘણી વેળા ઉદ્ધત બની ત્યાગને પણ સ્વચ્છંદનું રૂપ આપી પિતાને ચીઢવે છે. આવા ત્યાગને હું ત્યાગ નથી ગણતો. શુદ્ધ ત્યાગમાં એટલી બધી નમ્રતા હોય છે કે ત્યાગને પિતા જોતો પણ નથી. ત્યાગને મોટું સ્વરૂપ આપવાની આવશ્યકતા નથી હોતી. સ્વાભાવિક ત્યાગ પ્રવેશ કરતા પહેલા વાજાં નથી વગાડતો. તે અદૃશ્ય રીતે આવે છે ને કોઈને ખબર સરખી નથી પડવા દેતો. એ ત્યાગ શોભે છે ને નભે છે. એ ત્યાગ કોઇને વધારે પડતો નથી લાગતો ને રોપી નીવડે છે.

## ખોટા ખરચ

**મા**રી સામે એક લાંબો કાગળ પડ્યો છે. તેમા ચાલુ પ્રવૃત્તિની અને તેના કાર્યકર્તાઓની સારી રીતે કરેલી પણ મધુરી ટીકા છે. તેમાથી નીચેના જાણવાજોગ ઉતારા આપુ છુ.

"લોકો તરફથી કેટલાક લાભો આપવામા આવે છે તે પ્રજાને માટે હોય છે કે કાર્યકર્તાઓના અંગત જીવન માટે એ વિચારવાની જરૂર છે. કાર્યકર્તાઓ મોટર સિવાય અથવા ઘોડાગાડી સિવાય મુસાફરી કરી શકે એવા નથી તેમ જ પૂરતા પગારો મળતા છતા પોતાના ઘરનો રોટલો ખાતા નથી. તેમને વૈભવ જોઇએ છે. પારકે ઘેર જમવા જવુ છે ત્યા પણ મોટર અથવા ઘોડાગાડીમા બેસીને જ જઇ શકે છે. લેશમાત્ર પરિશ્રમ વેઠે તેમ નથી. પગારના પૈસા બૅંકમા જમા રાખે, પારકા ઉપર પોતાનો ખર્ચ રાખે. આમ દેશસેવાને બહાને પૈસા કમાવાનો રસ્તો શોધે ...શાસ્ત્રોમા સાંભળીએ છીએ કે ઇંદ્રિયોના વિષયો વમનમા ન મળી જાય તેને માટે મહાન સમર્થ પુરુષો જંગલમા વસતા હતા ત્યા પણ શરીરને કષ્ટ આપતા. તેમ છતા કોઇ વખતે સ્ત્રીનો સંસર્ગ થઇ જતો

તો તેટલે ઊંચે દરજ્જેથી પણ પડી જતા હતા. તો આજે તો ઇંદ્રિયોને યથાશક્તિ પોષનારા, અનેક ભોગો ભોગવનારા આપણા સેવકો સ્ત્રીઓના સંસર્ગમા રહેતા હોય છતા સંયમી ગણી શકાય કે? આ તેઓના બ્રહ્મચર્યનું લક્ષણ હશે? આમા દેશસેવા હશે?......

"દેશનું હિત રેંટિયા ચલાવી વિલાયતી કપડાનો ત્યાગ કરવામાં જ નથી. ત્યાગનો પોકાર કરવાવાળાઓને કઇ વિલાયતી વસ્તુ વિના ચાલે છે? શૌચ જવું છે, હજામત કરાવવી છે, નહાવું છે અથવા બીજું કંઇ કરવું છે તોયે વિલાયતી ચીજ વિના જેઓને ચાલતું નથી તેઓનો તે આ ત્યાગ કે મોહ?......આપ જ્યારે આવ્યા ત્યારે આપને સારૂ શા શા ખર્ચો થયાં તે જાણો છો? એ બધું આપને નિમિત્તે થાય; તેના પાપમા આપ ભાગીદાર નહિ?......કુટુંબીઓમાં જેને મેળ નથી તે પ્રજાનો મેળ સાધશે? પોતે બળતો બીજાને અગ્નિથી બચાવવાનો ઉપાય બતાવશે? શું આ સ્વતંત્રતાનો માર્ગ છે? શુ આ અહિંસાનો માર્ગ છે'......

"હવે થોડી વિગત જણાવું. આપની ઇચ્છા ખોટા ખરચ કરાવવાની હોય નહિ. પણ એવા ખરચ ન કરવાની ઉપદેશવૃત્તિ ન રાખો ત્યા લગી ભક્તો મોહમા ધનનો દુરુપયોગ કરે જ. આપના આગમન પહેલા મોટરોની દોડાદોડી, આપને માટે સામગ્રીઓ — પાયખાને જવાની ચીજોથી દરેક નાનીમોટી ચીજો — તે પણ વિલાયતી, મુંબઇથી પારસલોથી મંગાવી. કેટલા પૈસાનો બે દિવસને સારૂ વ્યય થયો હોય તે આપના જાણવામા ન હોય. આપના ખોરાકને માટે જો કે આપને તો કોઇ પણ મેવા સિવાય બીજી ચીજો ન ખપતી હોય તોપણ

હમેશા બકરીનું દૂધ એક એક રૂપિયાનુ આવે. તેમાથી ૨ાા રૂપિયાભાર માખણ કઢાય. આ રીતે સોળ રૂપિયાનું એક શેર ઘી થાય. આના કરતા ચૌદ આનાનું એક શેર ઘી વાપરવું શું ખોટું? સેવકોના કેટલા પૈસા બચે? વળી આપ આવ્યા ત્યારે સો બસેં માણસો ભેળા થઇ એશઆરામ કરતા થઇ ગયા. આ કાંઇ ખરા સુખનું સાધન ન ગણાય."

પચીસ પાનાના કાગળનો મેં લખનારના જ શબ્દોમાં સાર આપ્યો છે. લખનાર વિવેકી છે ને તેમણે બધુ સદ્‌ભાવે લખ્યું છે. લખનારના કેટલાક આરોપો વિષે હું જાણતો નથી. છતા મારો સામાન્ય અનુભવ એવો છે ખરો કે જાહેર પૈસાનો ઘણો દુર્વ્યય થાય છે. આની મે પ્રસંગોપાત્ત ટીકા પણ કરી છે. કાર્યકર્તાઓના એશઆરામને સારૂ પૈસા જોઇએ તે કરતા વધારે વપરાએલા મેં ઘણી વેળા જાણ્યા છે હવે તો ઘણું ઓછું થયુ છે છતા વધારે સુધારો કરવાને અવકાશ છે એમ મારે કબૂલ કરવું જોઇએ. ગાડીભાડાનું ખર્ચ હાલતા ને ચાલતા થાય છે એ વાતમા કેટલુંક સત્ય છે જ. આપણે હવે તો કેવળ કંગાળ લોકોની સેવા કરવા ઇચ્છીએ છીએ, તેઓના એલચી બનવા માગીએ છીએ. તેથી આપણા જીવનમા છે તેના કરતા ઘણી વધારે સાદાઇ આવવી જોઇએ એ વિષે મને શક નથી. જ્યા પગે ચાલીને જવાય ત્યાં ગાડીનો ઉપયોગ ન જ કરાય. સેવક મહેમાનોની મિજબાની કરવાપણું હોય નહિ. કામદારો એકઠા થાય તે મિજબાની ખાવા નહિ પણ કામ કરવા.

સ્ત્રીઓના સંસર્ગમા કઇ વાતનો ઇશારો છે એ હું નથી જાણી શક્યો. આખા કાગળ ઉપરથી એ ખુલ્યું નથી. પણ

લખનારની સરખામણી ઉપરથી કંઇક અનુમાન થાય છે. સંસર્ગને ખાતર કરેલો સ્ત્રીસંસર્ગ પાપ છે ને ત્યાજ્ય છે એ વિષે મને શંકા નથી. એવો સંસર્ગ શોધનારા કામદારો પ્રજાની સેવા બહુ થોડી જ કરશે પણ સેવાને અર્થે રહેલો સ્ત્રીસંસર્ગ અનિવાર્ય હોઇ સ્વીકાર્ય છે. સ્ત્રીને આપણે બહુ દબાવી રાખી છે. સ્ત્રીનું સ્ત્રીત્વ હરાઇ ગયુ છે. સેવાને અર્થે સ્ત્રીને બહાર નીકળવાનો અધિકાર છે, તેનો એ ધર્મ છે. આપણી હીલચાલમા સ્ત્રીઓ દહાડે દહાડે વધારે ભાગ લેતી થઇ જશે એથી સ્ત્રીઓ અને પુરુષો એક જ બેઠકોમાં આપણે વધારે ને વધારે જોઇશું. આ સ્થિતિ મને યથાસ્થિત લાગે છે.

જંગલમા રહીને જ જે પાળી શકાય તે બ્રહ્મચર્ય નથી, સંયમ નથી. જગલનું સેવન ઘણાને ઇષ્ટ છે. એવો એકાતવાસ થોડોઘણો બધાને સારૂ લાભદાયી છે. પણ તે વિચારવૃદ્ધિને સારૂ, પોતાની ઓળખને સારૂ હોય; પોતે સુરક્ષિત રહેવા સારૂ તે કદિ ન જ હોય. જગતના સામાન્ય વ્યવહારમાં રહેતો છતાં જે અલિપ્ત રહે તે જ સયમી છે, તે જ સુરક્ષિત છે.

પ્રાચીન જમાનામા જે વાડો રચી હતી તે તે સમયને સારૂ ભલે અનુકૂળ હોય. પણ આપણે આ જમાનામા જોઇએ છીએ કે યુરોપના લોકોમા ઘણા સ્ત્રીપુરુષો એકબીજા પ્રત્યે ઘણી છૂટથી રહેતા છતા પોતાની નીતિ અને પવિત્રતા જાળવી શકે છે. યુરોપમા પવિત્રતાની રક્ષા અસંભવિત છે એમ કોઇ માને તો તે છેક અજ્ઞાન જ છે. યુરોપમાં આપણે સારૂ પવિત્રતાની રક્ષા મુશ્કેલ છે એ ખરૂ. તેના કારણ યુરોપમાની સ્ત્રીની સ્વતંત્રતા નથી પણ યુરોપમા ભોગને ધર્મ કરી મૂકવામા

આવ્યો છે તે છે. વળી યુરોપમા છે તે જાતની છૂટથી આપણે ટેવાએલા નથી.

યુરોપનું દૃષ્ટાંત આપણે અમુક હદ લગી જ કામનું છે. તેનું સંપૂર્ણ અનુકરણ ભયાવહ છે. દૃષ્ટાંત આપવામા હેતુ એટલો જ છે કે સ્ત્રીસંસર્ગ સર્વથા ત્યાજ્ય છે, સંયમીને સારૂ સ્ત્રીસંસર્ગ પાપ છે, એ વિચાર સર્વ કાળે, સર્વ સ્થળે સત્ય નથી એટલું બતાવવું.

આપણી સભ્યનામા જે સુધારણાની જરૂર હશે તે આપણે આપણું વાતાવરણ વિચારી કરવી જોઇશે. એક તરફથી આપણે સ્ત્રીસંસારની સુધારણાને સાધવી રહી છે; બીજી તરફથી સંક્રાતિકાળે તેમાથી અનર્થ ન ઉપજે એની સંભાળ રાખવી રહી છે. અમુક અંશે આપણે જોખમો પણ ખેડવાં જોઇશે. એક બે જગ્યાએ અનર્થ થઇ રહ્યા છે એવી ફરિયાદો મારી પાસે આવી છે. હું તેની યથાશક્તિ તપાસ કરી રહ્યો છું.

મારી મતિ પ્રમાણે પવિત્રતાને સુરક્ષિત રાખવા સારૂ સ્ત્રીપુરુષે એકાંતવાસનો સર્વ કાળે, સર્વ સ્થળે ત્યાગ કરવો ઇષ્ટ છે. જ્યા સંબધ પવિત્ર છે ત્યા એકાતની આવશ્યકતા નથી. આપણી તાલીમમાં, આપણા વાચનમા, આપણા ખોરાકમાં, આપણી ટેવોમા સુધારો થવાની આવશ્યકતા છે. શાસ્ત્રોમા તો કેટલાક વચનો જે તે તે કાળને વિષે લખાએલા છે તેનું ચિંતવન જ મને તો અત્યારે ભયાનક લાગે છે સ્ત્રીની સામે જોવું એ જ પાપ ગણાય થી આપણે કુવિચારો વિના કેમ જાણે જોઇ જ ન શકીએ એવી વાસ્તી પેદા થઇ છે. માતાનાં દર્શન કરીને પુત્ર પવિત્ર થાય છે. બહેનની સામે ભાઇ નિર્દોષ બુદ્ધિથી જુએ તેમાં પાપ હોય જ નહિ. પાપ મનની

સ્થિતિને અવલંબે છે. વિકાર વિના જે પુરુષ સ્ત્રી સામે ન જ જોઇ શકે તેણે તો આંખ જ ફોડવી ઘટે અથવા ત્યાં લગી તે અવશ્ય જંગલ સેવે. વિનાકારણ જે સ્ત્રી સામું જોઇ નિર્વિકારી હોવાનો દાવો કરે તે પાખંડી છે. પ્રસંગ પડ્યે જે સ્ત્રીની સામું જોતાં ડરે, તેણે પોતાની બીરુતા દૂર કરવી ઘટે છે. અજાણી સ્ત્રીની સામે જોવું અવશ્ય પાપ સમજાય, પણ આ વિષે કંઇ એક કાયદો હોય જ નહિ. ગમે તેટલી વાડો બાંધો છતાં મલિન મન મલિનતા જ શોધશે ને પ્રસંગ ન મળતાં છેવટ માનસિક પાપ પણ કર્યાં જ કરશે. શુદ્ધ મન પોતાની પાસે અણધારી આવી પડેલી લાલચોને ઓળંગી જશે ને અણીશુદ્ધ રહેશે.

છેવટમાં સંયમીએ લખનારની સૂચનાને સદ્ભાવે સંઘરી સાવધાન રહી પોતાનો સેવાધર્મ પાળવો રહ્યો છે.

પણ ઉપરના લેખનો સર્વથી અગત્યનો ભાગ તો મને લગતો છે. મને લાગે છે કે લખનારની બધી ટીકા યથાર્થ છે. મારે નામે થતા બધા ખર્ચની જવાબદારી મારે માથે છે એમાં મને કશી શંકા નથી. મારે અર્થે ઘણું ખર્ચ નાહક થાય છે એમ હું ઘણી વેળા અનુભવું છું. ઘણા મિત્રોની સાથે મેં એ બાબતમાં મીઠી વઢવેડ કરી છે. ઘણી જગ્યાએ હું મારી હાજતો વિષે પ્રથમ લખાવી જ મૂકું છું. આમ છતાં અતિશય પ્રેમ પોતાની અતિશયતા મેલતો જ નથી. કંઇક ને કંઇક બહાનું શોધી ખર્ચ કરે છે. આ બધું હમેશાં રોક્યું રોકી શકાતું નથી. તેમાં મારી નબળાઇ પણ હોય. હું ન પારખી શકયો હોઉં તેવા ભોગો મારા મનને જોઇતા હોય એ સંભવે છે. હું મહાત્મા તો કહેવાનો, અલ્પાત્મા તો છું જ.

નહિ તો કાં મિત્રવર્ગને દુઃખી કરીને પણ અતિશયતાનો તદ્દન ત્યાગ ન કરું? એ સમય પણ આવો. એવું મારા જીવનમા મે ઘણું કર્યું છે. અહી તો મારો દોષ સ્વીકારીને હું તેને કંઇક હળવો કરું છું ને લખનારને ખાત્રી આપુ છું કે તેના કાગળથી હું વધારે સાવધાન થયો છું ને રહીશ.

એક વસ્તુનો મારે બચાવ કરવો પડશે. તે શૌચાદિની સગવડનો. શૌચસ્થાન સૂવાબેસવાના સ્થાન જેટલુ જ ચોખ્ખુ હોવું જોઇએ એ હું પાત્રીસ વર્ષ થયા શીખ્યો છું. એ શિક્ષા હુ પશ્ચિમમા પામ્યો છું શૌચના ઘણા નિયમોનુ સૂક્ષ્મ પાલન પશ્ચિમમા થાય છે તેવુ પૂર્વમા નથી થતુ એવી મારી માન્યતા છે. પશ્ચિમના શૌચાદિના નિયમોમા કેટલી અપૂર્ણતા છે તે સહેજે દૂર કરી શકાય તેવી છે. આપણા ઘણા રોગોનુ કારણ આપણા જાજરૂ અને આપણી જ્યા ત્યા મેલું ફેંકવાની કુટેવો છે તેથી શૌચાદિને સારૂ સ્વચ્છ સ્થાન ને સ્વચ્છ વાસણોની આવશ્યકતા માની તેનો જ ઉપયોગ કરવાની મેં ટેવ પાડી છે અને સહુ તે ટેવ પાડે એમ ઇચ્છ્યું છે. એ ટેવ એટલે સુધી દૃઢ થઇ છે કે હવે તે હુ બદલવા ઇચ્છું તોપણ ન બદલી શકાય. બદલવાની ઇચ્છા પણ નથી થતી આ સગવડ સાચવવામા કેટલોક પરિશ્રમ રહ્યો છે તે મારા યજમાનને ઉઠાવવો પડે છે. પણ તેને અર્થે મુંબઇથી પેટી મંગાવવી એ તો અનર્થ જ છે એકાત જગ્યા, માટીવાળી જ જમીન હોય તો ત્યા ખાડો, તેની આસપાસ પગથીઓ, આટલું મારે સારૂ બસ થાય છે. આ જગ્યા મારી સૂવાની જગ્યાની પાસે જ હોવાની જરૂર રહે છે. આવું શહેરોમા તો પેટીથી જ બને તેથી ઘણા મિત્રો પેટીનો ઉપયોગ કરી લે છે. પણ તે પેટી પણ

મુંબઇમા જ બને એવું કંઇ નથી. ગમે તે સુતાર તે પેટી સહેજે બનાવી શકે છે અને ગ્માસતેલનો અરધો ડબો વાસણની ગરજ સારી શકે છે. બીજા પણ ઘણા નુખતાઓ સ્વચ્છતા ને સગવડ જાળવવાના બતાવી શકાય.

સરંજામ એક પણ પરદેશી હોવાની આવશ્યકતા તો હોય જ નહિ. ખાદીની અંદર એ તો રહ્યું જ છે કે બીજી વસ્તુઓ પણ બને તેટલે અંશે સ્વદેશી જ વાપરીએ. ખાદી પહેરવી એટલે બીજી વસ્તુઓ પરદેશી વાપરવાનો પરવાનો મેળવવો એવો અર્થ કદિ ન હોય. પણ અમુક વસ્તુ પરદેશી છે તેથી જ તેનો દ્વેષ કરવો એવો પણ ખાદીનો અર્થ નથી. ખાદીનો અર્થ સંગ્રાહક છે, નાશક નથી. સંગ્રહ કરતા જે નાશ થાય તે અનિવાર્ય છે. તેથી સગ્રહ પણ આવશ્યક હોય તે જ કરાય. વસ્ત્ર વિના ન જ ચાલે હિંદુસ્તાનમાં વસ્ત્ર સહેજે બનાવી શકાય છે. તે વસ્ત્રનો ધંધો હિંદુસ્તાનના કરોડોને રોજી આપે છે. તેથી ખાદી તેઓની રોજીના સંગ્રહરૂપ છે. તેથી ખાદી ધર્મ છે અને તેથી વિદેશી વસ્ત્ર અને તેટલા પૂરતું દેશી મિલનું વસ્ત્ર પણ અધર્મ છે. પણ પશ્ચિમથી આવતી 'આયોડીન' નામની દવા જે હિંદુસ્તાનમા બનતી જ નથી તે આવશ્યક છે, તેથી પરદેશી છતા ગ્રાહ્ય છે. પણ જેઓ પોતાના એશઆરામ વધારવાને જ ખાતર પરદેશી અથવા તો દેશી વસ્તુનો પણ ઉપયોગ કરે છે તેવા સેવકો અધર્મ આચરે છે. દેશસેવકથી તો એવું થઇ જ ન શકે. તેથી મુંબઇથી માયાવતીમાં સ્વાદને ખાતર મુંબઇની કેરી લઇ જવી એ સેવકને સારૂ તો અધર્મ છે જ, જ્યા એક રૂપિયાથી કાર્ય ચાલે ત્યા સેવકે બે ખર્ચવા એ દેખીતી ચોરી છે.

તેથી મેં ઘણી વેળા મિત્રોને કહેવડાવ્યું છે તે અહીં મારે વિષે તો લખી નાખુ છું. મારે નિમિત્તે નીચે લખી કરતા વધારે સગવડો પેદા કરનાર નહિ મારૂં હિત જુએ, નહિ પ્રજાનું જુએ કે નહિ પોતાનું જુએ.

મને શૌચ સારૂ એવી સ્વચ્છતા જોઇએ જેવી સૂવાને સારૂ હોય.

મને સૂવાબેસવાનું સ્વચ્છ જગ્યામા ને સ્વચ્છ હવામા હોય એટલે બસ છે. ખાટલાની જરૂર નથી ગારૂં સૂવાઓઢવાનું મારી સાથે જ હોય એટલે ગાદલાની કે ગોદડાની આવશ્યકતા નથી રહેતી

ખાવામા મારે સારૂ બકરીનું દરરોજ વધારેમા વધારે ત્રણ શેર દૂધ હોય એટલે બસ છે અને બે ખાટા લીંબુ. મારે સારૂ બીજો આવશ્યક મેવો હુ સાથે રાખું છુ. મને બકરીના દૂધના ઘીની જરૂર હોય નહિ. મને મુસાફરીમા જોઇએ તો બકરીના દૂધના ઘીની વસ્તુ હું સાથે બનાવીને ફેરવું છું. બકરીના દૂધમાથી મહાખર્ચ કરીને ઘી બનાવડાવવું એ મહાપાપ સમજું છે.

મારી સગવડને સારૂ મોટરની જરૂર હોય નહિ. પણ વખત બચાવવાને સારૂ મોટરનો ઉપયોગ અવશ્ય કરાય.

મારે સારૂ પહેલા વર્ગનો ડબો હોય જ નહિ. મારે એકલાને બીજા વર્ગની હાલ જરૂર છે ખરી; પણ મારા સાથીઓને ત્રીજા વર્ગની જ સગવડ પૂરતી હોય છે મારી સાથે કોઇ કોઇ વાર પોતાને ખર્ચે ભાઇઓ ને બહેનો ફરે છે. તેઓ ગાડીની સગવડ તો પોતે જ પોતાની કરી લે છે.

# કોરડા

એક મિત્ર લખે છે:

"સત્યાગ્રહ સંબંધી વિવેચન કરતા આપે જણાવ્યું છે કે સત્યાગ્રહી ખોટી રીતે સત્યાગ્રહ કરે તોપણ ચિંતા જેવું નથી કારણકે સત્યાગ્રહીને જ તેનું દુઃખ યા સંકટ ભોગવવું પડે છે. આ બાબત ઘણી શંકાઓ ઊભી થાય છે. એવા પણ પ્રસંગો આવે છે કે જ્યારે સત્યાગ્રહ કરવાથી માત્ર સત્યાગ્રહીને જ દુઃખ ખમવાપણું નથી રહેતુ પણ જેની સામે સત્યાગ્રહ થાય તેને પણ દુઃખી થવાપણું હોય છે; આવે પ્રસંગે જો ખોટી દિશાએ સત્યાગ્રહ થયો હોય તો સત્યાગ્રહીના ઉપર ભયંકર જવાબદારી ઊભી રહે.

"દાખલો ૧. એક ભાઇને એક નાનો પુત્ર છે. એ ભાઇનાં માબાપ જીવતાં છે. માબાપે એમના પૌત્રનું સગપણ પૌત્રથી ચાર પાંચ વર્ષે મોટી ઉમ્મરની કન્યા સાથે કરી દીધુ. પેલા ભાઇને આ વાતથી રોષ ચઢ્યો; માબાપને કહ્યુ કે સગપણ તોડી નાંખો. માબાપ કહે જો સગપણ તોડીએ તો અમારી આબરૂ જાય, જીવતર ધૂળધાણી થાય. માટે સગપણ તોડવાની વાત ન કર. છતાં અમારી મરજી ઉપરવટ થઇને સગપણ તોડીશ તો અમે આત્મહત્યા કુવે પડીને કે અફીણ

ખાઈને કરીશું; તેનું પાપ તારે માથે રહેશે. પેલા ભાઇએ માબાપને સમજાવવા તમામ ઉપાયો લીધા છતા તેઓ ન સમજ્યા ને આત્મહત્યાની છૂટ લઈ બેઠાં. આ પ્રસંગે સત્યાગ્રહ કરી માબાપને મરવા દેવા કે શી રીતે કરવું ? માત્ર ધમકી આપે એવા માબાપની આ વાત નથી પણ સાચે જ પ્રાણત્યાગ કરે એવાં જૂના સસ્કારના માબાપની આ વાત છે. ”

આ ભાષામા સુધારો કરવાની જરૂર છે. એવું કહેલું મને યાદ નથી કે સત્યાગ્રહી ખોટી રીતે સત્યાગ્રહ કરે તોપણ ચિન્તા નહિ. ખોટી રીતે કરેલી બધી વસ્તુને વિષે ભય છે. પણ મેં એમ કહ્યું છે ખરૂ કે સત્યાગ્રહીના આગ્રહમા કદાચ ભૂલ હશે તો એ દુઃખ તેને પોતાને સાસવું પડશે, ને તે યથાર્થ છે. જેની સામે સત્યાગ્રહ થાય તેને દુઃખ થાય તેનો જવાબદાર સત્યાગ્રહી ન હોય. સત્યાગ્રહીનો ઇરાદો સામા પક્ષને દુઃખ દેવાનો હોય જ નહિ. સામો પક્ષ પોતાની મેળે દુઃખ માને કે દુ ખી થાય તેને સારૂ સત્યાગ્રહી જરૂર નિશ્ચિત રહે. હું શુદ્ધ ભાવે ઉપવાસ કરૂં તેથી મારા સાથીઓને દુઃખ થાય તે મારે સહન કરવું રહ્યું.

દૃષ્ટાંતમા બાપને રોષ ચઢવાનુ કલ્પ્યુ છે. સત્યાગ્રહી રોષમાં આવે નહિ ને અનિચ્છાએ આવી જાય તો જ્યા સુધી રોષ ઉતર્યો નથી, સ્વસ્થ થયો નથી ત્યા સુધી રોષ ઉત્પન્ન કરનારને વિષે એક પણ પગલું ન ભરે. પણ પુષ્કળ વિચાર કર્યા પછી પણ પોતાનાં માબાપનું કામ પોતાને દોષિત લાગે તો અવશ્ય તેને સુધારે ને તેમ કરવા જતા અને સંપૂર્ણ રીતે વિનય જાળવ્યા છતા માબાપ આપઘાત કરે તો તે વિષે સત્યાગ્રહી નિર્ભય રહે. માબાપ અજ્ઞાનમા આપઘાત કરે

તો તેને સારૂ તો તેઓ જ જવાબદાર છે. માબાપ પોતાને હાથે દુઃખ વહોરી લે તેને સારૂ દીકરો કેમ જવાબદાર થાય માબાપ દીકરાને પાપ આચરવાનુ કહે અને દીકરો તે મુજબ ન કરે તેથી માબાપ આત્મહત્યા કરે તેમા દીકરો શુ કરે? પ્રહ્લાદે રામનામ લીધુ તેથી હિરણ્યકશિપુ રોષે ભરાઈ છેવટે નાશ પામ્યો. તેની જવાબદારી પ્રહ્લાદ ઉપર મુદ્દલ નથી. રામે પિતાના વચનુ પાલન કરતા દશરથ મરણ પામ્યો તેનો દોષ રામની ઉપર નથી. પ્રજા દુઃખસાગરમા ડૂબી છતા રામે હૃદયને કઠિન કરી પોતાની પ્રતિજ્ઞા પાળી. સત્યવતીને અનહદ દુઃખ થયા છતા ભીષ્મે પોતાની પ્રતિજ્ઞાનુ પાલન કર્યું આમા યાદ રાખવા જેવું એ છે કે સત્યાગ્રહનો ધર્મ કોઇનો શીખવાડયો શીખાતો નથી એ સ્વયંસ્ફુરિત વસ્તુ હોવા જોઇએ. રામે ગુરુવર્ગને પૂછીને વનવાસ નહોતો વેઠયો વનવાસ જવામા પાપ છે, ન જવામા પાપ નથી, એવું કહેનારા ધર્માચાર્યો તેને મળી રહ્યા હતા છતા તેણે જવાનો ધર્મ જ પાળ્યો ને પોતાનું નામ અમર કર્યુ. આપણા દુઃખી દેશમા નપુંસકતા એટલી બધી વધી પડી છે કે જોતજોતામાં લોકો મરવાની, ઉપવાસો ઇ૦ની ધમકીઓ આપે છે એવી ધમકીઓને વશ ન જ થવાય. પછી ભલે આપણે જાણતા હોઇએ કે ધમકી સાચી પડવાનો સંભવ છે. સત્યાગ્રહી ઉપવાસ અને દુરાગ્રહી ઉપવાસનો ભેદ હું 'નવજીવન' પત્રમા ઘણી વેળા બતાવી ગયો છું.

તે જ મિત્ર બીજો દાખલો નીચે પ્રમાણે આપે છે:

"એક દંપતી સુખી જીવન ગાળી રહ્યાં છે. વિદેશી કપડાં બાઇને બહુ ગમે છે, ધણીને તે બાબતનો ત્રાસ છે વાત એટલી

વધી પડી કે બાઇ કહે કે મને રૂ. ૫૦૦)ના વિદેશી કપડાં નહિ લાવી દ્યો તો હું મરીશ. ધણીએ શું કરવું ? કોઇ રીતે બાઇ સમજે તેમ નથી બાઇ કહે, અમારી આટલી વાત પણ તમે ન માનો ? ”

પતિનો ધર્મ મર્યાદા પ્રમાણે અને યથાશક્તિ પત્નીને રહેવાનું, ખાવાનું ને પહેરવાનું આપવાનો છે ધનિક અવસ્થામા પતિ જે ભોગ ભોગવાવી શક્યો હોય તે ગરીબ થયે ન ભોગવાવી શકે. મૂર્છિત અવસ્થામાં પતિ નાચરંગ ખેલેખેલાવે, શરાબ પીએપીવડાવે, વિદેશી વસ્તુઓ પહેરેપહેરાવે તે જ પ્રમાણે પોતાને જ્ઞાન થયે પોતે સુધારો કરે અને કરાવે. અહીં વિવેકને સ્થાન છે. પતિના વિચારને પત્નીએ અનુકૂળ થવું એવો સામાન્ય આચાર દુનિયામા પળાતો જોવામા આવે છે. પણ પતિથી પત્ની ઉપર કે પિતાથી પોતાની સંતતિ ઉપર બળાત્કાર ન જ થાય. પોતે ખાદી ગ્રહણ કરે ત્યારે પત્નીને ને ઉમ્મરે પહોચેલા પુત્રાદિને બળાત્કારે ખાદી પહેરાવે તો એ પાપ છે પણ પોતે વિદેશી વસ્ત્ર વેચાતા લઇને પહેરાવવા બંધાએલો નથી જુવાન પુત્રો તો ન પરવડે તો નોખા થાય.

પત્નીને વિષે નાજુક પ્રશ્ન છે. પત્ની એકાએક નોખી ન થઇ શકે. તેનામા પોતાની આજીવિકા મેળવી લેવાની શક્તિ હોતી નથી. એટલે એવા પ્રસંગો હું કલ્પી શકું છું કે જ્યા પત્ની ન સમજે ત્યાં તેને સારૂ વિદેશી વસ્ત્ર ખરીદવાનો ધર્મ પ્રાપ્ત થાય; વિદેશી વસ્ત્રનો ત્યાગ એ ધર્મ બદલવા જેવું છે. પતિ જેટલી વાર ધર્મ બદલે તેટલી વાર પત્નીએ બદલવો જ જોઇએ એવો નિયમ નથી ને ન હોય. પતિએ પત્નીનો ને પત્નીએ પતિનો વિધર્મ સહન કરવો ઘટે. એટલે અહીં પતિ

પત્ની સારૂ વિદેશી વસ્ત્ર ખરીદે છે તો તે ધમકીને વશ થઇને નહિ પણ પત્ની ઉપર બળાત્કાર ન કરાય એમ સમજીને. ધારો કે પત્ની પોતે વિદેશી કપડા પહેરવા ઇચ્છે છે એટલું જ નહિ પણ પતિ પણ પહેરે એમ ઇચ્છે છે ને જો તે તેનું ન માને તો મરવાની ધમકી આપે છે. તો પતિ તે ધમકીને વશ ન જ થાય.

ત્રીજો દાખલો આ પ્રમાણે છે:

"દા૦ ૩. એક પિતા પુત્રને કહે છે કે હું જીવતા તુ અંત્યજને અડીશ નહિ, ઢેડવાડે જઇશ નહિ, નહિ તો હું કમોતે મરીશ; પુત્ર બિચારો શું કરે? वज्रादपि कठोराणि એવુ હૈયુ રાખી પિતાને મરવા દે કે કરે શું?"

મારા મનમા જરાયે શંકા નથી કે પિતાને પારાવાર દુઃખ થાય તોયે પુત્રે અસ્પૃશ્યતાનો ત્યાગ કરવો જ ઘટે. અહીં પણ પહેલુ દૃષ્ટાત વિચારતા હું જે સાવચેતી આપી ગયો તે લાગુ પડે છે. અસ્પૃશ્યતા મહાપાપ છે એમ મારા જેવાનું લખાણ વાચીને માનનાર સારૂ ઉપરનું વજ્રવાક્ય નથી લખાયું. તે તો જેને પોતાને સિદ્ધ થયુ છે કે અસ્પૃશ્યતા મહાપાપ છે તેને જ સારૂ છે. એટલે કે જ્યા લગી અમુક વસ્તુ બુદ્ધિમા જ વસતી હોય ત્યા લગી પિતૃઆજ્ઞાનું પાલન, જે હૃદયનો ગુણ છે તેનો ત્યાગ ન થાય કોઇના કહેવાથી જ પ્રહ્લાદે જો રામનામ ઉચ્ચાર્યું હોત તો પિતાની મનાઇ થતા તે ન ઉચ્ચારવાનો તેનો ધર્મ હતો.

ચોથું ને છેલ્લું દૃષ્ટાત આ છે:

"દા૦ ૪. એક સુખી દંપતીને ચાર પુત્રો થયા, ચારે મરી ગયા; છેવટ પતિએ બ્રહ્મચર્ય પાળવા નિશ્ચય કર્યો. પત્નીએ એક પુત્રની

ઇચ્છા દર્શાવી, પતિને પોતાની ઇચ્છા પૂરી પાડવા વિનવ્યુ બન્ને નિર્વિકારી થયા છે છતા બાઇને સંતાનની વાસના રહી છે પતિ એ રસ્તે બન્નેનું અકલ્યાણ જુએ છે પણ બાઇની વાસના એ બાબત એટલી તીવ્ર છે કે પતિ એની ઇચ્છા પ્રમાણે ન વર્તે તો દેહ પાડે, હમેશા ઉદાસ રહે, આસુ સારે, શરીર સૂકવે. આ સ્થિતિમાથી બચવા પતિએ શું કરવું ? બધા પ્રયત્નો થયા બાદ ઈશ્વર પોતાની પત્નીને સદ્બુદ્ધિ આપશે એ ભાવના રાખી સંતોષ ધારણ કરવો કે પત્નીનું શરીર સૂકાતું જુએ તેની સાથે પોતે પણ પોતાનુ શરીર સૂકાવે ? પત્ની કદાચ મરે તો એની હત્યા કર્યાનું પાપ પતિ માથે આવે ખરૂ કે નહિ ?"

એકના વિકારને વશ વર્તી બીજાએ વિકારી થવું એવો પતિપત્નીનો ધર્મ હુ માનતો નથી. એક વિકારી થતા બીજાને તેમા ભાગ લેવડાવે એ બળાત્કાર છે. પતિ કે પત્નીને બળાત્કારનો અધિકાર નથી. વિકાર વસ્તુ આગના જેવી છે એ મનુષ્યને ઘાસની જેમ બાળે છે. ઘાસની ગંજીમા એક તણખલું બાળો એટલે આખી ગજી બળે છે. પ્રત્યેક તણખલાને બાળવાની આપણને તસ્દી જ લેવી પડતી નથી. એકને વિકાર થયો એટલે તેનો સ્પર્શ બીજાને લાગે છે દંપતીમા એકને વિકાર થાય છતા બીજો કે બીજી નિર્વિકારી રહી શકે તેને મારી હજાર વદના છે.

## કેટલાક પ્રશ્નો

૧. આપણી સાથેના સહચારી ઇરાદાપૂર્વક આપણી સાથે અયોગ્ય વર્તણુકથી વર્તે, કારણ વગર નારાજ રહે અને ઇર્ષ્યાથી ધૂંધવાય તો તેને માટે શું કરવું?

આ અને આવા પ્રશ્નોના મારી ઉપર કાગળો આવી રહ્યા છે તેમાથી ઉતારૂં છુ અયોગ્યની સામે યોગ્ય રહેવું, નારાજની ઉપર રાજી રહેવું ને ઇર્ષ્યા કરે તેની ઉપર પ્રેમ કરવો એ વિના આ સંસારમાં શાંતિથી રહેવાનો બીજો રસ્તો હું જાણતો નથી. એમ વર્તવાનો ઇરાદો કર્યા પછી એવું વર્તન સહેલું અને સ્વાભાવિક થઇ રહે છે જ્યારે આપણાથી એવું સરળ વર્તન ન રહી શકે ત્યારે આપણે દૂર થવું.

૨ સાધારણ બાબતમા મતભેદ પડે અને દરેક પોતાની ઇચ્છા પ્રમાણે વર્તવા માગે તો આપણે શું કરીએ?

આવું બને તે સામાજિક જીવનના અનુભવની ખામી સૂચવે છે. બધા નોખે માર્ગે ચાલ્યા જ કરે તો જેનો માર્ગ વધારેમા વધારે સારો લાગે તેને સાથ દેવો. એટલે છેવટે બે સાથી તો થયા જ. તેઓ સાચા, દૃઢ ને નમ્ર હશે તો બીજા પોતાની મેળે મળી જશે. જે વાર્યો ન વળે તે હાર્યો વળશે.

૩. એક કામદાર સંસ્થાને ખરેખર નુકસાન કરે છે એમ બીજાને ચોક્કસ લાગે તો તેણે શું કરવું?

તેણે નમ્રપણે નુકસાન કરનારને તેની ભૂલ બતાવવી. તે કબૂલ ન કરે તો આપણે ખસી તે નુકસાનના ભાગીદાર થતા બચી જવું. આમ સરળભાવે વર્તવાથી સંસ્થાને, નુકસાન કરનારને અને આપણને એમ ત્રણેને લાભ થાય છે.

૪. કોઇ જગ્યાએ મુખ્ય કામદાર વ્યભિચારી જોવામા આવે ત્યારે શું કરવું ?

આ નાજુક અને ભયકર પ્રશ્ન છે આગેવાનની ઉપર હમેશાં બધાની આખ ફરે છે. તેમા કોઇની ઝેરી નજર પણ હોય છે. નવરાને બીજાની એબ જોયા સિવાય બીજું સૂઝતુ જ નથી. એટલે આવી ભયકર અફવાઓ ઉપર વિશ્વાસ ન જ રાખવો. બધા આગેવાનો વિષે જે બધુ કહેવાય તે માનીએ તો જગતમા એક પણ મનુષ્ય સગ કરવા લાયક ન રહે. બધા મનુષ્યોમા દોષ તો હોય જ. તુલસીદાસજી કહે છે કે જડ ચેતન બધા દોષમય તો છે જ. સતરૂપી હંસ દોષરૂપી વારિ-વિકારને તજી ગુણરૂપી દૂધ જ ગ્રહણ કરે છે.

પણ આખે જોએલાને આપણે નજોયું નથી કરી શકતા. આપણે ન જોયું હોય પણ આપણે ઇચ્છ્યા વિના આપણી પાસે જોયા જેવો જ પુરાવો આવી પડે ત્યારે પણ આપણે કેમ કરીએ ? આપણામા નિર્ભયતા અને નમ્રતા હોય તો અવશ્ય આગેવાનને તે વાત કહીએ ને આગેવાની છોડવા વિનવીએ. તેમ ન કરે તો આપણે તે જ કારણ બતાવી તેનો ત્યાગ કરીએ.

આમા એક મહત્ત્વનો સવાલ ઊઠે છે. જાહેર જીવનમાં ને તેને અંગે જ્યાં સુધી આગેવાન ભૂલ ન કરે ત્યા લગી આપણે તેના ખાનગી જીવનનો ખ્યાલ પણ કેમ કરી શકીએ ? એમ કરવા બેસીએ તો દરેક આગેવાનની નીતિના આપણે ચોકીદાર બનીએ છીએ. એવી સ્થિતિમા આગેવાનને પોતાનુ જીવન કડવું ઝેર થઇ પડે. એટલે આપણે આગેવાનના ખાનગી જીવનને જાહેર જીવનથી તદ્દન નોખુ ગણી તેના ખાનગી

જીવન વિષે છેક ઉદાસીન રહીએ તો ન ચાલે? સામાન્ય રીતે આવી દલીલ કદાચ બરોબર ગણાય, પણ આપણી લડતને વિષે એ મુદ્દલ લાગુ નથી પડતી. આપણી લડતને આપણે આત્મ-શુદ્ધિની લડત માની છે. આત્મશુદ્ધિથી આપણે દુષ્ટ રાજનીતિ નાબૂદ કરવા ઇચ્છીએ છીએ. એટલે આપણા સાધન ને સાધક બન્ને પવિત્ર હોવા જોઇએ. આપણી લડતમા આપણે ખાનગી જીવન ને જાહેર જીવન વચ્ચે જાતિભેદ નથી રાખી શકતા. પરંતુ આપણે જાણીએ છીએ કે ખાનગી જીવનની અસર આપણા જાહેર કામ ઉપર પૂરેપૂરી પડે છે. આપણે સુધારક છીએ અને સુધારકનુ ખાનગી જીવન પવિત્ર હોવું જોઇએ. એવી પુરાતન કાળની માન્યતા છે ને તે યથાર્થ છે એક દૃષ્ટાંત લઇએ. આપણા કામદારો ભોળા ગામડિયાઓની વચ્ચે કામ કરે છે. કેટલીક ગામડિયા કોમો નીતિ અનીતિનો ભેદ જાણતી નથી. તે તો આપણને વિશ્વાસથી વધાવી લે તેમની બૈરી, દીકરી, બહેન કામદારો પાસે છૂટથી આવે. એમના ઉપર આપણો એક પણ કામદાર કુદૃષ્ટિ કરે તો? સ્પષ્ટ દેખાઇ આવે છે કે સુધારાના વેપારની આપણી મુખ્ય મૂડી પ્રત્યેક કામદારના ખાનગી જીવનની પવિત્રતા છે. જો આપણા કામદારોના જીવનમા અપવિત્રતા પેસે તો આપણું કામ કાગળના વહાણના સમાન પોતે બૂડશે, આપણને બૂડાડશે ને પ્રજાને ભયભીત કરી મૂકશે આવો સડો આપણા કોઇ કામદારોમા દાખલ થયા વિષે મારા ઉપર કાગળો આવ્યા છે તેમા શું ખરું છે કે શું ખોટું છે તે હું નથી જાણતો.

કચ્છમા એક કામદારે સજ્જડ ભૂલ ખાધી હતી. તે ખાદીપ્રચારનુ કામ કરતો હતો. તેની અપવિત્રતાની સૌને

ખબર પડી. કામને અત્યંત નુકસાન પહોંચ્યું. કામદારને તે સ્થળ છોડવુ પડ્યુ હવે તે પ્રાયશ્ચિત્ત કરવા એકાત સેવે છે એમ સાભળ્યુ છે. શુદ્ધ પશ્ચાત્તાપ થયો હશે તો તે હજુ કોઇ દહાડો સેવા કરી શકશે પણ તેની અપવિત્રતાથી જે ધક્કો લાગવાનો હતો તે લાગી ગયો.

તેથી દરેક કામદારને મારી આટલી દીન વિનંતિ છે: 'તમે સંભાળીને રહેજો. તમારૂં મન તમારે તાબે ન હોય, તમારી દૃષ્ટિમાં મેલ હોય, શ્રવણેન્દ્રિયમાં મેલ હોય, તમારા હાથમા મેલ હોય, તમારા પગ તમને ન જવાની જગ્યાએ લઇ જતા હોય,—તો તમે નાસજો, પ્રાયશ્ચિત્ત કરજો, સેવાનું કામ છોડજો. તમારા પવિત્ર થવામા તમે સાચી સેવા કરશો એમ ખચિત માનજો જાહેર કામમા રહી એક દોષમાં બીજાનો ઉમેરો ન કરતા — નિરંતર યાદ કરો કે તમે અગ્નિની મધ્યમા બેઠા છો. સંયમના બખ્તરમા જરા પણ છિદ્ર થવા દેશો તો તે વાટે અગ્નિ પ્રવેશ કરી તમને કોરી ખાશે જેને પોતાનું મન પોતાને હાથ નથી તે બીજાને પોતાને હાથ રાખવાનો વિચાર જ શા સારૂ કરે?

૫. કામદારોમા શોખ વધ્યો છે, તેઓને હાલતાં ચાલતાં વાહન જોઇએ ને ઘોડાગાડી મળે તો બળદગાડી ન ચાલે અને જો મોટર મળે તો પેલી બન્ને ગાડી નકામી ગણે

હું પોતે અપંગ રહ્યો એટલે વાહન વિષે ટીકા કરવાનું મારી કલમમા જે પ્રથમ જોર હતું તે નથી રહ્યું તે છતાં ખેડાની લડતના પુરાણા પવિત્ર દિવસોનું સ્મરણ કરીકરાવી લખું છું કે નિયમ તો ઉલટો રાખવો જોઇએ જ્યાં સુધી આપણા પગ ચાલે ત્યા લગી વાહનનો વિચાર જ ન કરીએ.

બે પગ જેવા ઘોડા મનુષ્યની પાસે બીજા છે જ નહિ. ગાડું હોય તો ઘોડાગાડીનો વિચાર ન કરીએ ને ઘોડાગાડી હોય તો મોટરનો ત્યાગ કરીએ. મોટરમા જવા જેવી ઉતાવળ હોય ત્યારે આપણા ઉપર જે મુખી હોય તે કહી દેશે ત્યારે મોટરમા જરૂર બેસીએ પણ સ્વેચ્છાએ તો પગગાડીને જ માન આપીએ. આપણને હજારો કામદાર જોઇએ. હજારો કામદારોને ગાડીઘોડા જોઇએ તો આપણો સંઘ દ્વારકા ન જ પહોચે.

૬ કામદારોને જયા જ્યાં જાય ત્યાં મિજબાની જોઇએ તો ?

તો કામદાર પોતાનો હોદ્દો છોડી દે. મેં સાભળ્યું છે કે કેટલાક ગામડા તો સ્વયંસેવક — કામદારના નામથી જ ધ્રૂજતા થઇ ગયાં હતા. કામદારને સારૂ મિષ્ટાન્ન, ઠંડા પાણી, તળાઇ ૯૦ અનેક પ્રકારની સગવડો જોઇએ. એટલે ગામડિયા બિચારા કામદારની પાસેથી સેવા લેવાને બદલે સેવા દેતા થઇ ગયા હતા.

કામદારની સ્થિતિ તો એ હોય કે તે ગામને ભારે પડે જ નહિ પોતાની સાથે ટીમણ બાંધી જાય માત્ર સ્વચ્છ પાણીની આશા રાખે. લોટો તો સાથે હોય જ એટલે તળાવ, નદી કે કુવો જુએ તો ત્યા જઇ પોતે જ પાણી ભરી લે. સ્વચ્છ જમીન મળે ત્યાં પડ્યો રહે. તેને સંજતળાઇ શોભે નહિ તે બરદાસ માગે નહિ; કેમકે તે પોતે બરદાસ કરવા જાય છે એટલે તે બરદાસ-મિજબાની-ને અભાવે નિરાશ ન થાય. તે હુકમ કરવા નથી જતો, પણ હુકમ ઉઠાવવા. તેથી અતિ નમ્રપણે બધાની સાથે બોલે. તેને સેવા કરવી ગમે છે, સેવા તેના આત્માનો આહાર થઇ પડ્યો છે. એટલે તેને

બદલામા ગાળો મળે તોયે તે સેવા કરે. 'અવગુણ ઉપર જે ગુણ કરે તે નર જ્ઞાની જાણવો,' એવુ વાક્ય અનુભવી ને વ્યવહારૂ કવિએ રચ્યુ છે સેવકમાત્ર એવો જ્ઞાની હોવો જોઇએ. આપણે ગુજરાતમા અને બીજા ભાગમા ફરી જય નથી મેળવ્યો, તેનું મોટું કારણ એ છે કે આપણે પોતાને સેવક માન્યા છતા સરદાર મનાવ્યા છે. કામદાર તરીકે આપણું નામ નોધાવ્યા છતાં આપણે કામ લેનાર બન્યા છીએ.

આપણે ગામડાઓ ઉપર બોજારૂપ ન થઇએ એમ હું લખી રહ્યો છું તેનો અર્થ કોઇ એમ ન કરે કે આપણે ગંદકી સહન કરવાની છે. હું કેટલાક આળસુ કામદારોને ઓળખું છુ કે જેઓ પોતે બહુ મેલા રહે છે ને સાફ જગ્યાએ જાય તેને મેલી કરતા જાય છે. સેવકે જેમ અંતરની પવિત્રતા મરણાતે પણ જાળવવી રહી છે તેમ તેણે બાહ્ય સ્વચ્છતા પણ જાળવવાની છે. પોતાના કપડા ભલે પચાસ થીગડાવાળા હોય પણ તે સાફ તો હોય જ. લોટો અરીસા જેવો સ્વચ્છ હોય જ્યા ઉતરે ત્યા મેલું હોય તો પોતે તે જગ્યા સાફ કરીને લોકોને સ્વચ્છતાનો પદાર્થપાઠ શીખવે. પાયખાનુ મેલું હોય તો પોતે જ સાફ કરે. જંગલમા જાય તો સાથે નાની કોદાળી લઇ જાય ને તેનો ઉપયોગ શૌચ પહેલા ને પછી કરે. મેલું માત્ર જો આપણે સાફ માટીથી ઢાંકીએ તો માખી ઇત્યાદિ જીવોનો ઉપદ્રવ હળવો પડે ને શરીરસુખાકારી વધે. કામદારે આરોગ્યના નિયમો તો જાણી જ લેવા જોઇએ.

# દંપતીધર્મમાં મર્યાદા

એક ભાઈ પૂછે છે:

"પતિપત્નીએ પરસ્પર વિધર્મ સહન કરવો તેટલા ખાતર વિદેશી વસ્ત્રો પણ આપવાનું પતિને આપે સૂચવ્યું એ મને અજુગતું લાગે છે. પતિનું કહેવું પત્ની ન કરે તો પત્નીનું પતિએ કરવું જ એ કયાનો ન્યાય? એક સુધારક દંપતી મદિરાપાન કરતાં હોય ને પછી પતિ છોડે અને પત્નીને છોડવા કહે છતાં ન છોડે તો શું પતિએ લાવી આપવો? આપે જ ઘણી વખત વિદેશી વસ્ત્રો બાળી નાંખવા, તેમને દારૂ સાથે સરખાવ્યાં છે તો વળી આવો ઉપદેશ કાં આપો? એ શુ ઉલટજ્ઞાન નથી? કદાચ એમ બની શકે કે પતિ દેશી મીલનાં વસ્ત્રો ખરીદી દે પણ પરદેશી તો નહિ જ"

પતિપત્નીના ધર્મ વિકટ છે. હિંદુ પતિ એમ જ સમજતા ગણાય છે કે પત્ની એ સોદાની વસ્તુ છે. 'આ મારો માલ છે' એમ પોતાની અર્ધાંગનાને વિષે બોલતા રાક્ષસરૂપ પતિઓને મેં સાભળ્યા છે પતિ જેટલા ફેરફાર પોતાના જીવનમા કરે તેટલા પત્ની તુરત સમજી લે ને અમલમા મૂકે એમ કહેનારને શુ કહીએ?

પત્નીને કંઈ વ્યક્તિત્વ હશે કે?

દમયંતીને હતું, મીરાબાઇએ ભજવી બતાવ્યું. દંપતીધર્મ દોહ્યલો છે. કચડાએલી સ્ત્રીની પ્રજા પણ કચડાએલી જ હશે. જેમ ખાદીના ભક્તને બીજાનો પરદેશી પહેરવેશ સહન કરવો પડે છે તેમ જ તે પત્નીનો સહન કરે. ધારો કે અમે દંપતી માંસાહારી હોઇએ. મને શુદ્ધિ આવી, મેં માંસાહાર છોડચો એટલે મારી પત્નીએ પણ છોડવો જ? કે મારે તેને સમજાવી-વિનવીને છોડાવવો? ધારો કે મેં બળાત્કારે પત્નીની પાસે માંસાહાર છોડાવ્યો. પછી વળી મારી જીભે માંસાહાર માગ્યો, એટલે સ્ત્રીએ પણ પાછો શરૂ કરવો રહ્યો? આવા સૌભાગ્ય કરતા વૈધવ્ય શું ખોટું? રાક્ષસની સ્ત્રી મંદોદરીને પણ સ્વતંત્રતા હતી. દ્રૌપદી પાંડવોને ધમકાવતી. ભીમ જેવો પતિ દ્રૌપદીની પાસે રાંક જેવો થઇ બેસતો. સીતાપતિની તો વાત જ શી કરવી? સીતા હોઇને રામ પૂજાયા. ધર્મમા બળાત્કાર ન જ હોય. ધર્મ તો ખાંડાની ધાર છે. જ્યા કૃષ્ણે ' કિં કર્મ ' કહ્યું છે ત્યા ' કિં ધર્મ ' સમજવું. કવિઓ એટલે જ્ઞાનીઓને પણ તેની શોધ કરતા મોહ ચઢચો છે. ખાદીનો પરમ ભક્ત હું એમ માનું છું કે મારી પત્નીને બળાત્કારે ખાદી પહેરાવવાનો મને અધિકાર નથી. પતિપત્નીનો પ્રેમ એ સ્થૂળ વસ્તુ નથી. તેની વાટે આત્મા-પરમાત્માના પ્રેમની ઝાંખી થઇ શકે છે. એ પ્રેમ વિષયપ્રેમ કદિ ન હોય. વિષય તો પશુ પણ કરે છે. તેને આપણે પશુચર્યાને નામે ઓળખીએ છીએ. જ્યા શુદ્ધ પ્રેમ વર્તે છે ત્યા બળાત્કારને અવકાશ જ નથી. જ્યા શુદ્ધ પ્રેમ હોય ત્યા બન્ને એકબીજાની આમન્યા રાખી વર્તે છે ને બન્ને ધર્મમાર્ગમા આગળ વધે છે.

## કેન્યાથી પોકાર

એક કેન્યાવાસી ભાઇ લખે છેઃ

"આપ કહો છો કે 'હિંદની અત્યારની સ્થિતિમા જે હિંદીઓ સંસ્થાનોમાં જઇ વસવાટ કરે તે તેમને જ જોખમે રહે છે એમ ગણવું,' અને આ પ્રમાણે જ અમારા બીજા દેશનાયકો પણ કહે છે. પરંતુ જ્યારે અમે અહીંની અમારી સામાજિક કે રાજદ્વારી સ્થિતિ સુધારવા નાણાંની તંગીઓથી પીડાતા હોઇએ, કામ કરનારા વગર નિરાધાર હોઇએ ત્યારે પણ હિંદની સામાજિક સંસ્થાઓના કાર્યવાહકો ફંડ માટે અમારા ઉંબરા ઘસી નાંખે અને એક પછી એક આવ્યા જ કરે તેમને તમો કાંઈ શું ન કહી શકો કે?

"જ્યારે પૈસાદાર પરદેશીઓની સાથે અમને સામાજિક સ્થિતિએ સમાનતા રાખવી પડે છે અર્થાત અમારાં જ બાળકો માટે શાળાઓ ઇત્યાદિ નિભાવવી પડે છે અને તેની જરૂરિયાતો માટે હમેશા અમે તંગીઓ વેઠીએ છીએ ત્યારે પણ શું અમારા આ ભાઇઓની ઝોળી ભરવાનું કહેનાર પત્રકારોને તમે કાંઈ નહિ કહો? હિંદી પ્રજા શરમ અને કીર્તિના લોભે તેમને પોષે છે, પણ પાછળથી સ્થાનિક કાર્યવાહકો આર્થિક મદદ વગર વીલાં મોઢાં કરી બેસી રહે છે. તેમની જ જોખમદારી પર રહેતા હિંદીઓ બે દિવસ સારાં ભાષણોથી પોષાય. ફરીથી તેની તે પીડામાં, દેશનાયકોના તેના તે સંદેશા ફરી ફરી સાંભળે છે."

આ લખનારે ઉપરનો કાગળ પ્રસિદ્ધિ સારૂ નથી લખ્યો. માત્ર મારી જાણ સારૂ જ છે. છતા તેમાના વિચારો ઘણા સંસ્થાનોમા વસનારા હિંદીઓને સૂઝતા હોવા જોઇએ. એ વિચારો સ્વાભાવિક છે. છતા વધારે વિચાર કરવાથી માલમ પડશે કે અહીંથી ભિક્ષુકોનુ જવું પણ સ્વાભાવિક છે રાજ-પ્રકરણી દુઃખ તો બન્ને જગ્યાએ છે. હિંદુસ્તાનમા છે તેથી બહાર વસનારા હિંદીઓને પણ છે. હિંદુસ્તાનમા મટે તો બહાર સ્હેજે મટે. હિંદુસ્તાનમા આગેવાનો બહાર વસતા હિંદીઓને સારૂ વધારે કરતા નથી; કેમકે તેઓ કરી શકતા નથી. તેમને ઇચ્છા તો ઘણી છે. પણ લાચાર, શુ કરે ' માદાની ખાવાની ઇચ્છા શું કામની ? અપંગને દોડવાની ઇચ્છા રોક્યે જ છૂટકો. હિંદુસ્તાન તો બે રીતે અપગ — રાજપ્રકરણી રીતે અને પૈસેટકે. એવી અપગ માતાને તેના પરદેશનિવાસી પુત્રો એમ તો કહી ન ન શકે, ' માતા તું અમને મદદ પણ ન કરે ને અમારી પાસેથી દ્રવ્ય માગે એ કેવો ન્યાય ? ' માતા તો કહે છે, ' પુત્રો તમારી ઉપર દુઃખ છે એ તો હું જાણું છું પણ હુ તો રહી વિધવા. તમને શી મદદ કરૂં ? વળી હુ કગાળ. તમે બહાર ગયા એ બે પૈસા કમાવાની ગરજે. તમારા રોટલામા મારો ભાગ છે એમ હુ સમજું છુ. એટલે તમારી આશા રાખું છુ ' આવી વિચિત્ર સ્થિતિ હિંદુસ્તાનની છે. એમ મેં પોતે ૨૦ વરસ પરદેશ-નિવાસી હોઇ અનુભવ્યુ. દક્ષિણ આફ્રિકામા અમને હિંદુસ્તાનની મદદ નહોતી મળી શકતી તે છતા અમે દક્ષિણ આફ્રિકાથી પૈસા દેશ મોકલતા. અમને રાજપ્રકરણી દુઃખ હતું, અમને પૈસાનું દુઃખ ન હતું. હિંદુસ્તાનમા જ્યા રૂપિયો વાપરવો કે

કાઢવો મુશ્કેલ પડે છે ત્યારે દક્ષિણ આફ્રિકામાં અમે ગીની કાઢી શકતા હતા હિંદુસ્તાનથી આવેલ કોઇ ભિક્ષુક અમારી પાસેથી ખાલી હાથે ન જતો વાચનાર ન માને કે તે વેળા હિંદુસ્તાનથી વધારે રાજપ્રકરણી મદદ મળતી હતી. જે આંદોલન આજે કેન્યા વિષે થાય છે તેવું જ તે વેળા દક્ષિણ આફ્રિકા વિષે થતું ને આજે થાય છે. એટલે કે દેશની દિલસોજી—સભાઓ અને ધારાસભામાં ભાષણો. વળી દક્ષિણ આફ્રિકામા હિંદુસ્તાનથી પૈસો આવ્યો તે વિષે પણ વાચનાર ભૂલાવામાં ન પડે. હિંદુસ્તાનથી પૈસો ત્યારે આવ્યો કે જ્યારે દક્ષિણ આફ્રિકાના હિંદી ધનમાલ પણ ખોવા બેઠા હતા ને સ્થાનિક હિંદીઓએ ખૂબ ઉધરાણા કરી પૈસો પણ લડત પાછળ ખૂબ ખરચ્યો હતો. હિંદુસ્તાનમાથી આવેલ પૈસામાથી મોટી રકમ દેશ પાછી મોકલી હતી અને તે વખતે પણ હિંદુસ્તાનની કેટલીક સંસ્થાઓનું ખરચ દક્ષિણ આફ્રિકાના હિંદીઓ ઉપાડતા હતા. દક્ષિણ આફ્રિકામા જીતનું કારણ ત્યા વસતા હિંદીઓનો પ્રચંડ સત્યાગ્રહ હતો હજારો જેલ ગયા, તેમા સ્ત્રીઓ પણ ભળી કેટલાકનાં ખૂન થયા, કેટલાક દેશપાર થયા, ઘણા કંગાળ બન્યા, એક બાળા જેલમા થએલા રોગમાં મરણ પામી, બે જુવાનો, એક જેલમા પડેલા દુઃખથી ને બીજો દેશનિકાલ થતા પડેલા દુઃખથી મરણ પામ્યા, કેટલાકે ચાબુકો સહન કર્યા ત્યારે અને આઠ વર્ષના સત્યાગ્રહ પછી જે વસ્તુને સારૂ લડત હતી તે મળ્યું એમ છતાં આજ પણ લડવું તો રહ્યું જ. જે હથિયારથી જીત મળી તે જ હથિયારથી મળેલું સચવાય ને નવું મેળવાય એ અનિવાર્ય કાયદો છે. જેમ જીતમા મેળવેલા મુલક શત્રુ સબળ થતાં કે પોતે

દુર્બળ થતાં ક્ષત્રી ખોઇ બેસે છે તેમ જ સત્યાગ્રહી પોતે દુર્બળ થતા કે દુશ્મન સબળ થતાં પોતે મેળવેલુ ખુએ છે. દક્ષિણ આફ્રિકાના કે બીજા પરદેશોમા વસતા હિંદીઓના દુ:ખનો ઇલાજ તેમના જ હાથમા છે. તેઓમા અંતિમ દુ:ખો સહન કરવાની ને શુદ્ધ થઇ શુદ્ધ રહેવાની શક્તિ જેટલે દરજ્જે વધશે તેટલે દરજ્જે તેઓ સ્વમાન જાળવશે. બહાર વસતા હિંદીઓએ આટલું તો ધ્યાનમા રાખવું જ જોઇએ કે તેઓ બહાર કમાવાના ઇરાદાથી જાય છે. રાજ્યપ્રકરણી દુ:ખો ભોગવતા છતા પણ અહીંના પ્રમાણમા વધારે કમાય છે. જો એ દુ:ખો ઓછા થાય તો હજુ વધારે કમાય. દરમિયાન ગરીબ હિન્દુસ્તાનને યથાશક્તિ ધનથી મદદ દેવામા તેઓ પાછા ન પડો એમ ઇચ્છવા જેવું છે. તેઓ દરેક ભિક્ષુકની ચોકસી કરે. સંસ્થાના અને સંચાલકના ગુણદોષો તપાસ્યા પછી જો બન્નેની યોગ્યતા સિદ્ધ થાય તો પરદેશનિવાસીઓ પોતાના ધનમાથી તે તે સસ્થાઓને મદદ કરે એ તેમનો ધર્મ છે.

# એક અનર્થ

એક ભાઇ ટાંગાનીકાથી લખે છે:

"આપણા હિંદુ મુસલમાન ભાઇઓ જેઓ લાંબી મુદતથી અહીં આવી રહ્યા છે તેઓમાના ઘણાખરા હબસી ઓરતો સાથે ખાનગી લગ્નથી જોડાયા છે અને તેમની સંતતિમાંની કેટલીક તો પરણવાની ઉમ્મરલાયક પણ થઈ છે. કેટલીક સંતતિ હજુ નાની છે પણ દિનપ્રતિદિન વધતી જાય છે હવે મુસલમાન ભાઇઓને તો તેવી પ્રજાને સાથે લઇ જવામાં કંઈ વાંધો નથી પરંતુ હિંદુ ભાઇઓને જ્ઞાતિ, ધર્મ ને આબરૂનો વાંધો તેમને દેશમા લઈ જતાં અટકાવે છે ને તેથી તે ભાઇઓ પોતાનાં થએલ બાળબચ્ચાંને રખડાવી કંઇ પણ બંદોબસ્ત કર્યા વગર ચોરની માફક ચાલ્યા જાય છે આવી લાવારસ પ્રજામાં હિંદની ઘણીખરી જ્ઞાતિઓ છે. તેઓ તેમના બાપ તરફની નિર્દયતાને પરિણામે દુઃખી થાય છે આપ પણ આ સાંભળી દુઃખી જ થશો એમ હું માનું છું આવી દુઃખી પ્રજાને કઈ રીતે અટકાવવી તેનો પ્રતિઉત્તર આપશો.

"આવી પ્રજાના ઉદ્ધાર માટે યોગ્ય ઉપાય અહીં યોજવા કે દેશમાં તે આપ ખાસ જણાવશો"

ઉપરની હકીકત તદ્દન ખરી હોવાનો સંભવ છે. આવું થએલું મેં પોર્ટુગીઝ મુલકમા એટલે ડેલાગોઆ બેમા નજરે જોયુ છે. ત્યા મુસલમાનોએ પોતાના બચ્ચાઓને સારૂ એક યતીમખાનુ ખોલીને વ્યવસ્થા કરી છે. હિંદુઓ પોતાની પ્રજાને મુસલમાનોને હસ્તક સોપે છે આ બધી પ્રજા મુસલમાન તરીકે ઉછરે છે. આ એક રસ્તો. હું એ રસ્તો પસદ નથી કરી શકતો. મારી દૃષ્ટિએ બન્ને નિંદનીય છે. પ્રથમ તો આ સંબંધને લગ્ન ગણવામા જ દોષ છે. આને હું તો કેવળ વિષયની તૃપ્તિ કહુ છું. પરદેશમા ઘણા નીતિબધન મોળા પડે છે, કેમકે ત્યા લોકલાજ રહેતી નથી. પણ બન્નેના દોષમા વધઘટ છે. મુસલમાન આવા વિષયમાથી થતી પ્રજાનુ પાલન કરે છે ને તેને પોતાના ધર્મમા ઉછેરે છે હિન્દુને સારૂ મુસલમાને કરેલી સગવડ તૈયાર ન હોય તો તેની પ્રજા ભૂખે ને તરશે મરે આ પ્રજા કેવળ વિષયનું જ પરિણામ છે એટલે હિન્દુ બાપને તેના ધર્મની તો ફિકર જ નથી. મારી દૃષ્ટિએ આમ વિષયાધ થએલ પુરુષે ધર્મ જ તજ્યો છે. નીતિનુ મુદ્દલ આચરણ ન હોવા છતા કોઇ માણસને ધર્મી ગણવો એ મારે સારૂ તો મુશ્કેલ વાત છે. એક ધર્મમાં જન્મેલાને સંખ્યાની સગવડને ખાતર ભલે તે ધર્મનો ગણવામા આવે, પણ ખરૂં જોતા તો તેણે ધર્મનો ત્યાગ કર્યો છે. આચરણથી નોખી એવી કોઈ વસ્તુ નથી કે જેને ધર્મની વ્યાખ્યા આપી શકાય. ગાયત્રીનો જપનાર, વેદનો ભણનાર, વેદધર્મી નથી પણ વેદવાક્ય પ્રમાણે વર્તનાર વેદધર્મી છે. ઘણા ખ્રિસ્તી વેદાદિનો ઘણો ઊડો અભ્યાસ કરે છે તેથી તેઓ વેદધર્મી નથી થતા અથવા તો દભને ખાતર કે

વહેમને વશ થઇ જે ગાયત્રી આદિ પઢે તે વેદધર્મી નથી. તે ધર્મમા રહેલી આજ્ઞાઓનું ભાન અને યથાશક્તિ પાલન કરતો હોય ત્યારે જ તે ધર્મનો હોવાનો તેનો દાવો માન્ય રખાય. આ દૃષ્ટિએ ટાગાનૈકાના હિન્દુઓએ હિન્દુધર્મનો ત્યાગ કર્યો ગણાય.

આ તો સ્વતંત્ર નિરાકરણ થયું. વ્યવહારમા આવા હિન્દુ-મુસલમાન બાપ હિન્દુ મુસલમાન ગણાવાના. એટલે આપણે વ્યવહારદૃષ્ટિએ કંઇક નિરાકરણ ઉપર આવવું જોઇએ હિન્દુ બાપે આવા સંબંધને લગ્નનું રૂપ આપી બચ્ચાંનું પ્રેમપૂર્વક પાલન કરવું જોઇએ ને તે બાળકોને સારૂ નિશાળો વગેરેની બધી સગવડો ઊભી કરવી જોઇએ. આ ઉપાય તો થએલી પ્રજાને વિષે મેં સૂચવ્યો. ભવિષ્યને સારૂ તો દરેક પરદેશગમન કરનારે પોતાના બાળબચ્ચાં સાથે લઇ જવા જોઇએ. જ્યા બાપ છેક નિર્દય છે ત્યા તો અનાથાલય ખોલ્યા વિના છૂટકો જ નથી. એ અનાથાલય તે તે દેશમા ખોલવામા આવે એ જ યોગ્ય ગણાય. આ અનાથાલયોમા મા પોતે તેના બાળકો સાથે રહેશે એમ માની શકાય. મા આજીવિકાને સારૂ પોતાનો ભોગ આપે છે. તેને વિષય કર્યાનું ભાન નથી. કેમકે હબસી કોમોમાં લગ્નનો વિધિ તો છે છતા ઓરતો પૈસાને સારૂ પોતાના શરીર પુરુષને વેચે છે ને તેમા કંઇ નીતિનો ભંગ મનાતો નથી. છતાં માતૃપ્રેમ તો રહેલો જ છે. એ પ્રેમને પોષી માતા-ઓની પાસે તેમનો ધર્મ પળાવવો ઘટે છે. આવા દુઃખદ કિસ્સાઓમાં બાળકોને સારૂ માતૃભાષા ને પિતૃભાષા નોખી હોય છે. બાળકોને કઇ ભાષા શીખવવી ? સામાન્ય રીતે બાપને તો આમ ઉત્પન્ન થએલી પ્રજા પ્રત્યે પ્રેમ ઓછો જ હોય છે એટલે

બાળક માતાની જ ભાષા શીખે છે તેથી અનાથાલયોના સંચાલકોએ આવા બાળકોને તેમની માતૃભાષા જ શીખવવી જોઇએ. જો બન્ને ભાષા શીખવવામા આવે તો બાળકોને ભવિષ્યમા વધારે કમાણીનું સાધન મળે.

ધર્મનો પ્રશ્ન વધારે ગૂઢ છે. મુસલમાન બાપને વિષે તો આપણે જોઇ ગયા કે કઇ સવાલ જ નથી ઉઠતો. હિન્દુ બાપથી ઉત્પન્ન થએલી પ્રજા હિન્દુ ગણાવી જોઇએ એ નિયમ છે. તે ન્યાયે હિન્દુ બાપના બાળકોને હિન્દુધર્મનુ શિક્ષણ અપાવું જોઇએ એ વિષે મને શકા નથી બાળક તો લાચાર છે. જે અનાથાલયમા તેને રાખવામા આવે તે અનાથાલયનું વાતાવરણ તે ઝીલશે. ધાર્મિક સંચાલકોને હાથ તેનો કારભાર હોય તો બાળકોમા ધર્મનું સિંચન થઇ શકે.

હુ ઉમેદ રાખું છું કે ટાગાનૈકા ને એવા મુલકોમા રહેનાર હિન્દુઓ પોતાના કર્તવ્યનો વિચાર કરીને તેનું પાલન કરશે. વિષયવૃત્તિ છોડવી એ પ્રથમ ધર્મ છે. આ ભવિષ્યનો વિચાર. થએલી પ્રજાનું પાલન કરવું, તેને સારૂ ધાર્મિક શિક્ષણનો બદોબસ્ત કરવો ને દરેક રીતે પોતાના ધર્મનું આચરણ કરવું એ બધી સ્થિતિને લાગુ પડે છે જેમનાથી બની શકે તેમણે પોતાની સ્ત્રીને સાથે લઇ જવી. જેમ પુરુષની સ્થિતિ તેમ જ સ્ત્રીની સમજવી જોઇએ. પુરુષ જેમ લાબો વિયોગ સહન નથી કરી શકતો તેમ જ સ્ત્રીને વિષે સમજવું જોઇએ. યોગ્ય વયે વિવાહ થયા પછી સ્ત્રીપુરુષે લાબો વિયોગ ન જ વેઠવો જોઇએ એ સ્વયંસિદ્ધ વાત છે. તેમા જ બન્નેના શિયળની રક્ષા રહેલી છે.

# કાબુલીનો ત્રાસ

છાપાઓમાં હમેશાં કંઇ ને કંઇ લખાણ કાબુલીના ત્રાસ બાબત જોવામાં આવે છે. એ ત્રાસનો ઉપાય પ્રજાની પાસે એક જ હોય એમ આપણા મનમાં ઠસી ગયું જણાય છે. જો સરકાર રક્ષા ન કરે તો આપણે લાચાર બની જઇએ છીએ.

અસહકારીએ તો એ રસ્તો પોતાને હાથે જ બંધ કર્યો છે. સરકારની મદદ માગવા જાય તો તેનો અસહકારધર્મ લોપાય. પોતે મદદ માગતાં શરમાય પણ સરકારની મદદ દર વખત માગવા જવું જ જોઇએ એવો સહકારીનોયે ધર્મ નથી. બધા સહકારી બધી વખતે સરકારની મદદ ઉપર જ તાકી રહે તો સરકાર જ ન હોય અથવા સરકાર કેવળ જુલમગાર રાજ્ય થઇ પડે. દુનિયાના બીજા કોઇ પણ ભાગમાં પ્રજા છેક સરકાર ઉપર આધાર રાખીને બેસતી નથી, પણ પોતે જ કેમ જાણે સરકાર હોય નહિ તેમ સ્વમાન જાળવે છે ને સ્વરક્ષા પણ કરે છે.

ત્યારે સરકારની મદદ માગ્યા વિના કાબુલીના ત્રાસમાંથી બચવાના કયા રસ્તા સહકારી, અસહકારી બન્નેને સારૂ ખુલ્લા છે?

એક તો સાર્વજનિક રસ્તો લોકોએ કાબુલીની સામે લઢી લેવાનો

બીજો સત્યાગ્રહીનો.

પહેલો રસ્તો લેવાનો પ્રજાને હક છે, પ્રજાનો ધર્મ છે. જો પ્રજા પોતાનું રક્ષણ ન કરી શકે તો નામર્દ ગણાય

સ્વરાજની સરકાર પણ પ્રતિક્ષણ પ્રજાની રક્ષા જ નહિ કર્યાં કરે. સરકાર મોટા ત્રાસને સારૂ તૈયાર હોઇ શકે પણ છૂટાછવાયા વસતા માણસોની રક્ષા કરવા કઇ સરકાર સમર્થ છે? આ સરકારની તો પદ્ધતિ જ એવી છે કે કાબુલીના ત્રાસ જેવા ભયથી પ્રજાનુ રક્ષણ એકાએક ન જ કરી શકે. એની રક્ષણ-પદ્ધતિ મુખ્યત્વે આપણે એકબીજાની સાથે લઢી મરી તેના ગુમાસ્તા થના ન મટી જઇએ એટલે સુધી તેને લઇ જાય છે. હિન્દુસ્તાનની આન્તર અને બાહ્ય રક્ષા અંગ્રેજી વેપારની રક્ષાને સારૂ તે જરૂરની માને છે ને તેટલા પૂરતી જ કરવાને તે પૂરી તૈયાર રહે છે. બીજી રક્ષા તેને કરવી નથી એમ હું કહેવા કે મનાવવા નથી ઇચ્છતો. પણ એવી રક્ષા તેનું મુખ્ય કર્તવ્ય નથી તેથી તેને સારૂ તે પૂરી તૈયાર નથી હોતી. જો તે તૈયારી કરવા માગે તો તો વળી છે એના કરતા વધારે ખર્ચ રક્ષાને નામે કરે ને કરવું પડે આજે પણ ઘરખર્ચ કરતા દરવાનનુ ખર્ચ આપણને વધારે પડે છે, તેમા વળી કાબુલીના ત્રાસ જેવા ભયને નાબૂદ કરવાની પૂરી તૈયારી કરે, તો દરવાન તો સુખે રહે ખરો પણ ગૃહસ્થ તો માંહે જ સુસવાઇ જાય. તેથી આવા ભયોમાંથી આપણી રક્ષા આપણી મેળે જ આપણે કરી લેવી જોઇએ. તેને સારૂ હથિયાર નથી એ ખામી છે ખરી; પણ હથિયાર કરતાયે વધારે જરૂર તો છાતીની છે. બીકણના હાથમાં બંદુક શા કામની? તેની બંદુક તેની જ ઉપર વપરાશે. બીકણ બંદુકવાનને બીનહથિયારી હિંમતવાન મ્હાત કરશે ને તેની બંદુક ફૂટી શકે તેના પહેલા છીનવી લેશે. દરેક ગામના હિંમતવાન માણસો મરણિયા થઇ પ્રજાનું રક્ષણ કરવા તૈયાર થઇ જાય તો કાબુલીનો ત્રાસ તુરત ઓછો થઇ જાય. શાંત

અસહકારીની પ્રતિજ્ઞામા આવી સ્વરક્ષાની મનાઇ નથી એ પણ આ સ્થળે લખી જવું આવશ્યક છે.

પણ આવા કાર્યમા હુ ભાગ લઉ કે ? એમ કોઇ પૂછે તો મારે નકારમાં જવાબ આપવો જોઇએ. મને ભાસે છે કે મને છાતી તો છે. ન હોય તે સત્યાગ્રહી ન જ હોઇ શકે. ડરપોકનો ધર્મ સત્યાગ્રહ ન જ હોઇ શકે. ડરપોક પણ સત્યાગ્રહી સૈન્યમાં બીકનો માર્યો જોડાઇ શકે ખરો, પણ એ તો જુદી વાત.

પણ મારાથી બે ઘોડે ચઢાય નહિ. મારે તો સત્યાગ્રહ કરતાં કરતા સત્યમૂર્તિ બનવું છે, સત્યમય થવું છે. તેથી મેં મારીને જીવવાના ધર્મનો ઇરાદાપૂર્વક ત્યાગ કર્યો છે. મારે તો મરીને જીવવાનો મંત્ર શીખવો છે ને આચરવો છે. જગતના પ્રેમથી જ જીવવા ઇચ્છું. હરકોઇ જેને વેરભાવ હોય તે મારા શરીરને આ ક્ષણે હણી શકે છે. એ વખતે પણ મારા હૃદયમા પ્રેમ જ જોવામાં આવે એવી મારી નિરંતરની પ્રાર્થના છે. એ પ્રયોગ કરતા હું મારીને રક્ષણ કરવાના પ્રયોગમા ભાગ ન લઇ શકું; લેવા ઇચ્છતો નથી.

તેથી મારે સારૂ ને મારા જેવા સારૂ બીજો જ માર્ગ રહ્યો. એ માર્ગને સારૂ ઘણાની જરૂર નથી. આમા સામુદાયિક સત્યાગ્રહ અશક્ય છે આપણામાના કોઇ સંયમી હોય તે કાબુલીઓના હૃદયને પણ ભેદી શકે છે એવી શાસ્ત્રની પ્રતિજ્ઞા છે. ખરો મુસલમાન ફકીર આવું કામ સહેજે કરી શકે. પણ હિંદુ સંન્યાસીજતિ આવું કામ ન કરી શકે એવું કંઇ નથી. સત્યાગ્રહશાસ્ત્રમાં જાતિભેદ કે ધર્મભેદ નથી. તેની અવધૂત

દશામા ભાષાની પણ જરૂર નથી રહેતી હૃદય હૃદયનું કામ કર્યા જ કરે છે.

જે કાર્ય એક સહજાનંદે ગુજરાતમા કર્યું તે રાજ્યદંડ ન કરી શક્યો. જે કામ ચૈતન્યે બંગાળમા કર્યું તે આજ લગી સરકાર કરી નથી શકી ને નહિ જ કરી શકે. ચૈતન્યના તેજથી જ ડાકુ, ચોર વગેરે સીધા થઇ જતા. હિન્દુસ્તાનમાં એવા દાખલા મુસલમાન ફકીરના અને હિંદુ સંન્યાસીઓના પુષ્કળ મળી આવે છે. અબદુલ કાદર જીલ્લાનીના સત્યબળથી લૂંટેલો માલ ડાકુઓએ પાછો આપેલો ને પોતાનો ડાકુનો ધંધો તેઓએ છોડેલો. ગુજગતના જતિઓ, બાવાઓ વગેરેમા કોઇ પણ નિર્ભય સંયમી હોય તો આ કાબુલીના ત્રાસમાંથી લોકોને સહેજે મુક્ત કરી શકે છે. સહજાનંદનો જમાનો સમાપ્ત નથી થઇ ગયો. તેના જેટલી ભક્તિ, તેના જેટલા સંયમની જ જરૂર છે. આ જમાનામાં ઓછી ભક્તિ ને ઓછો સંયમ પણ ફળી નીકળે છે, કેમકે દરદીએ અનુભવી ન હોય તેવી માત્રા મળે છે ત્યારે તે થોડી હોય તોપણ અસર કરે છે.

વળી સવાલ થવાનો જ : 'બીજાને જતિ કરનારો તું જ થઇને દેખાડ, એટલે બધા થયા બરોબર છે.' એ વાત પણ ખરી છે. મારો બચાવ છે તે ન સમજાયો હોય તો હું લખીને નહિ સમજાવી શકું. વળી એમ શંકા કરી શકે તેને અર્થે આ લખાણ નથી લખાયું. એવો સંભવ કાં ન હોય કે જે મને બુદ્ધિથી તદ્દન શક્ય લાગે છે તે કરવાનું હૃદયસામર્થ્ય મારામાં ન હોય? મેં કંઇ સામર્થ્યનો ઇજારો નથી કઢાવ્યો. મારા કરતાં વધારે હૃદયબળવાળા ગુજરાતમાં ઘણાયે હોવાનો સંભવ છે. તેઓ પ્રત્યે મારી પ્રાર્થના છે.

# ધાડ પડે ત્યારે

ઘાટકોપરમા જ્યારે ધાડ પડવા લાગી ત્યારે ત્યાંના રહેવાસીઓ ગભરાયા. એવી સ્થિતિમા સહુ ગભરાય. હવે મ્યુનિસિપાલિટીએ ઘટતા ઉપાય લીધા છે તેથી ને વરસાદ શરૂ થવાથી ધાડપાડુઓને ભાગી જવાની સગવડ ઓછી થવાથી ધાડનો ભય ઘણો ઓછો થયો છે. એટલે તાત્કાળિક ઇલાજ ઘાટકોપરવાસીઓએ શો લેવો એનો વિચાર કરવાપણું રહેતું નથી.

પણ વધારે પોલીસ ગોઠવાઇ એ ઇલાજ ખરો ઇલાજ નથી. એવા ઇલાજો સદાય લેવાયા છે છતા ધાડો બંધ નથી થઇ. અમેરિકા જેવા બહુ સુધરેલ ગણાતા દેશમા ચાલતી ગાડીઓ ઉપર ધાડો પડે છે, જાહેર રસ્તા ઉપર ધોળે દિવસે સાહસિક લૂંટારા કોઇ વેળા લૂંટી શકે છે. ચોરીઓ તો થયા જ કરે છે. સુધારાના વેગ જોડે ગુન્હા પણ વધ્યા છે એમ ઘણા અવલોકનશાસ્ત્રીઓની માન્યતા છે. બહુ તો ગુન્હાની જાત ફરી છે. માણસોની સફાઇ સાથે ગુન્હાની સફાઇ પણ

વધી છે. ગુન્હા શોધવાની શક્તિ સાથે જ ગુન્હા છુપાવવાની શક્તિનો વધારો થયો છે. એટલે સરવાળે આપણે હતા ત્યાના ત્યા જ છીએ.

ધાડપાડુઓ ક્યા ને કેમ ઉત્પન્ન થાય છે એ જરા જોઇએ. જંગલમા વસનારા અપરિગ્રહી સાધુને કોઇ લૂંટતું નથી. તેને લૂટનારને મળે પણ શુ? લૂંટનાર પૈસાને લોભે જ લૂટે છે જો માણસો પૈસાના લોભની હદ બાધે તો લૂંટનું પ્રમાણ ઘટે. જો બધાની પાસે એકંદરે સરખી દોલત હોય તો એ ધાડપાડુનો ધંધો બંધ થાય પણ આવી શુભ સ્થિતિ આ યુગમા તો નથી જ આવવાની એમ આપણે સમજવું જોઇએ.

તેમ છતાં ઉપરનો સિદ્ધાત ધ્યાનમા રાખવાની જરૂર છે. આપણે ધનલોભની હદ ભલે ન આકીએ, પણ આપણે ધાડપાડુઓની સ્થિતિ સમજવાનો પ્રયાસ તો કરીએ જ. તેઓ ભૂખે મરતા હોય તો તેમને ઉદ્યમ બતાવીએ, તેઓએ ધાડને જ આજીવિકાનું સાધન બનાવ્યું હોય તો તેઓને ધાડની અનીતિ સમજાવીએ. આ કામ સુધારકનું છે. તેથી સાધુઓ તેમ કરવા સૌથી વધારે લાયક હોવા જોઇએ. આ સાધુ ભગવું પહેરી ભીખ માગે છે તે નહિ પણ જેના હૃદય ભગવા થયા છે ને જે સેવાધર્મપરાયણ છે તે.

સુધારાનું કામ ધાડપાડુ ધાડ પાડતા હોય ત્યારે શરૂ નથી થઇ શકતું એવું કામ તો આજથી ઉપડવું જોઇએ. તેમા બહુ અથવા સુદ્દલ દ્રવ્યની જરૂર નથી હોતી તેમા ઘણા માણસોની જરૂર નથી પડતી. એ રિવાજ શરૂ થાય એટલે તે કામ આગળ ચાલી શકે છે. આધુનિક કાળના સુધારકોએ

તેવા સુધારા કર્યા છે. સહજાનંદ, ચૈતન્ય, રામકૃષ્ણ આદિએ તેવા સુધારા મોટા પ્રમાણમાં કર્યા હતા. તે કાયમ ન રહ્યા અથવા તેથી ધાડની પ્રથા નાબૂદ ન થઇ એમ માની કે કહીને કોઇ સુધારાની અવગણના ન કરે. આવા સુધારા વ્યાપક નથી હોતા કેમકે ઘણે ભાગે તે એકદેશી હોય છે.

આપણે એવું માનીએ છીએ કે ધનિક વર્ગમા એવા સુધારા કરવાપણું રહેતુ જ નથી ખરી વાત તો એ છે કે ધાડપાડુનો ધધો ધનિક વર્ગની ધાડનું પ્રતિબિબ છે. ધનિક વર્ગની સૂક્ષ્મ ધાડ ધાડપાડુઓમા સ્થૂળ સ્વરૂપ ગ્રહણ કરે છે. તેથી સુધારકે ધનિક ને ગરીબ, સૂક્ષ્મ અને સ્થૂળ ધાડપાડુ બન્નેને હાથમા લેવા પડશે તો જ ઘટતુ કામ થઇ શકે આચાર્યો, ફકીરો, સન્યાસીઓ વગેરેનું આ કામ છે. તેઓ સમાજની નીતિના ખરા રક્ષક ને ચોકીદાર થઇ શકે છે, ને તેથી જ ધાડનો દોષ દૂર કરવાનું કાર્ય પણ તેઓનુ જ છે.

આવા સુધારા ચાલતા હશે ત્યારે ધાડો તો પડતી જ હશે. આવા સુધારામા 'ધા ભેળા ફીડા' નથી પડી શકતા. તે ધીમે ધીમે થાય છે દરમિયાન ધનિક વર્ગે પોતાની મિલ્કતનું કઇ રીતે રક્ષણ કરવું ?

સિપાઇની મદદથી રક્ષણ થોડેઘણે અંશે થયા કરે છે. બધી ખામીઓ, બધા દોષોને સારૂ સરકાર જવાબદાર છે એમ કહેવાનો રિવાજ પડી ગયો છે તે સુંદર છે, તે ઘણે અંશે સાચો છે. આજે તો પરરાજ્ય છે એટલે દોષ દેવાનું સુગમ છે. આવતી કાલે સ્વરાજ્ય હશે ત્યારે પણ આપણે અપૂર્ણ હોઇશુ, ને આપણે સ્વરાજ્યની સરકારને ગાળો દઇશું પણ સ્વરાજ્યની સરકાર તે આપણે પોતે જ હોઇશુ, તેથી હાલની સરકારને

માથે દોષ ન ઢોળવાની ટેવ પાડવી એ પણ સ્વરાજ્યની તાલીમ ગણાય ધાડો પડે છે તેને સારુ બધો દોષ સરકાર ઉપર ઢોળવો એ આપણી દુર્બળતાની કબૂલાત છે જંગલોમાં વસતી પ્રજાને સારુ કેટલા સિપાઇ સરકાર રાખી શકે? જે પ્રજામા સ્વરક્ષાની શક્તિ જ ન હોય તે પ્રજા સ્વરાજ કેમ ભોગવી શકે? અપંગ પ્રજાને નસીબે તો હમેશા ગુલામી હોવી જ જોઇએ તેથી દરેક જગ્યાએ લોકોએ સ્વરક્ષાની તૈયારી કરી લેવી જોઇએ આ દૃષ્ટિએ વિચાર કરતા ઘાટકોપર જેવા પરાના માણસો ને બધી જગ્યાના હિન્દીઓએ પોતાનો બચાવ કરવાનું જાણી લેવું જોઇએ. દરેક ધરમાથી જુવાનિયાઓએ સ્વરક્ષાની તાલીમ લઇ લેવાની જરૂર છે. ભાડુતી માણસોથી આ કામ થઇ શકે છે, પણ એ અત્યંત જોખમકારક છે. જો મધ્યમ વર્ગના માણસો પોતાની રક્ષા પોતે કરવાને બદલે બીજાની મારફતે કરાવી લે, તો તેઓ પૈસા આપીને પોતાના સરદાર તૈયાર કરશે. જેને પરિગ્રહ કરવો છે તેણે પોતાનો બચાવ કરવાને સારૂ તૈયાર રહે જ છૂટકો છે.

આટલે સુધી તો મારી ટીકા હિંદુમુસલમાન બધાને લાગુ પડે છે. હિંદુને વર્ણાશ્રમની મુશ્કેલી નડે છે પણ એ ભ્રમ છે. મનુષ્યમાત્રમા ચારે ગુણ હોવા જોઇએ. જ્ઞાન, શૌર્ય, વાણિજ્ય ને સેવાભાવ. તે તે વર્ણોમા પોતાનો વિશેષ ગુણ પ્રધાનપદ ભોગવે એટલો જ વર્ણાશ્રમનો અર્થ હોઇ શકે. વળી તે તે વર્ણનો ધંધો — આજીવિકાનું સાધન — તેનો વિશેષ ગુણ હોય એટલે કે બ્રાહ્મણને જ્ઞાન આપી મુઠી બાજરો લેવાનો અધિકાર છે. ક્ષત્રીને રક્ષા કરીને, વૈશ્યને વેપારાદિ કરીને અને શૂદ્રને સેવા કરીને. પણ જે મનુષ્ય અવસર આવ્યે

પોતાની રક્ષા કરવા સમર્થ નથી તે અધૂરો છે. સમાજની ઉપર બોજારૂપ છે. પોતાની રક્ષા આત્મબળથી અથવા શરીરબળથી કરાય. જેણે આત્મબળ કેળવ્યુ નથી તે પોતાની ને પોતિકાની રક્ષા શરીરબળથી કરવા બંધાએલો છે. બન્નેને મરવાની તાલીમ લેવાની છે. આત્મબળવાળો શરીરને તુચ્છ ગણી ધાડપાડુને દડ દીધા વિના મરશે ત્યારે બીજો મારતો મારતો મરશે. બધા આત્મબળ કેળવવા તૈયાર ન હોય. વળી દ્રવ્યાર્થી અને આત્માર્થી એ બે વિરોધી અર્થવાળા શબ્દો છે. દ્રવ્યાર્થી દ્રવ્યની લોલુપતા ન છોડે ત્યા સુધી પૂરો આત્માર્થી ન જ બની શકે. પણ બેમાથી એકે ભય જોઇને ભાગે તો નામર્દ બને. તેથી બન્નેએ પોતાની શક્તિ અનુસાર સ્વરક્ષાનું સાધન કેળવવાનું રહ્યું છે. ઘાટકોપર જેવાં પરામા વસનારનો સ્પષ્ટ ધર્મ એ છે કે તેઓએ પોતે જ એટલે દરેક કુટુબના કેટલાક :માણસોએ ધાડપાડુ ઇ૦ની સામે થવાની તાલીમ લેવી.

# નિર્દયતા

**આ** નોંધ હું કોચીન (ત્રાવણકોર)માં લખી રહ્યો છું. ઘણાં સુંદર દૃશ્યોમાં એક અસહ્ય દેખાવ વાઇકમની આગબોટમાં ચઢવા જતાં રસ્તે જોયો તે મનમાંથી ખસી શકતો નથી. કોચીનમાં માણસો ઘોડાગાડીનો ને મોટરોનો ઉપયોગ ઘણો થોડો કરે પણ તેને બદલે મનુષ્યનો ઉપયોગ કરે છે. જાપાનની રિક્ષાગાડી ઠેકઠેકાણે જોવામાં આવે છે. રિક્ષા જ જોઈને તો મને બહુ આઘાત ન પહોંચ્યો કેમકે તે તો દરબનમાં બહુ જોએલી. પણ એક રિક્ષામાં જ્યારે ત્રણ ચારને ખડકાએલા જોયા ત્યારે મને મારી ગાડીમાંથી ઉતરી જઈ પેલા રિક્ષા ખેંચનારની મદદે જવાની ઇચ્છા થઈ ગઈ. હું તો મારે પથે જતો હતો. મારાથી એમ ઉતર્યું જાય તેમ ન હતું. પણ મનની ઉપર ચોટ રહી ગઈ. આ રિક્ષાની બાંધણી એવી છે કે તેમાં એક જ માણસ બેસી શકે. જો ખેંચનાર ઇનકાર

કરે તો એટલા માણસ તેમા ન ખડકાઇ શકે એ પણ સમજાય છે. પણ બેસનારની નિર્દયતા એથી ઓછી થતી નથી. ગરજનો માર્યો મનુષ્ય હજારો ન કરવાનાં કામ કરે છે. પેટે પણ ચાલે છે, અનેક ચાળા કરે છે. પણ તેના સાક્ષી થનારનું શું? તેમ કરવાને પ્રેરનારનુ શુ? સંભવ છે કે કોચીનમા કાયદો પણ હશે કે રિક્ષામા એકથી વધુ ઉતારૂ ન બેસી શકે. એમ હોય તો આમ વધારે બેસનારનો બેવડો ગુન્હો થયો. કોચીનમા ગુજરાતીઓની વસ્તી મોટી છે, તેઓ વગવાળા છે. જેઓને મેં રિક્ષામા ખડકાએલા જોયા તે મલબારી હતા ગુજરાતીઓ આટલી હદ સુધી પહોચે છે કે નહિ તે હું જાણતો નથી. પણ મારી ઉમેદ તો એ છે કે કોઇ ગુજરાતી આવી નિર્દયતા નહિ વાપરતા હોય. હુ તો તેમને કોચીનની સેવા સૂચવવા ઇચ્છું છુ. તેઓ કોચીનનો જાહેર મત એટલે સુધી કેળવે કે રિક્ષાનો દુરુપયોગ કોઇ ન જ કરે. તેમને તો હું રિક્ષાના ત્યાગની સલાહ પણ આપુ છુ રિક્ષાના ત્યાગથી તેઓની તબિયત સારી થશે કેમકે થોડી કસરત મળશે. માંદગી કે અશક્તિ સિવાય મનુષ્યે મનુષ્ય પાસે ઉચકાવું પાપરૂપ લાગે છે મનુષ્યનો ઉપયોગ પશુની જેમ કેમ કરાય? જે આપણે કરવા તૈયાર ન હોઇએ તે બીજાની પાસે કેમ કરાવીએ?

# મુસાફરોની ગંદી આદતો

રેલના ત્રીજા વર્ગની મુસાફરી કરનાર એક ભાઇ લખે છે કે રેલ્વેમાં ત્રીજા વર્ગની મુસાફરી મુસાફરોની બૂરી આદતોને લીધે અસહ્ય થઇ પડે છે, તેથી દુઃખમાથી બચવાને સારૂ એક નાની સાવરણી તથા એક ઢાકણાવાળી થૂંકદાની સાથે રાખવી. સાવરણીથી કચરો વાળ્યાં કરવો અને કોઇ થૂંકવા જાય તો બડખો થૂંકદાનીમા ઝીલી લેવો! આમ કરવાથી કંઇક દુઃખ ટળે.

જેને ચોખ્ખાઇ પસદ છે તેને સારૂ આવી ગંદકી અસહ્ય છે એમા શંકા નથી આમ છતા આપણે ત્રીજા વર્ગની જ મુસાફરી કર્યે છૂટકો છે જ્યારે હું હમેશ ત્રીજા વર્ગની જ મુસાફરી કરતો ત્યારે મે પત્રિકાઓ કાઢી હતી ને તે મુસાફરોમા વહેંચવાનું પણ શરૂ કર્યુ હતું. મારૂં કામ બદલાયુ એટલે પત્રિકાપ્રચાર મેં વેગળો મૂક્યો. પછી તો હું ઘવાયો એટલે મારૂં ત્રીજા વર્ગની મુસાફરીનું સુખ ગયું તેમ તેનું દુઃખ પણ ગયુ. પણ તેના મીઠા સ્મરણો હજુ તાજાં જ છે ને ફરી તાજાં કરવાની ઉમેદ રાખું છું.

પત્રિકાઓ દરેક સ્વયસેવક વહેંચે ને વાચી સંભળાવે એ જરૂરતુ છે. તેની સાથે જ સાવરણીનો પ્રયોગ કરવો જોઇએ. થૂંકદાનનું કામ મુશ્કેલ છે એમ કરતાં માર પણ ખાવો પડે ને છતાં મુસાફર થૂંકદાનીમા થૂંકવાની ના પાડવાનો સંભવ છે. સાવરણીનો પ્રયોગ આવશ્યક છે. મુસાફરોને ડબ્બામાં કચરો ન કરવાનું સમજાવીએ પણ ખરા, ને તેમ છતા પડે

તે કચરો સાવરણી વતી પ્રેમપૂર્વક કાઢીએ પણ ખરા. થૂંકદાની વાપરવામાં એક ગંદકી વહોરી બીજી દાખલ કરવાનો પણ ભય છે. દરેક ઉપયોગ પછી તે બરાબર સાફ થવી જોઇએ. થૂંકદાની પણ અંદર સાધવિનાની, કટાય નહિ એવી ને પ્રમાણમા મોટી હોવી જોઇએ હું તો એવે સમયે પુષ્કળ કાગળનો ઉપયોગ કરતો. કાગળવતી જ્યા કોઈ થૂંક્યું હોય તો ત્યા સાફ કરી લેવાથી હાથ બગડે નહિ ને જગ્યા બરાબર સાફ થાય. પછી ધોવું હોય તો ધોઇ નંખાય. આમ કરીએ એટલે બીજા થૂંકનારા લજવાય ને ઓછું થૂંકે. ખેદ તો એ છે કે સ્વયસેવકો પોતે સુઘડતા ને સ્વચ્છતાના નિયમોનું હમેશા પાલન નથી કરતા. બીજાની સગવડની દરકાર આપણામા બહુ જ થોડી જોવામા આવે છે. તેથી જ રેલમા, સ્ટીમરમા, જ્યા જાઓ ત્યા પારાવાર ગંદકી જોવામા આવે છે. બાળશિક્ષણથી ચોખ્ખાઇ અને સુઘડતા શીખવવામા આવે અને તે પાલન કરવાને સારૂ છે એમ આપણે સમજીએ ત્યારે જ આવો સુધારો થાય. વાચનારને ખબર નહિ હોય કે રેલના ડબામાં ઉપર પ્રમાણે ગંદકી કરવી એ રેલના કાયદા પ્રમાણે ગુન્હો છે. પણ કોઇની સામે ફોજદારી નથી ચલાવવામા આવતી કેમકે ગુન્હા કરનાર ઘણા છે ને બેગુનાહ બહુ થોડા છે. એથી જ કહેવત પડી છે કે જે કાયદાને ઘણા માણસો માન આપતા હોય તેનો જ અમલ થોડાઓની સામે થઇ શકે છે. એટલે કે તેવા કાયદાને સારૂ અનુકૂળ વાતાવરણ જોઇએ. તેનો વિશેષ અર્થ એ થયો કે ઘણા કાયદાઓ નિરર્થક હોય છે. વાતાવરણ તૈયાર થયા પછી થોડા માણસો પોતાની મેળે રિવાજવશ વર્તન કરે છે.

# એકલપેટાપણું

**ત્રી**જા વર્ગના ઘણા ઉતારૂઓની ગંદી ટેવો વિષેની 'નવજીવન'ની નોંધ વાંચી એક ભાઈ લખે છેઃ

"ત્રીજા વર્ગના ભાઈઓ ઘણી વેળા ડબામાં જગ્યા હોવા છતાં ઉતારૂઓની નક્કી કરેલી સંખ્યા જેટલાં ભાઈબહેનોને પણ આવવા દેતા નથી. મેં જાતિઅનુભવ પરથી જોયું છે કે કોલાબા અને અમદાવાદ સ્ટેશન ઉપર પ્લૅટફૉર્મ ટિકિટો લઈ મુસાફરી નહિ કરનારાઓ ડબામાં બેસી જાય છે, અને મુસાફરી કરનારને 'જગ્યા નથી' એમ જૂઠું કહી, દરવાજાને ચાવી મારી, દરવાજાની બહાર માથું કાઢી, લોકોને ધમકાવી, ધક્કા મારી ગાડીમાં ચઢતા અટકાવે છે. અને જેવી ગાડી ચાલુ થાય છે કે પ્લૅટફૉર્મ ટિકિટવાળા ઉતરી પડે છે અને ૧૦ માણસની જગ્યામાં માત્ર ૫ ૭ જણ નિરાંતે બેસી રહે છે. પરિણામે મુસાફરી કરનારાઓ બિચારા ગાડી ચૂકી જાય છે આવી ખોટી રીત અટકાવવા માટે બી બી સી આઈ. રેલ્વે કંપનીએ કોલાબાની સાંજની ત્રણ મેલ ટ્રેનો વખતે પ્લૅટફૉર્મ ટિકિટનો ભાવ એક આનાને બદલે બે આના કર્યો છે થોડા દિવસ અગાઉ મને અમદાવાદ જવાનું થતાં કોલાબેથી ત્રીજા વર્ગમાં મને ચડવા દેતા ન હતા; પછી રેલ્વે નોકરને તેડી લાવી, દરવાજો ખોલાવી હું અંદર ડબામાં જઈ સંડાસ પાસેની સાંકડી ગલીમાં જમીન પર જઈ બેઠો ગાડી ચાલુ થતાં ડબામાંથી ૫-૭ જણ ઉતરી ગયા, બાકી થોડા જ રહ્યા. તેમણે મને બાંકડા પર બેસવા કહ્યું પરંતુ મને તો આવી સ્વાર્થી રીત જોઈ બહુ જ લાગી આવ્યું અને તેમની માગણી સ્વીકારી નહિ અને અમદાવાદ સુધી જમીન પર જ સૂઈ રહ્યો."

આ ભાઇએ સાંકડા રસ્તામાં પડ્યા રહી અગવડ ભોગવી પણ પાછળથી તેમને મહેરબાની દાખલ આપવામા આવેલી જગ્યા લેવાની તેમણે ના પાડી તેને સારૂ તેમને ધન્યવાદ આપું છું જેઓએ જગ્યા આપી તેઓ જો જગા પણ વિનય વાપરવા ઇચ્છત તો જેવા તે ભાઇ ડબામા ગયા તેવા જ તેમને જગ્યા આપી દેવી જોઇતી હતી. વિવેક તો એ સૂચવે છે કે સાકડ છતાયે કોઇ ઉતારૂ ચઢી આવે તો તેને જગ્યા આપીએ. ખરી વાત એ છે કે આપણે હજુ કૌટુંબિક ભાવનાથી બહુ આગળ ગયા નથી સગાને સારૂ સાકડ ભોગવવાનો ધર્મ આપણે શીખ્યા છીએ. ઓળખીતાને સારૂ પણ કંઇ કરીએ ખરા. આ બન્નેમા કંઇ ગુણ નથી. એક ત્રીજો વર્ગ છે તેને સારૂ પણ આપણે અગવડ ભોગવીએ છીએ. તે વર્ગ બળિયાનો. આમા દોષ છે. પણ જે મુસાફર બિચારા ગરીબ હોય તેમની તો હોય એ પણ જગ્યા છીનવી લેવા આપણે તૈયાર થઇ જઇએ છીએ. જો પ્રજાભાવના કેળવવા ઇચ્છીએ તો આપણો ધર્મ છે કે આપણે ગરીબને તો પહેલી સગવડ કરી આપીએ. આપણો પાડોશી (ઓળખીતો ન હોય ત્યારે વિશેષે) ભૂખ્યો હોય તો તેને જમાડી જમીએ, તરસ્યો હોય તો તેને પાઇને પીઇએ, આપણી સગવડ જતી કરી તેને સગવડ કરી આપીએ. એવો રિવાજ માત્ર પ્રજાના માણસો તરફ જ રાખીએ તો તે પ્રજાભાવના થઇ અને મનુષ્ય માત્ર તરફ એમ વર્તીએ તો તે ધર્મભાવના થઇ. ધર્મભાવના ન કેળવવી હોય તોયે પ્રજાભાવના તો કેળવીએ

# મહેતાઓની વિટંબણા

**રા.** પોપટલાલ તાનજી અમને મહેતાઓને પડતા દુ:ખો વિષે ચર્ચાપત્ર મોકલે છે તેમા જણાવે છે કે ઘણા વેપારીઓ અસભ્યતા વાપરે છે, અનેક પ્રકારના મેણા મારે છે ને મહેતાઓની પાસે બહુ કામ લે છે. શેઠોને છાજે છે કે તેઓ પોતાના નોકરો — પછી તે મહેતા હો કે દરવાન — પર રહેમ નજર રાખે ને વિવેક વાપરે. પણ માત્ર શેઠનો જ વાક હશે? ગુલામીમા ગુલામોનો હિસ્સો પણ હમેશાં ઓછો નથી હોતો. નોકરની વફાદારી તેના પ્રામાણિકપણામા ને તેના ઉદ્યોગમા છે. તે અયોગ્ય વર્તણુકની બરદાસ કરવા બંધાએલ નથી. નોકરો એટલા હતાશ થએલા જોવામાં આવે છે કે નોકરીને પોતાનુ સર્વસ્વ ગણે છે. આવી લાચારીમાંથી નીકળી જવાની તેઓની ફરજ છે. અમે માનીએ છીએ કે જ્યા મનુષ્ય પ્રામાણિકપણે ઉદ્યોગ કરવા ઇચ્છે છે, જેનું શરીર સારૂં છે ને જેને મજૂરી કરતા શરમ નથી લાગતી તેને પોતાની આજીવિકા મળવામા મુશ્કેલી હોતી જ નથી. દેશના અનેક ચળવળો સાચા ને ઉદ્યમી લોકોના અભાવે ઢીલી રહી છે તેમા નોકરિયાત મનુષ્યોનો સમાવેશ થઇ શકે છે એટલે અમે નોકરવર્ગને દીન બની જવાને બદલે ટટાર થવાની સલાહ આપીએ છીએ. જ્યાં અપમાન થાય, જ્યાં અતિ વેઠ કરવી પડતી હોય, જ્યા પોતાનું શરીર ઘસાઇ જતું હોય ત્યા તેઓએ નોકરી કરવાની કશી આવશ્યકતા નથી. પ્રજાજીવન આગળ વધે તેના પહેલાં અસંખ્ય સ્રીપુરુષોને સ્વમાનનું ભાન થવાની જરૂર છે.

# વેપારીઓની નોકરો પ્રત્યે ફરજ

"અનિયમિતપણે લાંબો વખત કામ કરવાની નોકરી વિષે ઘણી ફરિયાદો થાય છે; તેમાં ખાસ કરીને શરાફોની સેવા-નોકરી કરનાર ભાઇઓની તો ઘણી સખત હોય છે. હાલમાં રહેઠાણ માટે મુંબઈ જેવા શહેરમાં અસુખાકારીવાળા લત્તામાં અને ઘરોમાં રાતદિન વસવાટ કરીને, સેળભેળવાળો ખોરાક — જે મળે તે પર ગુજરાન ચલાવતા અને દૂધનાં દર્શન પણ અનિયમિત કરનાર ભાઇઓને જે હાડમારી સાથે નોકરી કરવી પડે છે, અને તેમાં તન અને મન બંનેની જે ખરાબી થતી રહે છે તે પર તાકીદે ધ્યાન દેવાની સૌની ફરજ છે. અલબત્ત, આનાં કારણો તપાસતાં મુખ્ય કારણ અત્યારની વ્યવહાર-પદ્ધતિ જ માલુમ પડે છે એમાં સુધારો થવાથી ઉપર જણાવેલ ખરાબ સંજોગોથી નિપજતાં માઠાં પરિણામો દૂર કરવાનો પ્રસંગ નજીક લાવવાનું બની શકે છે. એ પણ વાત સમજવા જેવી છે કે કામ અને ઉદ્યોગધંધો શેઠ અને નોકરોને સરખી રીતે વળગેલાં છે, અને તેની અસર પણ ઘણીવાર બંને પર એક સરખી જ થતી માલુમ પડે છે. શેઠની બાબતમાં એટલી રાહત રહે છે કે પોતાનું કામ બીજાને સોંપી શકે છે; અને પૈસાની છૂટ ને સ્વતંત્રતાનો ધાર્યો લાભ લઇ શકવાની એવી સ્થિતિમા તે હોય છે કે તેવી સગવડ નોકરોને સામાન્ય રીતે હોતી નથી.

"વ્યવહારપદ્ધતિ તરફ ઉપર લક્ષ ખેંચ્યું છે તે પણ ઝીણી નજર ફેરવવાથી માલુમ પડશે કે રોજના કાર્યની શરૂઆત દેશાવરની ટપાલ મળ્યેથી થાય છે અને તે ટપાલનો જવાબ ગયે અંત આવે છે ઘણુંખરું ટપાલનો વખત સવારના (સ્ટા ટા.) ૧૦-૩૦ થી સાંજના ૭-૩૦ સુધીનો રહે છે તે કલાકોમાં કોટમાની ઑફીસો અને બૅંકોના સમયોનો અને બીજાં બજારોના સમયોનો સમાવેશ થઇ જાય છે હુંડીનો દેખાડ સાડાત્રણ સુધી થાય છે, તેનાં નાણા સાંજના ૬-૩૦ સુધીમાં ચૂકવાય છે; અને તેનો તેમજ થએલ કામકાજનો જવાબ ૭-૩૦ સુધીમા દેશાવરના ઘરાકોને ટપાલ માર્ફત અપાય છે હવે થોડે નાણે ને કરકસરથી વેપાર કરનારાઓ માટે એવી સગવડ રખાએલી માલુમ પડે છે કે લેવડદેવડના — માલના — હિસાબ સમજવાની ને નાણાં ચૂકવવાની રાત્રના ૮-૩૦ સુધીની છૂટ વ્યાપારી મંડળોએ ઠરાવ કરીને આપેલી છે આને લીધે નોકરોને તે નાણા લાવી ધણીને સોંપી દેવા માટે રાત્રિના દસ વાગતાં સુધી પણ નોકરીમાં ખેંચાવું પડે છે. કોઈ કોઇ પેઢીઓ રાત્રિના હિસાબો ન સમજતી હોય તે સવારના ૮-૩૦ થી ૧૦-૩૦ સુધીમા પણ હિસાબ સમજે છે એટલે સવારના બીજા બે કલાક નોકરીમા વધે છે આ રીતે બધી તરફથી સંકળાએલ વેપારી અને તેના નોકરને ધંધામાં ૮-૩૦ થી રાત્રિના ૧૦-૦ સુધી જોડાવાની અગર તે બાબત ચિંતા કરવાની ફરજ પડે છે

"હવે તેને લીધે નોકરને જરૂરી ખુલ્લી હવાનો લાભ, વિશ્રાન્તિ, કુટુંબસુખ અગર આનંદનાં અન્ય સાધનો નિયમિત મળતાં નથી શેઠોને પણ કેટલીક વાર આ હેરાનગતિથી વાકેફ થવું પડે છે. તે અટકાવવાનો અને તેની સાથે વ્યવહારપદ્ધતિ જાળવવાનો નીચલો ઉપાય સૂચના તરીકે રજૂ કરવામાં આવે છે; જે આશા છે કે સર્વમાન્ય થશે. જે ધંધો સાજના સાડાસાત પછી ચાલે છે તે બંધ કરવાનો દરેક વેપારી મંડળ ઠરાવ કરે અર્થાત હિસાબ સમજવાની ને નાણાં ચૂકવવાની ફરજ સવારના સાડા દસ પહેલાં કે સાજના સાડા છ પછી કોઇને પણ ન રહે તેવો ઠરાવ થાય થએલ કામકાજનું નામું માંડવા

જે માણસો રોકાય તેમને દિવસના વધુમાં વધુ આઠ કલાકથી વધારે વખત કામ કરવાની ફરજ ન રહે."

આથી સવ કાયનો નિકાલ સવારના સાડા દસથી સાંજના સાડા સાતમાં આવી જશે. વેપારીવર્ગ — બન્ને શેઠ અને નોકરો — જો વધારે નિયમિતતાથી, એક સરખી રીતે, શાંતિ અને સમજણપૂર્વક કાર્ય લેશે તો જે કામ પાંચ આંટા ખાતાં થતું હશે તે એક આંટે પતશે; જે કાર્ય ફરીફરીને સંભાળતાં પણ પૂરૂં ન થતુ હોય તે એક વખતની મહેનતથી પાર પડશે; જે કાર્યમાં સમજફેર ઝાઝી થતી હોય ને બોલાચાલીમાં વખત તેમજ મિજાજ ખોવાતાં, હોય તે અટકશે; અને અરસપરસના કામનો નિકાલ કરવામા ઝડપ વધવા સાથે મિઠાશ પણ વધી શકશે આ રીતે ઓછા વખતમાં વધારે ઝડપથી અને સહેલાઇથી કામ થશે, તેનો શ્રમ મનને કે તનને ઘણો ઓછો લાગશે; એનો લાભ શેઠ તેમજ નોકર બન્નેને મળશે. ઓછા વખતમાં નિયમિત કાર્ય થવાથી કામનો કંટાળો ઘટવા સાથે જીવન વધારવાનાં — જીવનનો આનંદ લેવાનાં સાધનો વધારે સુલભ થશે, પણ તે સઘળું ત્યારે બને કે જ્યારે આગળ કહ્યુ છે તેમ સવારના સાડા દસ પહેલાં અને સાંજના સાડા સાત પછીનું કાર્ય ફરજ તરીકે ન રહે. તેવા મંડળો દ્વારા જ ઠરાવ થાય આ કાર્ય એક જ મંડળની શક્તિ બહાર છે. સૌ સાથે નિશ્ચય કરશે તો સૌને પરિણામે લાભ રહેશે.

'સર્વોદય' "

લખનાર મુબઇના સંભાવિત વેપારી છે. મુબઇના ઘણા નોકરોની દુઃખદાયક રાવ અમે ઘણીવાર સાંભળી છે. તેઓની પાસેથી વહેલી સવારથી તે રાત્રિના દસ દસ વાગ્યા સુધી કામ લેવામા આવે છે. પરિણામે તેઓ નથી ધર્મધ્યાન કરી શકતા, નથી પોતાનું શરીર સાચવી શકતા અને નથી અભ્યાસને સારૂ વખત બચાવી શકતા. પ્રજાના નોકરવર્ગની

આવી દયામણી સ્થિતિ જ્યાં હોય ત્યા પ્રજાજીવન ખામીવાળું ગણાય. વેપારી અને નોકર વચ્ચેનો સંબંધ પિતાપુત્રના સંબંધ જેવો અરસપરસ લાગણી અને વફાદારીવાળો હોવો જોઇએ. નોકરની લાગણી અને વફાદારીનું પરિણામ એવું જોઇએ કે નોકર જરૂર પડયે પોતાના શેઠ સારૂ પોતાનો જાન બક્ષે, હમેશા શેઠ પ્રત્યે પ્રમાણિક રહે. શેઠની વફાદારી કામ લેતાં, નોકર ઉપર દયા રાખવામા, તેના આરોગ્યનું રક્ષણ કરવામાં અને તેની આર્થિક સ્થિતિ સુધારવામા રહેલી છે. આવી અરસપરસ ફરજ જયા સમજવામા આવે ત્યા પરિણામ ઘણાં સુંદર જોવામા આવે. અહી આપણે અંગ્રેજોની નકલ સારી રીતે કરી શકીએ છીએ. સામાન્ય રીતે નોકરોને કામ કરવાના અમુક કલાક જ હોય છે, અને તે એટલા ઓછા પ્રમાણમાં હોય છે કે જેથી નોકરોને પોતાના ઘરકાર્ય સારૂ, વ્યાયામ સારૂ અને જો તે ધાર્મિક વૃત્તિનો હોય તો ધર્મ-ધ્યાનાદિ સારૂ તેને વખત રહે છે જેટલું કામ અંગ્રેજ શેઠ પોતાના નોકર પાસેથી આઠ કલાકમાં લે છે તેટલુ ઘણી વેળા આપણા શેઠો પોતાના નોકર પાસેથી સોળ કલાકમાયે નથી લઇ શકતા.

શેઠોની આગળ તેમના સ્વાર્થનો પ્રશ્ન હું મૂકવા ઇચ્છું છું. નોકરોની પાસેથી દસ કલાક, બાર કલાક કે ચૌદ કલાક કામ લેવામા તેમને પણ અટવાઇ રહેવું પડે છે. આપણે કાંઇ આખો દહાડો આપણા વેપારનો જ વિચાર કરવાને જન્મ્યા નથી. વેપાર એ એક સાધન છે. તે સાધ્ય બની આપણી ઉપર સ્વારી કરે છે ત્યારે આપણે ગુલામ બનીએ છીએ. એ દશામાથી વેળાસર છૂટવું એ વેપારીની ફરજ છે.

જ્યા પ્રજાજીવનમા નિર્દોષ આનંદ મેળવવાનો વખત નથી કે મેળવવાના સાધનો નથી ત્યા .પ્રજા ઘસાય છે. જેમ મનુષ્યને નિદ્રાની જરૂર છે તેમજ વ્યાપારાદિ ચિંતાઓમાથી મુક્ત રહી ઘડીભર બાળકની જેમ વિનોદ કરવાની અને નિશ્ચિંત થવાની પણ જરૂર છે. તેમ થાય તો પ્રજા નિત્ય નવજીવન પામે અને જેમ હમેશાનો અરુણોદય આપણને તાજો જ લાગે છે તેમ પ્રજાજીવન પણ જ્યા નિર્દોષ આનદો મળવાના સાધન અને સમય રહ્યા છે ત્યા નિસ્તેજ અને કરમાએલ દેખાવાને બદલે તેજસ્વી ને પ્રફુલ્લિત લાગશે. આ વિચારની હું શેઠીઆઓને ભેટ કરૂ છુ, તેમને વિચાર કરવા વીનવું છુ અને 'સર્વોદય' ની સૂચનાનો કોઇ પણ પ્રકારે અમલ કરવા ભલામણ કરૂ છુ.

# નોકરોની સ્થિતિ કેમ સુધરે?

'નવજીવન' નિયમસર વાચનારને યાદ હશે કે તા. ૨૧મી સપ્ટેમ્બરના અંકમા 'સર્વોદય' નામે એક ચર્ચાપત્રીએ મજૂરોના કામમા કલાકો ઘટાડવાની સૂચના કરેલી તે ઉપર 'વિરાગી' ઉપનામથી લખનાર એક શિક્ષિત વેપારીએ પોતાના વિચારો જણાવ્યા છે. તેમા તે લખે છે: "કેવળ કાપડના બજારમા નોકરવર્ગની સંખ્યા આશરે દસ હજારની હશે. એ જ પ્રમાણે રૂ, સૂતર, કરિયાણું, અનાજ તથા શરાફી વગેરે ધંધાને વિષે સમજવું. નોકરોને ઘણે ઓછે પગારે લાંબો વખત કામ કરવું પડે છે તેમા યોગ્ય ફેરફાર થવો જોઇએ."

એ સ્વીકારતા છતા 'વિરાગી' કહે છે કે "આ સર્વ મુશ્કેલીઓ દૂર કરવાનો રામબાણ ઉપાય એ સહકાર જ છે. જુદા જુદા ધંધાના નોકરો માટે નોકરવર્ગે સહકારી સમાજ સ્થાપી દરેક નોકરને તેના સભાસદ થવાની ફરજ પાડવી. આવી સમાજ નોકરોના ખાવાપીવાની, રહેવાની વગેરે અનેક સગવડો કરી શકે છે. અને આમા શેઠો પોતે નોકરોને મદદ કરે તો ઘણા ઝપાટાથી સહકારનું કામ ચાલી શકે."

આ વિચારો સ્તુત્ય છે એમા તો કંઇ શંકા જ નથી. પણ એક વેળાએ ઉંદરોની સભામા બિલાડીથી ચેતતા રહેવાને સારૂ એક ઉંદરે સૂચના કરી કે બિલાડીના ગળે એક ઘંટ બાધવો જોઈએ અને એમ થાય તો અવાજ થતા સહુ પોતપોતાના દરમા ભાગી જાય. એ વખતે પ્રશ્ન એ ઉઠ્યો કે ઘંટ કોણ બાધશે ? તે પ્રમાણે આવા મહત્કાર્ય નોકરોમાથી કોણ કરશે એ સવાલ ઉઠે છે. મુબઇના નોકરોની આટલી મોટી સંખ્યા જો એકત્ર થાય અને તેઓ એક મતના થઇ શકે તો કામ જરાયે કઠણ નથી. જે માણસને સારો વિચાર સૂઝે તે પોતે તેનો અમલ કરવાનું શરૂ કરે એના જેવી બીજી એકે એ વિચારનો પ્રચાર કરવાની સારી યોજના ન હોઇ શકે. 'વિરાગી' પોતે જ પોતાના વિચાર અમલમા કેમ ન મૂકે ?

## ચમારખાનાં

'ટૅનરીઓ' એટલે ચમારની દુકાનો અને પેઢીઓ. આવી પેઢી આજકાલ હિંદુસ્તાનમાં ઘણી નીકળે છે એમ એક ખબરપત્રી જણાવે છે. વળી તે લખે છે કે આવી રીતે હિંદુસ્તાનનો વેપાર વધે તો એ ઇચ્છવાજોગ નથી, કેમકે તેથી ઢોરોનો નાશ થાય છે.

આમ લખી લખનારે સદ્‌ભાવે જીવદયાનો પ્રશ્ન ઉઠાવ્યો છે. અમને લાગે છે કે ચમારની દુકાનોથી હિંસામા વધારો થવાનો નથી. ચમારોની દુકાનો વધતા ઢોરો વધારે મરશે એમ માનવાને કશું કારણ નથી. મૂએલા ઢોરનાં ચામડાનો ઉપયોગ નિર્દોષ છે એમ અમારી માન્યતા છે. ચમારનો ધંધો આવશ્યક છે. માણસોને જોડા વિના ચાલવાનું નથી. ખેતીના ધંધામા ચામડાનો હરઘડીએ ઉપયોગ છે. પાણી ખેંચવાના અસંખ્ય કોસો પણ ચામડાના જ બને છે. એ ધંધાથી લાખો રૂપિયાની કમાણી થાય છે.

એ ધંધો હાલ ચમારોના અને મોચીઓના હાથમાં છે. તેમના હાથમાથી મોટી પેઢીઓના હાથમા જઈ ચમારો અને મોચીઓ ભૂખે ન મરે એનો બંદોબસ્ત આપણે કરવાનો છે.

જો આપણે ચેતીએ નહિ તો પરિણામ અમે ધાસ્તી રાખીએ છીએ તેવું જ આવશે. આપણે આપણા કારીગરોની

દરકાર જ નથી કરી. કારીગરોને ‘વસવાયા’ ઠરાવી તેઓનો અનાદર કરી દેશને નુકસાન પહોંચાડ્યું છે. કારીગરી હલકી ગણી, મહેતાગીરીને ટોચે ચઢાવી ગુલામી સ્વીકારી છે. કડિયા, મોચી, સુતાર, લુહાર, હજામ વગેરે વર્ગને ઉતરતા માની આપણે તેઓને દબાવ્યા છે. તેઓના ધંધામાંથી, તેઓના ઘરમાંથી વિનય, વિદ્વત્તા, સજ્જનતા, સભ્યતા આપણે હરી લીધાં છે. પરિણામ એ આવ્યું છે કે એમનું જીવન શુષ્ક બન્યું છે અને એઓ પોતે પણ તે જીવનને ઉચ્ચ નથી માનતા. તેથી તેઓ શાળાનું જ્ઞાન મેળવે છે તો પોતાનો ધંધો છોડી દે છે, પોતાના ધંધાથી શરમાય છે. મોચી ભણીને પોતાનો ધંધો છોડે છે; દરજી ભણે એટલે સોય છોડે છે; વણકર ભણીને સાળની સાથે વેર બાંધે છે ને ભંગી તો ભણે ને પાયખાના સાફ કરે એમ બને જ કેમ? જો આપણે હાથ-પગની મહેનતથી થતા ધંધાની અવગણના ન કરી હોત તો આવી કઠિન દશામાં ન આવી પડત, અને ગ્રૅજ્યુએટોને ભંગીનો ધંધો કરતાં પણ શરમ ન આવત.

જીવદયા વિષે પણ આપણામાં વિચિત્ર વિચારો પ્રવર્તે છે. જીવદયાની શરૂઆત આપણી પોતાની જ જાતિથી એટલે મનુષ્યજાતિથી થવી જોઇએ તેને બદલે પશુજાતિના જીવ છરી વડે ન લઇએ તેમાં જીવદયાની સમાપ્તિ માનીએ છીએ. પશુઓ પર દયા રાખવી આવશ્યક છે, પણ મનુષ્યજાતિ ઉપર પણ તેટલી જ દયાની આવશ્યકતા છે. વળી જીવદયાને બહાને કે નામે આપણે દોરાઇ ન જવું એ યાદ રાખવાનું છે. મૂએલાં ઢોરનાં ચામડાંનો ઉપયોગ ‘જીવતા ઢોરની ખાલ ઉખેડવા’ની વાત કરીને વખોડવો એ ન્યાય નથી, સત્ય નથી.

# નાગરિકનું કર્તવ્ય

**તા.** ૨૬–૮–૨૪ના રોજ અમદાવાદ મ્યુનિસિપાલિટીએ ગાંધીજીને માનપત્ર આપ્યું હતું, તેનો ગાંધીજીએ વાળેલો ઉત્તર નીચે પ્રમાણે:

"આપે જે સુંદર માનપત્ર આપ્યું છે તે માટે આપનો સૌનો આભાર માનું છું વળી આ ક્રિયા જોવાને માટે આપ જે ભાઈબહેનો આવ્યા છો તેમનો પણ હું બહુ આભારી છું. પણ હું એને માટે લાયક નથી. એમ કહેવામાં નથી આત્મનિંદા કે નથી અલ્પોક્તિ. મને લાગે છે કે કોઈ પણ શહેરી પોતાના શહેરની મ્યુનિસિપાલિટી તરફથી માનપત્ર લેવાને અધિકારી થાય તે માટે તેણે શહેરની કાંઈ વિશેષ સેવા કીધેલી હોવી જોઈએ. મને ખબર છે કે મેં તો શહેરની કશી જ સેવા નથી કરેલી અને જે સેવા માટે મને માનપત્ર આપવામાં આવ્યું છે તેને માટે મને તે આપવાની કશી જ જરૂર નહોતી. પણ હું જાણું છું કે એ માનપત્ર મને મળે છે તેનું કારણ એ છે કે તમારામાંના ઘણા, બીજા ક્ષેત્રમાં મારા સાથીઓ છો, અને આપણે બધા એવા દેશની પ્રજા છીએ કે જે દેશ જરાક સરખા કામને માટે કામ કરનારને છાપરે ચઢાવે છે.

એક સમય એવો હતો કે જ્યારે મને તીવ્ર ઇચ્છા હતી કે હું શહેરની સેવા કરૂં. એ સમય એ જ કે જ્યારે તમારામાંના કેટલાક મિત્રોનો નોતરેલો હું અમદાવાદમા રહેવા આવ્યો. મને તે વેળા થએલુ કે તમારી સેવા કરીને મારૂં અમદાવાદમા રહેલું સફળ કરૂ. જ્યારે તમે બધા મને નહોતા જાણતા ત્યારે અહીંના એક શહેરી ડા. હરિપ્રસાદ મને જરૂર જાણતા હતા. અમે બન્ને મળતા ત્યારે શહેરસુધરાઇની, લોકની સુખાકારીની ખૂબ ચર્ચા કરતા. દક્ષિણ આફ્રિકાના મારા શહેરી જીવનની અને શહેરસેવાના અનુભવોની હું તેમની સાથે આપલે કરતો. મને ત્યાની લડાઇમા અનુભવ મળ્યો એ તો સુભાગ્ય. પણ શહેરની સેવા કરવાનો પણ અવસર મળ્યો હતો—એ વાતની તમને કોઇને ખબર નથી, અને એ ઠીક જ છે કે ખબર નથી, કારણ મૂંગી સેવા એ જ ઉત્તમ અને સાચી સેવા છે. ડાક્ટર અને હું એકબીજા સાથે વાતો કરતા, અને હુ મારા મનોરથો તેમને જણાવતો. એક સેવકમંડળ બનાવીને શહેરની ગલીઓમા, શહેરની પોળે-પોળમા જવાની, અને ભાષણ આપીને નહિ પણ પાયખાના સાફ કરીને, ખાળો ઉલેચીને, બચેલું પાણી કેવી રીતે ઉપયોગમાં લેવાય તે બતાવીને શહેરસુધરાઇનો પદાર્થપાઠ આપવાની અમારી મુરાદ હતી. અમદાવાદ જેવું ધનિક શહેર શોભીતું હોવું જોઇએ, તેમા બગીચા હોવા જોઇએ કે જેમા બાળકો ક્રીડા કરે એ પણ અમારી મુરાદ હતી. પણ એ બધા માટે પૈસા મ્યુનિસિપાલિટી ક્યાથી કાઢે? એટલા માટે કર તો ન જ વધારી શકાય. એ તો અસંભવિત જ વાત લાગી, એટલે અમે વિચારેલું કે ભિક્ષાની ઝોળી લઇને નીકળી પડીશું,

અને અમદાવાદના ધનાઢયો પાસે જમીનનું દાન માગીશું. તેમની પાસે શહેર બહારની ફાજલ જમીન લેવડાવીશુ, અને તેમાં બગીચા બનાવરાવીશું. પ્રજાને આરોગ્યનું જ્ઞાન આપવું, બહાર પરાં રચવા, લોકોને તેમા રહેવાનું સમજાવવું અને સુખાકારીમા રહેતા બનાવવા. અમારી એવી પણ મુરાદ હતી કે શહેરના દરેક બાળકને અને સ્ત્રીને સસ્તું દૂધ મળી શકે એવી યોજના કરવી, અને અમે એવા વિચાર ઉપર આવેલા કે દૂધ પૂરૂં પાડવાનું મ્યુનિસિપાલિટીએ જ કામ ઉઠાવવું જોઇએ. અમે એ પણ વિચારી રહ્યા હતા કે એક પણ બાળક એવું ન હોવું જોઇએ કે તેને શિક્ષણના સાધનને અભાવે શિક્ષણ ન મળે. જીવણલાલભાઈએ તો એવી પણ સૂચના કરેલી કે મારે મ્યુનિસિપાલિટીમાં દાખલ થવું. જો હું તેમ કરવા ધારૂં તો મારે માટે એક જગ્યા ખાલી કરાવવાનું પણ બની શકે એમ તેમણે મને કહેલું.

પણ એવામા એક વંટોળીઓ આવ્યો. તેમા પણ આપણે બધા સંડોવાયા. એ રોલેટ ઍક્ટના વંટોળીઆમા ઘણા નિર્દોષ અને સદોષ માર્યા ગયા. મેં મારી હિમાલયના જેવડી મોટી ભૂલ કબૂલ કરી. હજુ એ જ વંટોળીઓ બીજે પ્રકારે વાય છે જ. તેને આપણે વારી નથી શક્યા, અને વારવાના બાળકના જેવા પ્રયત્ન કરી રહ્યા છીએ. એટલે મને પોતાને તો લાગે છે કે એ બધી મુરાદો પાર પાડવાની નવરાશ મારે માટે તો નથી રહી; મનની બધી મનમાં રહી ગઇ.

પણ હું એમ શા સારૂ માની લઉં કે મ્યુનિસિપાલિટીમા હું રહ્યો હોત તો અમારા બધા ધારેલા ફેરફારો કરાવી શક્યો

હોત? એમ કેમ કહેવાય કે અગાઉના બધા પ્રમુખો અને તમારા સાથી સભ્યોને, મને જે વિચારો આવ્યા તે ન આવ્યા હોય? મારાથી એમ કેમ કહેવાય કે એમણે કશો પ્રયત્ન નથી કર્યો? હું કેમ ન જાણું કે આવી યોજનાઓનો અમલ કરવામાં મુશ્કેલી નડે છે? પણ અમદાવાદની ગંદકી જોઇને મારૂં હૃદય રડે છે. અમદાવાદ જેવા ધનાઢ્ય ગામમા આટલી ગંદકી કેમ, આટલો ભૂખમરો કેમ એમ મને થયાં જ કરે છે એવા ધનાઢ્ય શહેરમાં બગીચા શા સારૂ ન હોય? પણ મારાથી કેમ કહેવાય કે હું મ્યુનિસિપાલિટીમા હોત તો એ બધું કરી શકત? હું તો નિરાભિમાની થઇને એટલું જ કબૂલ કરી લઉં કે ઇશ્વરે જે કર્યું તે સારૂં જ કર્યું. કદાચ મને નામોશી જ મળી હોત, કારણ નામોશી તો મારે કપાળે લખેલી છે. કપાળે નામોશી ન લખી હોત તો આજે તમારી પાસેથી આ માનપત્ર ચોરી જવાને માટે હું ઉભો રહું? ચોરી એ નામોશી તો ખરી જ ને?

પણ તમારી ઉદારતાનો પાર નથી. ઇશ્વિર મારા શુભ હેતુઓ ધ્યાનમાં લે, મારા ગુન્હાઓને માફ કરે, તમે પણ માફ કરો; પણ મારા શુભ ઉદ્દેશ ધ્યાનમાં લેવા યોગ્ય લાગે તો લેજો એટલી જ વિનંતી કરૂં. મેં તો આદર્શ શહેરી જીવનની કલ્પના આપની આગળ મૂકી છે. એ તમારા લક્ષની બહાર ન રહે તો હું કૃતકૃત્ય થયો. હમેશ આપના માનપત્ર માટે હું ફરી પાછો આપનો આભાર માનું છું"

# જ્ઞાતિબહાર

જે સમાજના મહાજન વગરવિચારે કેવળ મોહથી, વહેમથી, અજ્ઞાન કે ઇર્ષ્યાથી દોરવાઇ જઇ બહિષ્કાર કરે છે તે સમાજમાંથી આપણો ત્યાગ થવો એ તેમાં રહેવા કરતાં ઇષ્ટ છે; કેમકે એક પણ સત્યનિષ્ઠ વ્યક્તિનો ત્યાગ સમાજ કરે તો તેમાં બીજા સત્યનિષ્ઠ કેમ રહી શકે ?

આ તો એક સિદ્ધાંતની વાત થઈ એનો અમલ હમેશાં ન થઇ શકે, તોપણ તે યાદ રાખવાની જરૂર છે. આજકાલ મહાજનનો ત્રાસ વધતો જાય છે એમ જોવામાં આવે છે. અંત્યજને જમાડયો એ પણ ગુન્હો ગણનાર મહાજન પડયા છે. અંત્યજને એક પંક્તિએ બેસાડનાર અને તેમાં સંમતિ આપનાર હિંદુ પાપી ગણાય છે. આવા પાપીના સમાજમાં તો જે જે પુણ્યાત્માઓ આપણી વચ્ચે હો તે બધા દાખલ થાઓ.

પણ બહિષ્કાર કેમ સહન થાય? જમણ ન મળે, ધોબીને બંધ કરે, હજામને બંધ કરે, દાક્તરને પણ બંધ કાં ન કરે? છેવટ મારી નાખવાનું જ બાકી રહ્યું ના? બહિષ્કૃત સુધારકમાં મરણ પર્યંત અડગ રહેવાની શક્તિ હોવી જ જોઇએ. અંત્યજની આત્યંતિક સેવા તો વિશુદ્ધ થએલા હિંદુઓ મરીને જ કરશે. જમણની શી અગત્ય? ઘેર બેઠા સ્વયંપાકી થઇને શાતપણે ભોજન કાં ન કરીએ? ધોબી કપડા ન ધુએ તો હાથે ધોઇએ, ને પૈસા બચાવીએ. હજામત હાથે કરવી એ તો આજે સામાન્ય વસ્તુ છે. પણ કન્યાને ક્યા વરાવવી? ને છોકરાને સારૂ કન્યા ક્યાં શોધવી? જો જ્ઞાતિમા જ વર અથવા વધૂ શોધવાનો આગ્રહ હોય તો, ને તે ન મળે તો સંયમ પાળવો. એટલા સંયમની શક્તિ ન હોય તો બીજી જ્ઞાતિમા શોધ કરવી. તેમાંયે નિરાશ થવાય તો અપરિહાર્ય વસ્તુને વિષે ઉદાસીન રહેવું.

વર્ણ તો ચાર જ છે, જ્ઞાતિ ચાર કે ચાળીસ હજાર હો. પેટાજ્ઞાતિઓનો સંગમ તો વધાવી લેવા યોગ્ય છે. નાના વાડાઓથી હિંદુધર્મને ઘણું નુકસાન થયું છે. જે વૈશ્ય છે તે આખા હિંદુસ્તાનની વૈશ્યજાતિમાથી ગમે ત્યા સંબંધ કાં ન શોધે? બ્રાહ્મણ જાતિના અને સમાન શ્રેણીના આચારવિચાર-વાળા ગમે તે બ્રાહ્મણમા ગુજરાતનો બ્રાહ્મણ કાં વરકન્યા ન શોધે? આટલો સુધારો કરવાની પણ આપણી હિંમત ન ચાલે તો હિંદુધર્મ અતિ સંકુચિત થઇ જવાનો ભય છે. બંગાળની કન્યા ગુજરાતમા આવે અથવા ગુજરાતની કન્યા બંગાળમાં જાય એ સર્વથા અનિષ્ટ તો નથી જ. વર્ણ

જાળવનાર જો પેટાજ્ઞાતિને જાળવવા જશે તો પેટાજ્ઞાતિ તો ગઇ જ છે ને વર્ણને ખોઇ બેસવાનો સંભવ છે.

આજે વર્ણ પણ છિન્નભિન્ન તો થએલ જ છે. વિચારવાન સ્ત્રીપુરુષોએ આ વિષયનું મંથન કરવાની પૂરી આવશ્યકતા છે. પ્રથમ તો ગુજરાતના વર્ણો મળી પોતાનો વ્યવહાર વિસ્તારે તો કેટલું આગળ વધ્યા ગણાય? બધા વર્ણો પોતાની અનેક પેટાજ્ઞાતિઓને એક ન કરી દઇ શકે?

જો વિચાર કરવા જેટલો ઉત્સાહ પણ પેટાજ્ઞાતિઓના મહાજનોમા ન રહ્યો હોય તો વ્યક્તિઓએ પહેલ કરવાની આવશ્યકતા છે.

પણ મારે વાત તો બહિષ્કારની કરવી હતી. પેટાજ્ઞાતિ વિષે મેં વિવેચન કર્યું છે તે બહિષ્કૃતની શાંતિને ખાતર. જુલમ ઘરનો હોય કે બહારનો, તેને દૂર કરવાનો ઉપાય એક જ છે. બહિષ્કૃતનો માર્ગ અત્યારે તો ઘણો જ સરળ છે. પણ ધારો કે આપણા અત્યારના વાતાવરણમાં પેટાજ્ઞાતિથી બહિષ્કૃત થએલો માણસ વર્ણબહાર પણ થઇ પડે તો? તોયે શું? એકાકી ઉભવાની શક્તિ મેળવનારા સુધારકો અત્યારે હિંદુસ્તાનમા દરેક સ્થળે જોઇએ છે.

પણ એમ એકાકી ઉભવાની હિંમત કરનાર શુદ્ધ વ્યક્તિ જે હોય તેને રોષ ન હોય, તેને દ્વેષ ન હોય, તે સહનશીલ હોય, તે જાલિમનો તિરસ્કાર ન કરે, તે જાલિમનું પણ ભલું ઇચ્છે, ને અવસર મળ્યે તેની સેવા કરે સેવા કરવાનો ધર્મ કોઇ કદિ ન છોડે. સેવા લેવાનો અધિકાર તો છે જ કયા? ધર્મ તો કહે છેઃ ‘ હું સેવા જ છું. મને વિધાતાએ અધિકાર આપ્યો જ નહિ.’ જેને મળ્યું નથી તે ખુએ શું? બહિષ્કૃતે

સેવા લેવાની ઇચ્છામાત્ર છોડવી જોઇએ. એવાને સેવા મળી રહે છે એવો વિચિત્ર કાયદો ખરો, પણ તેની સાથે સેવકને લેવાદેવા ન હોય. સેવા મળી રહે એવી આશાએ જે સેવાના ત્યાગનો દાવો કરે છે તે તો તસ્કર છે, ને તે નિરાશ જ થવાનો.

અંત્યજસેવકો ! રજકણ જેવા નમ્ર રહી તમને પજવે તેને પજવવા દેજો. પૃથ્વી આપણા પગ તળે કચગાએલી રહે છે છતા આપણને અભયદાન આપે છે, તેથી તેને આપણે માતા કહીએ છીએ, ને રોજ પ્રાતઃકાળે ઉઠી તેને સ્તવીએ છીએ.

'સમુદ્ર જેનું વસન છે, પર્વત જેનું સ્તનમંડળ છે, વિષ્ણુ જેવા રક્ષા કરનાર જેવા પતિ છે તેને કોટિ નમસ્કાર હજો. હે માતા ! અમારા પાદસ્પર્શની અમને રક્ષા દેજે.' આવી માતાની પાસેથી જે ઉત્તમોત્તમ નમ્રતા શીખ્યા છે એવા સેવકોનો બહિષ્કાર થાય એમા તેમને કશી હાનિ નથી.

# વિધવાવિવાહ

એક વિધવા બહેન લખે છે:

"'નવજીવન'માં અવારનવાર અન્ય અગર આપ વિધવાઓ વિષે લખો છો અને તે સર્વમા નાની ઉમ્મરની વિધવાઓનાં પુનર્લગ્ન થાય તો ઠીક એવો અભિપ્રાય હોય છે. આત્મોન્નતિ અપ્રાપ્ય માનનારાઓ તો એવું લખે; પણ આપ એવું લખો ત્યારે તો જબરો આઘાત થાય છે હિંદની અન્ય દેશોના અનુકરણથી થએલી અવનતિમા એટલી ઉણપ છે, તેય શું પૂરી કરવાની છે? "સમાજનું હાલનું ચિત્ર અને સંજોગો જોતા" એમ કેટલાક કહે છે પણ મને તો એ માત્ર વાસનાને પોષવાનુ બહાનું જ લાગે છે. જ્યાં લગી દીવામા — વાસનામાં — તેલ પૂરાયે જશે — ભોગો ભોગવવા રૂપી — ત્યાં સુધી એ દીવો વધારે ને વધારે પ્રજ્વલિત રહેવાનો એનો ખરો ઉપાય તો એને કેમ બુઝવી શકાય તે જોવાનો છે. નાનપણમાંથી જ માના દૂધ સાથે જ છોકરીઓને અને છોકરાઓને એવી કેળવણી અપાય કે તેઓ સંયોગોને અનુકૂળ જીવન જીવતાં શીખે કહેશો 'આમ થતાં તો ઘણો વખત લાગે!' બધી સમાજ કાંઇ પુનર્લગ્નની

હીમાયતી નથી એટલે એ દિશામાં લોકમત અનુકૂળ થતાંયે વખત તો લાગવાનો જ. આમ વખત ગુમાવીને આત્માનો હ્રાસ થાય એવી પ્રગતિ શા સારૂ કરવી? પુનિતા ગાર્ગી અને મૈત્રેયી, ઝાંસીની રાણી અને ચિતોડની પદ્મિનીની જનની હિંદ જ છે તેની દીકરીઓને પુનર્લગ્ન શા સારૂ કરવાં? રેંટિયાના પ્રતાપથી ભરણપોષણનો પણ ઉંચો જીવ રહ્યો નથી. કુટુંબની એક સ્ત્રી વિધવા થાય તેમાં આખાયે કુટુંબના પુણ્યની ઉણપ. તેનું પ્રાયશ્ચિત્ત તેઓ તેના તરફની ઇમાનદારી જાળવીને કરે. તેમાથી લાગવાનાં મિથ્યા ફાંફાં માર્યે કાઇ દહાડો ન વળે બ્રહ્મચર્યના તો આપ હીમાયતી છો. કુદરતથી જ દીક્ષાયલી વિધવા દેશની સુંદર દૃષ્ટાંતરૂપ સેવિકા કાં ન બને? જગતની માતા બની જગતનાં દુઃખ કાં ન હરે? ઘણીયે એવી વિધવાઓ પાંચથી સાત વર્ષની વયમાં વિધવા થએલી મેં જોઇ છે, જેઓ શાંતિ અને સંતોષપૂર્વક પોતાનાં કુટુંબીઓની યથાશક્તિ સેવા કરી રહેલ છે."

લખનાર બહેનને આ કાગળ દીપાવે છે. પણ વિધવાવિવાહના પ્રશ્નનો એથી ફૈંસલો થઇ શકતો નથી. બાળવિધવા ધર્મ જેવી વસ્તુને જ ન સમજી શકે ત્યા વૈધવ્યના ધર્મની વાત જ કેમ કરી શકાય? ધર્મના પાલનની સાથે જ્ઞાનની હસ્તી કલ્પાએલી હોય છે. સાચા ખોટાનો વિવેક ન સમજનાર બાળક ખોટું કરવાનો દોષ કરે છે એમ કેમ કહી શકાય? નવ વર્ષની વિધવા નથી જાણતી કે વિવાહ શી વસ્તુ છે એ નથી જાણતી કે વૈધવ્ય શું છે. એ પરણી જ નથી, ત્યારે એ વિધવા કઇ રીતે થઇ ગણાય? પરણાવવાની ક્રિયા માબાપે કરી. એ બાળા વિધવા થઇ એમ માબાપે માન્યું. એટલે જો વૈધવ્યનું પુણ્ય કોઇને મળતું હોય તો તે માબાપને મળ્યું કહેવાય. પણ નવ વર્ષની બાળાને ભોગે એ

માબાપ પુણ્ય લઇ શકે ખરાં ? અને લઇ શકતા હોય તોયે પેલી બાળાનો સવાલ તો આપણી પાસે ઉભો જ છે. ધારો કે એ વીસ વરસની થઇ. જેમ જેમ સમજણી થતી ગઇ તેમ તેમ તેણે આસપાસના વાતાવરણમાથી સમજી લીધુ કે પોતે વિધવા ગણાય છે. પણ એ ધર્મ તો તે નથી સમજી. વીસ વરસની ઉમ્મરે પહોંચતાં ધીમેધીમે તેનામા સ્વાભાવિક વિકારો પેદા થયા અને વૃદ્ધિ પામ્યા એ પણ આપણે ધારી લો. હવે એ બાળા શું કરે ? માબાપની પાસે તો એનાથી બોલી શકાય જ નહિ, કારણ કે માબાપે સંકલ્પ કરી લીધેલો છે કે હવે જુવાનીમાં આવેલી આ દીકરી વિધવા છે અને તેને પરણવાનું નથી.

આ તો એક કલ્પિત દૃષ્ટાંત છે. પણ આવી હિંદુ વિધવાઓ હિંદુસ્તાનમા એક નથી પણ અનેક છે, હજારો છે. તેઓને વૈધવ્યનું કશુંયે પુણ્યફળ નથી મળતું એ તો આપણે જોઇ ગયા. પોતાના વિકારોને તૃપ્ત કરવાને સારૂ આ જુવાન સ્ત્રીઓ અનેક પાપોમાં ફસાય છે એની જવાબદારી કોણ ઉઠાવે ? મારી દૃષ્ટિએ એ પાપનાં ભાગીદાર માબાપ તો થાય જ છે. પણ એથી હિંદુધર્મ કલંકિત બને છે, દિવસે દિવસે ક્ષીણ થતો જાય છે, અને ધર્મમા અનીતિની વૃદ્ધિ થતી જાય છે. તેથી જ જો કે આ બહેને જણાવ્યા છે એવી જાતના વિચારો હું એક વખતે રાખતો હતો છતા હવે ન ચાલતાં, વિશેષ અનુભવે એવા નિશ્ચય પર આવ્યો છું કે જે બાળવિધવા ઉમ્મરે પહોચતા પુનર્લગ્ન કરવાને ઇચ્છે તેને સંપૂર્ણ છૂટ અને ઉત્તેજન મળવાં જોઇએ, એટલું જ નહિ પણ માબાપોએ ખંતપૂર્વક એ બાળાઓને યોગ્ય રીતે

પરણાવવી જોઇએ. અત્યારે તો પુણ્યને નામે પાપનો પ્રચાર થઇ રહેલો છે.

બાળવિધવાને આમ પરણાવતા છતાં હિંદુધર્મ શુદ્ધ વૈધવ્યથી અલંકૃત તો રહેશે જ. જેણે દંપતીસ્નેહ અનુભવ્યો છે તેવી સ્ત્રી વિધવા થયે ઇરાદાપૂર્વક પુનર્લગ્ન નહિ કરે. તે સ્ત્રીનો સંયમ બાહ્ય અંકુશને આભારી નથી. તે સ્ત્રીને વિવાહિત થવાને સારૂ લલચાવી શકે એવી શક્તિ આ જગતમા નથી. તેની સ્વતંત્રતા હમેશાને સારૂ સુરક્ષિત જ છે.

જયા આત્મલગ્ન નથી ત્યાં આત્મલગ્નનું આરોપણ કરવું એ અનીતિ ગણાય. બાળલગ્નમાં આત્મલગ્નને અવકાશ જ નથી. આત્મલગ્ન સાવિત્રીએ કર્યાં, સીતાએ કર્યાં, દમયંતીએ કર્યાં. તેવાં વૈધવ્ય આવતા ફરી વિવાહ કરે એવું આપણી કલ્પનામાયે નથી આવી શકતું. એવું શુદ્ધ વૈધવ્ય રમાબાઇ રાનડેનું હતું. આજે તેવું વૈધવ્ય વાસંતીદેવીનું છે. એવા વૈધવ્યથી હિંદુ સંસાર શોભે છે, પુનિત થાય છે. બાળવિધવાના માની લીધેલા વૈધવ્યથી હિંદુસંસાર પતિત થતો જાય છે. પ્રૌઢ વિધવાઓ પોતાના વૈધવ્યને શોભાવતી છતી બાળ-વિધવાઓને પરણાવવા સારૂ કટિબદ્ધ થાય અને એ પ્રથાનો હિંદુસમાજમાં પ્રચાર કરે. મજકુર કાગળ લખનારી બહેનના જેવા વિચાર ધરાવનારી બહેનોએ બાળાઓના વૈધવ્ય કાયમ રાખવામાં ધર્મનુ રક્ષણ છે એ વિચારદોષ સુધારવો ઘટે છે.

હું જે નિર્ણય પર આવ્યો છુ તે નિર્ણયનું કારણ બાળાઓનાં દુઃખ નથી, પણ તેનું કારણ મારા હૃદયમા ઉદ્ભવતો આ વિષયપરત્વેનો સૂક્ષ્મ ધર્મવિચાર છે અને તે બતાવવાનો મેં અહીં પ્રયત્ન કર્યો છે.

## આદર્શ વિવાહ

(શ્રી૦ જમનાલાલજીની પુત્રી બહેન કમળાના વિવાહપ્રસંગે વર-વધૂને આશીર્વાદ આપતાં ગાંધીજીએ કરેલા પ્રવચનનો સાર.)

હિંદુ જાતિમા જે વિવાહ થાય છે તેમા આજકાલ ભારે આડંબર રાખવામા આવે છે. ગાનતાન, વાજાંગાજાં, નાચતમાશા, જમણવાર જેવા અનેક પ્રલોભન હોય છે. વિવાહનો ધાર્મિક અંશ લુપ્ત થાય છે. વિવાહને એટલા ખર્ચાળ કરી મૂકવામા આવે છે કે ગરીબને વિવાહ કરવા એ આપત્તિરૂપ થઈ પડે છે. જે વિવાહને વિકારમય બનાવવાને માટે માતપિતા અનેક આડંબર અને આયોજન રચે છે તે વિવાહ વરકન્યાને સંયમમય જીવન ગાળવાને પ્રેરે એ અસંભવિત છે.

બ્રહ્મચર્યનું પાલન એ જ્યા મુખ્ય આદર્શ મનાયો છે તેવા આશ્રમની છાયામાં વિવાહ કેવો? એને ધર્મસંકટ ભલે માનવામા આવે. અહિંસાધર્મમા કોઈની ઉપર બળાત્કાર નથી.

જેને માટે એકાન્તિક બ્રહ્મચર્યનો આદર્શ મુશ્કેલ છે તેને માટે વિવાહ કર્તવ્ય થાય છે. એ ધર્મકર્તવ્ય કરનારને આશીર્વાદ શા સારૂ ન દેવા?

વિવાહ ધર્મવિધિ છે, સ્વેચ્છાચારનું સાધન નથી. જે પોતાના વિકારનો નાશ નથી કરી શકતા તે મર્યાદામાં રહી, વિકારો ઉપર અંકુશ રાખી અનિવાર્ય એટલો વ્યવહાર વિવાહના ધર્મસંબંધથી રાખી શકે છે.

એટલે આ વિવાહને આડંબરરહિત કરી, મારવાડી સમાજને દૃષ્ટાન્ત આપવું, અને આજકાલ સુધારાના નામથી જે અધર્મનો વાયુ ચાલી રહ્યો છે તેને નષ્ટ કરવો એવો નિશ્ચય થયો. મુંબઇ કે વર્ધામાં એ બનવું મુશ્કેલ, એટલે અહીં કરવાનો વિચાર કર્યો. બન્ને પક્ષ, ઇશ્વિરકૃપાથી આને અનુકૂળ થયા.

મારવાડી લોકોમા ધન છે, ધનની સાથે લાગેલાં અનિષ્ટો એ કોમમા છે. છતા ધર્મને લીધે પ્રેમ પણ છે. ધર્મને માટે તેઓ દર વર્ષે લાખો રૂપિયા ખર્ચે છે. આનો મને સંપૂર્ણ અનુભવ છે. એટલે જમનાલાલજીએ ને મેં બંનેએ વિચાર કર્યો કે વિવાહ કેવળ સાદાઇથી કરવામાં આવે એમાં સ્વાર્થ અને પરમાર્થ બંને સધાય જે મહેમાનો આવ્યા છે તેમને નિમંત્રણ એ ભાવથી કરવામા આવ્યું છે કે તેઓ આ સાદા ધર્મવિધિના સાક્ષી થાય અને તે વિષે તેમની સંમતિ હોય તો તેનું અનુકરણ કરે અને કરાવે. હિંદુસ્તાનમાં ગણ્યાગાઠ્યા ધનિક હોવાને લીધે તે ધનિકોનો દેશ બનતો નથી. આ તો કંગાળોનો મુલક છે. અહીં જેટલા લોક ભૂખે મરે છે અને વખતસર અન્ન ન મળવાને લીધે વ્યાધિગ્રસ્ત થાય છે અથવા

ભૂખ ખેંચવાથી જડ બની જાય છે તેટલા દુનિયામા બીજે ક્યાય ન થયા હોય. આવા કંગાળ મુલકના કરોડપતિઓને પણ એવું કામ કરવાનો અધિકાર નથી કે જેથી કંગાળોના પેટમા દર્દ થાય. ધનિક વર્ગ હિંદુસ્તાનમાથી ધન કમાય છે, બહારથી ધન નથી લઇ આવતા. એમ તો બહારના લોકોને દુ:ખ દઇને ધન કમાવું એ પાપ છે. પણ અહીં તો જે કરોડપતિઓ અને લખપતિઓ છે તે કંગાળોને વધારે કંગાળ બનાવીને ધનવાન થએલા છે. હિંદુસ્તાનનાં સાત લાખ ગામડાઓનો ધીમેધીમે નાશ થઇ રહ્યો છે. પશુ અને મનુષ્ય બંનેનો મરો છે. આવી સ્થિતિમા માણસ મસ્ત બનીને ધન ઉડાવી નથી શકતો. ધર્મવિધિ આદરવાને માટે જેટલું ખર્ચ કરવું અનિવાર્ય હોય તેટલું જ કરવું જોઇએ, અને બચે તે ધન પરોપકારમાં વાપરવું જોઇએ કે જેથી કંગાળોનું ભલું થાય, ધનિકોનું પણ ભલું થાય.

આ દૃષ્ટિથી જોતાં આ વિવાહ અનુકરણીય છે. એ એક સામાન્ય સુધારો નથી. આની જડ ખૂબ અંદર જાય છે અને એનું પરિણામ પણ ભારે આવશે. ગરીબ આવું કાર્ય કરે તો તેને લાભ થાય, પણ તે દાખલો ન બેસાડી શકે. તવંગર ગરીબની રીતે રહીને જ સૌને દાખલો બેસાડી શકે. જમનાલાલજી જેઓ ૨૫, ૫૦ હજાર ખર્ચવાની સત્તા ધરાવે છે. તેમણે પોતાની સત્તા ન વાપરતા, કેવળ ધર્મવિધિને માટે આવશ્યક ખર્ચ જ કર્યું એ વસ્તુનું સુંદર પરિણામ આવ્યા વિના ન રહે. કારણ ગીતાજી કહે છે કે શ્રેષ્ઠને સૌ અનુસરે.

આ વસ્તુના અનુકરણમા દેશ અને ધર્મ બંનેની સેવા છે. વરકન્યા બંને અહીં છે. બને સમજુ છે. બંનેએ સમજવું

જોઇએ કે આટલા સૂક્ષ્મ વિચારપૂર્વક કરેલા અને આવા લોકોને સાક્ષી રાખીને કરેલો વિવાહ સ્વચ્છંદને માટે ન હોઇ શકે, વિકારના ગુલામ બનવાને માટે ન હોય. આ દંપતી આદર્શ દંપતી બને એટલા માટે આ વિવાહ આ રીતે ઉજવવામા આવે છે. શાસ્ત્રની આજ્ઞા છે કે કેવળ પ્રજોત્પત્તિને માટે જ વિકારવશ થવાય. આ વાત આપણે ભૂલ્યા છીએ, અને કોઇ આપણને એ વાત બતાવતુ નથી. રામેશ્વરપ્રસાદને હું કહીશ કે સ્ત્રી પુરુષની ગુલામ નથી, અર્ધાંગિની છે. સહધર્મિણી છે, મિત્ર છે. સ્વપ્ને પણ એ કમળાને પોતાની દાસી ન માને. વિવાહ એક નવો જન્મ છે એવું મેં એક વાર કહ્યું છે. આ નવો જન્મ લઇને મર્યાદામય જીવન ગાળનાર આ દંપતી થાય એમ હું ઇચ્છું છું. એ શિવપાર્વતી જેવાં થાય, સાવિત્રી સત્યવાન જેવાં થાય, સીતારામ જેવાં થાય. સ્રીને હિંદુધર્મે એટલું ઉંચું સ્થાન દીધું છે કે આપણે 'સીતારામ' બોલીએ છીએ 'રામસીતા' નથી બોલતા, રાધાકૃષ્ણ કહીએ છીએ, કૃષ્ણરાધા નથી કહેતા. સીતા ન હોત તો રામને કોણ જાણત? સાવિત્રી ન હોત તો સત્યવાનનું નામ પણ કોઇએ ન જાણ્યું હોત. દ્રૌપદી ન હોત તો પાડવોને કોઇ ન ઓળખત.

આ કાર્યનું શુભ પરિણામ આવે. આ દંપતી એવાં થાય કે જેથી મને પશ્ચાત્તાપનો પ્રસંગ ન આવે એમ આપણે ઇચ્છીએ. બંનેને હું આશીર્વાદ આપું છું, બંને દીર્ઘાયુ થાઓ, પોતાના વડીલોને શોભાવો, અને ધર્મની અને દેશની સેવા અને રક્ષા કરો.

# સુધારો કે કુધારો?

એક લેખક જેને હું સારી પેઠે ઓળખું છું તે નીચે પ્રમાણે લખે છે:

"શું પ્રચલિત નીતિ કુદરતી છે? વારંવાર મનમા એ સવાલ થયા કરે છે. વળી આપે નીતિધર્મ લખીને અત્યારની પ્રચલિત નીતિને ટેકો આપ્યો છે હવે એ પ્રચલિત નીતિ કુદરતી છે? મને લાગે છે કે અકુદરતી છે. કારણ આજની નીતિથી જ મનુષ્ય વિષયમાં પશુ કરતાં પણ અધમ થઈ ગયો છે. આજની નીતિની મર્યાદાથી લગ્નવ્યવહાર સંતોષકારક ક્યાંક જ થતો હશે અગર નથી થતો કહું તોપણ ખોટું નથી. જ્યારે લગ્નનો કાયદો ન હતો ત્યારે કુદરતના કાયદા મુજબ સ્ત્રીપુરુષનો સમાગમ થતો અને એ સમાગમ સુખરૂપ હતો. આજે નીતિનાં બંધનો આવ્યાં ત્યારે એ સમાગમ એક જાતનું દરદ થઇ પડ્યો છે. એ દરદમાં આખું જગત ફસાણું છે અને ફસાતુ જાય છે

હવે નીતિ કોને કહીએ? એકની નીતિ તે બીજાની અનીતિ છે. એક એક જ પત્નીનો વિવાહ કબૂલ રાખે છે બીજા અનેક પત્ની કરવાની છૂટ આપે છે. કોઈ કાકામામાનાં છોકરાંઓની સાથે વિવાહ-સંબંધને ત્યાજ્ય ગણે છે, ત્યારે કોઇ છૂટ આપે છે. ત્યારે હવે કોને નીતિ સમજવી? હું તો કહું છું કે લગ્ન એ સામાજિક બંધારણ છે. એને ધર્મ સાથે કાંઇ લાગતુવળગતુ નથી. આગલા મહાપુરુષોએ દેશકાળાનુસાર નીતિ ઘડી છે.

હવે એ નીતિએ જગતની કેવી પાયમાલી કીધી છે તે તપાસીએ.

૧ પ્રમેહ, ઉપદંશ જેવા રોગ આવ્યા. પશુઓમાં એ રોગ નથી. ત્યાં કુદરતી સમાગમ છે.

૨. બાળહત્યા કરાવી આ લખતા મારૂં જીગર કંપે છે. કેવળ આ નીતિના કાયદાને લઇને એક કોમળ માતા ક્રૂર બની પોતાના બાળકનો નાશ પોતાને હાથે ગર્ભમાં અગર બહાર આવ્યા પછી કરે છે.

૩ કજોડાં, બાળલગ્ન ઇત્યાદિ અપસંદગીના સમાગમ. આવા સમાગમે જ આજે જગતને તેમા પણ વિશેષે હિંદને માયકાંગલું બનાવ્યું છે

૪ જર, જોરૂ અને જમીન એ ત્રણના કજીયામાં જોરૂના કજીયા પ્રથમપદે છે એ પણ આજની પ્રચલિત નીતિને જ લઇને છે.

ઉપલાં ચાર કારણો સિવાય બીજાં પણ હશે મારી દલીલ ખરી હોય તો પ્રચલિત નીતિમા સુધારો ન થવો જોઇએ?

બ્રહ્મચર્યને આપ માનો છો એ ઠીક છે. પણ બ્રહ્મચર્ય પણ ખુશીનું હોવું જોઇએ, જોરજબરીનું નહિ ત્યારે હિંદુઓ લાખો વિધવાઓને પરાણે બ્રહ્મચર્ય પળાવે છે એ વિધવાઓના દુઃખ તો તમે જાણો છો. એ બહાને બાળહત્યા થાય છે તે પણ આપથી છાનું નથી ત્યારે પુનર્લગ્ન માટે એક જબરદસ્ત હિલચાલ ચલાવો તો શું? એની અગત્ય પણ ઓછી નથી. ત્યારે આપ એ તરફ જોઇએ તેટલું લક્ષ કેમ નથી આપતા?"

આમાં જે પશ્નો લેખકે ઉઠાવ્યા છે એ મારી પાસેથી એ વિષય ઉપર કાંઇક લખાવવાને ખાતર જ ઉઠાવ્યા છે એવી મારી માન્યતા છે. કારણ કે જે પક્ષનું ઉપરના લેખમાં સમર્થન છે તેનું સમર્થન લેખક પોતે કરતા હોય એવું હું જાણતો નથી. પણ તેમાં ઉઠાવેલા પ્રશ્નો આજકાલ હિંદુસ્તાનમાંયે ઉઠે છે એમ હું જાણું છું. એની ઉત્પત્તિ પશ્ચિમમા થએલી છે અને વિવાહને પુરાણી, જંગલી અને અનીતિની વૃદ્ધિ કરનારી પ્રથા માનનારાની સંખ્યા પશ્ચિમમા તો નાનીસુની નથી. કદાચ એ સંખ્યા વધતી પણ જતી હોય. વિવાહને જંગલી મનાવવામા પશ્ચિમમા જે દલીલો થાય છે એ બધી મેં વાચી નથી. પણ મજકુર લેખકે જે દલીલો કરેલી છે તેવી જ જો તે હોય તો મારા જેવા પુરાણીને (અથવા જો મારો દાવો કબૂલ રહી શકતો હોય તો સનાતનીને) ખંડન કરવામાં કાંઇ મુશ્કેલી કે મૂંઝવણ પડે તેમ નથી.

મનુષ્યની સરખામણી પશુની સાથે કરવામા જ ભૂલની જડ રહેલી છે. મનુષ્યને જે નીતિ અથવા ધોરણ લાગુ પડે છે તે પશુનીતિથી ઘણી બાબતોમા જૂદું છે અને ચઢિયાતું છે. અને તેમા જ મનુષ્યની વિશેષતા છે. એટલે કુદરતી કાયદાનો જે અર્થ પશુયોનિને સારૂ કરી શકાય તે મનુષ્યયોનિને હમેશા લાગુ ન પડે. મનુષ્યને ઇશ્વિરે વિવેકશક્તિ આપી છે. પશુ કેવળ પરાધીન છે. તેથી પશુને સ્વતંત્રતા એટલે પસંદગી જેવી કશી વસ્તુ જ નથી; જ્યારે મનુષ્યને પસંદગી છે જ, સારાસારનો તે વિચાર કરી શકે છે અને સ્વતંત્ર હોઇ તેને પાપપુણ્ય કરવાપણું રહ્યું છે. અને જ્યાં પસંદગી રહેલી છે ત્યાં પશુના કરતાં પણ હલકા થવાપણાને અવશ્ય

અવઅંશ છે. તેમ જો મનુષ્ય પોતાના દિવ્ય સ્વભાવને અનુસરે તો તેને ચઢવાપણું પણ છે. જંગલીમાં જંગલી જણાતી કોમમા પણ થોડે કે વધતે અંશે વિવાહનો અંકુશ છે જ. જો એમ કહેવામા આવે કે એ અંકુશમા જ જંગલીપણું છે કેમકે પશુ એ અંકુશને વશ થતા જ નથી તો પરિણામ એ આવે કે સ્વચ્છંદ એ મનુષ્યનો કાયદો ગણાય. પણ જો મનુષ્ય માત્ર ચોવીસ કલાક સુધી પણ સ્વેચ્છાચારી બની રહે તો જગતનો નાશ જ થાય. કોઇ ને કોઇનું માનવાપણું જ ન રહે. સ્ત્રી પુરુષની વચ્ચેની મર્યાદા એ તો અધર્મ મનાય અને મનુષ્યના વિકાર તો પશુના કરતા બહુ વધારે રહ્યા જ છે. એ વિકારની લગામને ઢીલી મૂકી દીધી એટલે એ વિકારના વેગમાથી ઉત્પન્ન થતો અગ્નિ જ્વાળામુખીની જેમ જગતને ક્ષણમાત્રમા ભસ્મ કરી મૂકે. જરાક વિચાર કરીએ તો આપણે જોઇશું કે મનુષ્ય આ જગતમા જ બીજાં અનેક પ્રાણીઓ ઉપર સત્તા ભોગવે છે તે કેવળ સંયમ, ત્યાગ, આપભોગ, યજ્ઞ, કુરબાનીને લઇને.

ઉપદંશ, પ્રમેહ ઇત્યાદિનો ઉપદ્રવ વિવાહને લઇને નથી પણ વિવાહના નિયમોનો ભંગ થવાથી અને મનુષ્ય પશુ ન હોવા છતા પશુનું અનુકરણ કરવા જતા દૂષિત થઇ જાય છે તેથી થાય છે. વિવાહના નિયમોનું પાલન કરનાર એક પણ મનુષ્ય હું જાણતો નથી કે જેને મજકુર ભયંકર દરદો થયા હોય. જ્યા જ્યાં તે દરદો થયા છે ત્યા ત્યા મુખ્ય ભાગે વિવાહનીતિના ભંગથી થયાં છે અથવા એ નીતિનો ભંગ કરનાર મનુષ્યોના સ્પર્શથી થયાં છે, એમ વૈદકશાસ્ત્ર સિદ્ધ કરી આપે છે. બાળવિવાહનો અને બાળહત્યાનો નિર્દય રિવાજ એ

વિવાહનીતિને લઇને નથી પણ એ રિવાજની ઉત્પત્તિ વિવાહ-નીતિના ભંગને આભારી છે. વિવાહનીતિ તો એમ કહે છે કે જ્યારે પુરુષ અથવા સ્ત્રી પરી ઉમ્મરે પહોચે, તેને પ્રજોત્પત્તિની ઇચ્છા થાય, તેનું આરોગ્ય સારૂ હોય ત્યારે જ અમુક મર્યાદાઓનું પાલન કરીને તે પોતાને યોગ્ય સાથી શોધે અથવા માબાપ શોધે. અને સાથીમા પણ આરોગ્ય વગેરે ગુણો હોવા જ જોઇએ. એ વિવાહનીતિને અનુસરનાર મનુષ્યો આખા જગતમાં ગમે ત્યા જઇએ અને નીહાળીએ ત્યા સુખી જ જોવામા આવે છે. જેમ બાળવિવાહનું તેમજ વૈધવ્યનું દુ:ખરૂપ વૈધવ્ય વિવાહનીતિના ભંગમાથી જ ઉત્પન્ન થાય છે. જ્યા શુદ્ધ વિવાહ છે ત્યાં વૈધવ્ય અથવા વિધુરતા સહજ સુખરૂપ છે અને શોભારૂપ છે. જ્યાં જ્ઞાનપૂર્વક વિવાહસંબંધ જોડાયો છે ત્યા એ સંબંધ કેવળ દૈહિક જ નથી પણ આત્મિક છે અને દેહ પડે તોપણ આત્માનો સંબંધ કદી વીસરી જ ન શકાય. જ્યા એ સંબધનું ભાન છે ત્યા પુનર્વિવાહ અસંભવિત છે, અયોગ્ય છે અને અધર્મ છે. જે વિવાહમા ઉપરોક્ત નિયમોનું પાલન નથી ત્યા એ સંબંધને વિવાહ તરીકે ન ઓળખવો જોઇએ. અને જ્યાં વિવાહ નથી ત્યા વૈધવ્ય અથવા વિધુરતા જેવી વસ્તુ જ નથી. જો એવા આદર્શ વિવાહ ઘણા થતા આપણે ન જોતા હોઇએ તો વિવાહની પ્રથાનું નાશ કરવાનું કારણ નથી પણ તે પ્રથાને સારા પાયા ઉપર મૂકવાનુ સબળ કારણ હોવું જોઇએ.

સત્યને નામે અસત્ય ચલાવનારાની સખ્યા જોઇને કોઇ સત્યનો દોષ કાઢે અથવા તેની અપૂર્ણતા સિદ્ધ કરવા જાય તો આપણે તેને અજ્ઞાની માનીશું. તેમજ વિવાહનીતિના

ભંગના દાખલામાથી વિવાહનીતિને નિંદવાનો પ્રયત્ન પણ અજ્ઞાનની અથવા અવિચારની નિશાની છે.

લેખક કહે છે કે વિવાહમા ધર્મ કે નીતિ નથી, એ તો એક રૂઢિ અથવા રિવાજ છે. અને તે પણ ધર્મ અને નીતિની વિરુદ્ધ છે અને તેથી નાબૂદ કરવા યોગ્ય છે. મારી અલ્પમતિ પ્રમાણે તો વિવાહ એ ધર્મની વાડ છે અને જો તે નાબૂદ થાય તો ધર્મ જેવી વસ્તુ જગતમાં રહે જ નહિ. ધર્મનો પાયો જ સંયમ અથવા મર્યાદા છે. જે મનુષ્ય પરહેજગાર નથી તે ધર્મને શું સમજે ? પશુના કરતા મનુષ્યોમા બહુ વધારે વિકારો છે. બન્નેમાં રહેલા વિકારોની વચ્ચે કાઇ પણ સરખામણી જ ન થઇ શકે. જે મનુષ્ય વિકારોને કેદમા ન રાખી શકે તે મનુષ્ય ઇશ્વરની ઓળખ ન જ કરી શકે. આ સિદ્ધાન્તનું સમર્થન કરવાપણું હોય જ નહિ. કેમકે જેઓ ઇશ્વરનું અસ્તિત્વ અથવા આત્મા અને દેહની ભિન્નતાનો સ્વીકાર ન કરે તેને સારૂ વિવાહબંધનની આવશ્યકતા સિદ્ધ કરવી મુશ્કેલ થઇ પડે એ હું કબૂલ કરૂં છું. પણ જેણે આત્માના અસ્તિત્વનો સ્વીકાર કર્યો છે અને જે આત્માનો વિકાસ કરવા ઇચ્છે છે તેને સમજાવવાપણું હોય જ નહિ કે દેહદમન વિના આત્માની ઓળખ અથવા આત્માનો વિકાસ અસંભવિત છે કાં તો દેહ સ્વચ્છંદનું ભાજન હોય અથવા આત્માની ઓળખ કરવાનું તીર્થક્ષેત્ર હોય. જો એ આત્માની ઓળખ કરવાનું તીર્થક્ષેત્ર હોય તો સ્વેચ્છાચારને સ્થાન જ નથી. દેહને ક્ષણે ક્ષણે આત્માએ વશ કરવો જ રહ્યો.

જમીન, જોરૂ અને જર એ ત્રણ કજીયાના ઘર ત્યાં જ હોય જ્યાં સંયમધર્મનું પાલન નથી થતું. વિવાહની પ્રથાને

જેટલે અંશે મનુષ્યો માન આપે છે તેટલે અંશે સ્ત્રી કજીયાનું ઘર થતી અટકે છે. જો પશુની જેમ પ્રત્યેક સ્ત્રીપુરુષ જેમ ફાવે તેમ જ્યારે ત્યારે વર્તી શકે તો મનુષ્યો ઝગડા કરીને એકબીજાનો નાશ જ કરે. તેથી મારો તો દૃઢ અભિપ્રાય છે કે જે દુરાચાર અને જે દોષોનો ઉલ્લેખ લેખકે કર્યો છે તેનું ઔષધ વિવાહ-ધર્મનું છેદન નથી પણ વિવાહધર્મનું સૂક્ષ્મ નિરીક્ષણ અને પાલન છે.

કોઇ ઠેકાણે સગાઓમા વિવાહનો સંબધ બાધવાની છૂટ છે અને કોઇ ઠેકાણે નથી. એમ નીતિની ભિન્નતા છે એ સત્ય છે કોઇ ઠેકાણે એકપત્નીવ્રતનું પાલન ધર્મ ગણાય છે, કોઇ ઠેકાણે એકી વખતે અનેક પત્નીઓ કરવાનો પ્રતિબંધ નથી. આ નીતિની ભિન્નતા ન હોય એ ઇચ્છવા યોગ્ય છે, પણ એ ભિન્નતા આપણી અપૂર્ણતા સૂચવે છે, નીતિની અનાવશ્યકતા કદી નહિ. જેમ જેમ આપણે વધારે અનુભવ લેતા જઇશું તેમ તેમ બધી કોમોની અને બધા ધર્મીઓની નીતિનું ઐક્ય પેદા થતું જશે. નીતિની સત્તાને કબૂલ કરનારૂં જગત તો અત્યારે પણ એકપત્નીવ્રતને જ આદરપૂર્વક જુએ છે. કોઇ ધર્મ અનેક પત્ની કરવાની ફરજ પાડતો જ નથી. છૂટ આપે છે. દેશકાળને જોઇને અમુક છૂટ અપાય તેથી આદર્શ ખોટા નથી થતો અથવા આદર્શની ભિન્નતા સિદ્ધ થતી નથી.

વિધવાવિવાહ વિષે મારા વિચારો હું અનેકવાર પ્રગટ કરી ચૂક્યો છું. બાળવિધવાનાં પુનર્લગ્નને હું ઇષ્ટ ગણું છું એટલું જ નહિ પણ બાળવિધવાને પરણાવવાની માબાપોની ફરજ છે એમ હું માનું છું.

# વિકટ સુધારો

(મુંબઇ 'ભગિનીસમાજ'ના બીજા વાર્ષિક સંમેલન પ્રસગે કરેલા ભાષણમાંથી)

સ્ત્રીની ઉન્નતિ એટલે શું? અવનતિ થઇ હોય તો જ ઉન્નતિનો પ્રશ્ન ઉઠે. અવનતિ હોય તો ક્યાંથી થઇ અને તે કેમ ટળે? આ બધા વિચારો ચોક્કસ રીતે કરવા એ આપણું પ્રથમ કાર્ય છે. હિંદુસ્તાનમા ચોતરફ ફરતા મેં જોયું છે કે જે ખળભળાટ ચાલી રહ્યો છે તે ખળભળાટ આકાશ માહેનાં નાના વાદળ જેવડો છે. કરોડો સ્ત્રીપુરુષોને એ ખળભળાટનું કશું ભાન નથી. ૮૫ ટકા સ્ત્રીપુરુષ પોતાનું નિર્દોષ જીવન આપણી હીલચાલોથી અલિપ્ત રહી ગાળ્યા કરે છે. તેઓમાં સ્ત્રીપુરુષ પોતપોતાના ભાગ યોગ્ય રીતે ભજવ્યે જાય છે. બન્નેમાં કેળવણી અથવા તેનો અભાવ, જે કહો તે એક-સરખા છે, અને બન્ને એકબીજાંને સહાય કરી રહ્યાં છે. એમના જીવનમાં જે જે ખામીઓ જોવામાં આવે છે તે, બાકીના ૧૫ ટકા રહ્યા, તેઓના જીવનની ખામીનો કાંઇક પડઘો છે . . .

કાયદાઓ ઘડવાનું કાર્ય ઘણે ભાગે પુરુષને હસ્તક રહેલું છે. તેણે હમેશાં વિવેકદૃષ્ટિ વાપરેલી જોવામા નથી આવતી. સ્મૃતિકારોએ સ્ત્રીઓને વિષે જે જે લખેલું છે તેનો બચાવ સર્વથા નથી થઇ શકતો. બાળલગ્ન, વિધવાઓની ઉપરના જાપ્તા વગેરે સ્મૃતિઓના વાક્યોને આભારી છે. તેઓને શૂદ્ર વર્ગની સાથે મૂકવાથી હિંદુસંસારને કલ્પનામા ન આવી શકે એટલો ધક્કો પહોચ્યો છે. મારા આ વચનોમા અને ઘણી વેળાએ ખ્રિસ્તીઓના આક્ષેપો વચ્ચે શાબ્દિક સામ્ય જોવામા આવશે. પણ અમારી વચ્ચે એ ઉપરાત બીજી કંઇ પણ સમાનતા નથી. ખ્રિસ્તી લેખકોનો આક્ષેપ હિંદુધર્મનું મૂળ ઉખેડવાના હેતુથી થએલો છે. હું મને પોતાને બહુ ચુસ્ત હિંદુ ગણું છુ, અને મારો આક્ષેપ, હિંદુધર્મની ન્યૂનતા દૂર કરી એને પોતાનું અસલી ભવ્ય સ્થાન મળે, એવા હેતુથી મૂકાયલો છે. ખ્રિસ્તી ટીકાકારો સ્મૃતિની અપૂર્ણતા બતાવી તેને સામાન્ય ગ્રંથ તરીકે ગણાવવા માગે છે. મારો પ્રયત્ન એમ બતાવવાનો છે કે સ્મૃતિની અપૂર્ણતાનું કારણ તેમાના ક્ષેપક શ્લોકો છે, અથવા તો આપણા અવનતિકાળમા માન્ય થએલા સ્મૃતિકારોએ મૂકેલા એ શ્લોકો છે. એ શ્લોકોને કાઢીને શેષ રહેલી સ્મૃતિની અપૂર્વતા બતાવી શકાય છે. મિથ્યાભિમાનથી અને અજ્ઞાનથી સ્મૃતિમા ને બીજા હિંદુધર્મમા ગણાતા બધા ગ્રંથોમા ક્યાયે ખામી નથી એમ માનીમનાવી હિંદુધર્મનો લૂલો બચાવ બિલકુલ કરવા માગતો નથી. તેથી હિંદુધર્મ ચઢતો નથી પણ પડે છે, એવી મારી દૃઢ માન્યતા છે. જે ધર્મમા સત્યને ઉત્કૃષ્ટ પદ અપાયલું છે તે ધર્મમાં અસત્યની પૂરણી હોય જ નહિ.

ત્યારે સ્ત્રીજાતિની અવનતિ દૂર કરવામા મહાભગીરથ પ્રયત્ન તો હિંદુ ધર્મશાસ્ત્રમા સ્ત્રીઓને વિષે રહેલા આક્ષેપો દૂર કરવાનો છે. એ પ્રયત્ન કોણ કરી શકે? અને કેમ થઇ શકે? મારી અલ્પમતિ પ્રમાણે મુખ્યત્વે એ પ્રયત્ન કરવાને સારૂ આપણે સીતા, દમયંતી, દ્રૌપદીના જેવી પવિત્રતાવાળી, તેઓના જેવી અતિશય આગ્રહવાળી, સંયમી સ્ત્રીઓ પેદા કરવી પડશે. એ વેળા આ સતીઓને પૂજનારો હિંદુસંસાર આધુનિક સતીઓને પણ પૂજશે. તેઓના વચન શાસ્ત્રપ્રમાણ જેવા ગણી હિંદુસંસાર ઝીલી લેશે; અને સ્મૃતિઆદિમા રહેલા કટાક્ષોથી આપણે લાજીશું અને તેને ભૂલી જઇશું. આવા પરિવર્તન હિંદુધર્મમાં સદાય થતા આવ્યા છે અને થશે. તેથી એ ધર્મ આજ લગી નભી રહ્યો છે અને નભ્યા કરશે. આ સમાજ એવી સ્ત્રીઓને વેળાસર ઉત્પન્ન કરે એવી મારી પ્રભુ પ્રત્યે પ્રાર્થના છે.

સ્ત્રીજાતિની અવનતિનું મૂળ અને તે દૂર કરવાના ધ્યેયને સાધી શકે એવી સ્ત્રીઓ તો ગણીગાંઠી જ નીકળી શકશે. પણ સાધારણ સ્ત્રીએ શું કરવું ઘટે એ આપણે હવે વિચારવાનું છે. પ્રથમ કાર્ય તો જેટલી સ્ત્રીઓને આ અવનતિનું ભાન કરાવી શકાય એટલીને ભાન કરાવવાનું છે. એ કાર્ય અક્ષરકેળવણીથી જ થઇ શકે, એમ માનનારાઓ· માને હું નથી. એમ માનતાં કાર્યસિદ્ધિને સારૂ ઘણો કાળ જોઇએ. તેટલા કાળની કશીયે જરૂર નથી એ હું ક્ષણે ક્ષણે અનુભવતો આવ્યો છું. અવનતિનું જ્ઞાન. આજે જ અક્ષરજ્ઞાનને સારૂ રોકાયા વિના આપી શકીએ છીએ. હું હમણા જ બિહારના એક જીલ્લામાંથી આવ્યો છું. ત્યાં ઉંચા કુળની

ઘણી બહેનોને મળ્યો. તેઓ બધી પરદામા રહેનારી હતી મારે સારૂ બહેન જેમ ભાઇની પાસે પરદો નથી રાખતી તેમ તેઓએ પરદો દૂર કર્યો. આ બહેનો ભણેલી ન હતી. તેઓને મળતાં પહેલા તુરત જ મને એક અંગ્રેજ બાઇ મળી ગઇ હતી. એ બાઇ ઘણા ભાઇઓની સાથે હું બેઠો હતો તેઓની વચ્ચે આવીને મળી ગઇ, પણ હિંદુ બહેનોને મળવા મારે નોખી કોટડીમાં જવું પડ્યું. મેં તેઓને વિનોદમા સૂચવ્યું કે ચાલો આપણે બધાં જ્યાં પુરુષો બેઠા છે ત્યા જઇને બેસીએ. તેઓએ ઉમંગથી કહ્યું, "અમે તો બહુ રાજી છીએ. પણ આપણા રિવાજ પ્રમાણે અમારે રજા મેળવવી જોઇએ. અમને આ પરદો જરાયે ગમતો નથી; એ તમે તોડાવી નાખો" આમાં જેટલો કરુણારસ છે તેટલું જ મારા ઉપલાં વચનોનું સમર્થન છે. આ બાઇઓને અક્ષરજ્ઞાનની પૂર્વે પોતાની દશાનું ભાન થયુ હતું. આ બાઇઓએ મારી મદદ માગી તે તો યોગ્ય જ હતું, પણ હું તેઓને વિષે જ તેઓના છુટકારાની શક્તિ ઇચ્છું, અને તે શક્તિ તેઓમા છે એમ તેઓએ કબૂલ પણ કરેલું. હું એવી ઉમેદ રાખીને આવેલો છું કે આ બાઇનો પરદો થોડા દહાડાની અંદર જ પડી ગએલો આપણે સાભળીશું. સાધારણ રીતે અભણ મનાય એવી બાઇઓ ચંપારણમા સુંદર કામ કરી રહેલી છે. જે સ્વતંત્રતા તેઓએ ભોગવી છે એ સ્વતંત્રતાનું ભાન પોતાની અતિશય અજ્ઞાત બહેનોને આપી રહેલી છે. સ્ત્રી એ પુરુષની સહચારિણી છે, તેના સરખા જ મનવાળી છે, પુરુષની બધી પ્રવૃત્તિ સૂક્ષ્મતાએ જાણવાનો તેને અધિકાર છે, જેટલી છૂટ પુરુષ ભોગવે છે તેટલી જ તેને ભોગવવાનો હક છે, અને

જેમ પુરુષ પોતાના ક્ષેત્રમા સર્વોપરી છે તેમ સ્ત્રી પોતાના ક્ષેત્રમા છે. આ સ્થિતિ સ્વાભાવિક હોવી જોઇએ. એ કાંઇ અક્ષરજ્ઞાનનાં પરિણામ નહિ હોય. અજ્ઞાનરૂપી અંધ કુપમા ડૂબેલા જડ પુરુષો પણ, કૂડી પ્રથાને લીધે ન શોભી શકે, ન ભોગવી શકે તેવો અધિકાર સ્ત્રીઓ ઉપર ભોગવે છે. સ્ત્રીઓની આ દશાને લીધે આપણી ઘણી પ્રવૃત્તિઓ અર્ધે જઇ અટકી પડે છે. આપણા ઘણાં કાર્યો પૂરા શોભી નીકળતા નથી. અર્ધી મૂડીથી જ વેપાર કરનારા પચ્છમબુદ્ધિ વેપારીના જેવી આપણી સ્થિતિ છે.

અક્ષરજ્ઞાન વિના ઘણાંયે કાર્યો થઇ શકે છે તોપણ અક્ષરજ્ઞાન વિના ન ચાલી શકે એ મારી દૃઢ માન્યતા છે. અક્ષરકેળવણીથી બુદ્ધિ ઘડાય છે, તીવ્ર થાય છે, અને તે વડે આપણી પરમાર્થ કરવાની શક્તિ ઘણી વધે છે. આ જ્ઞાનની કિંમત મેં કોઇ દહાડો ઉંચી આંકેલી જ નથી. મેં તો માત્ર તેને યોગ્ય સ્થાન આપવા પ્રયત્ન કર્યો છે. પુરુષે સ્ત્રી પાસેથી જનસમાજના સ્વાભાવિક હકો છીનવી લેવાનું અથવા તેઓને તે હકો ન આપવાનું કારણ વિદ્યાનો અભાવ ન હોવો જોઇએ એ મેં વખતોવખત બતાવ્યું છે, પણ એ સ્વાભાવિક હકો નિભાવવાને સારૂ, દીપાવવાને સારૂ, તેનો પ્રચાર કરવાને સારૂ, વિદ્યાની આવશ્યકતા છે જ. વળી વિદ્યા વિના લાખોને તો શુદ્ધ આત્મજ્ઞાન પણ ન મળી શકે. અનેક લખાણોમાં આપણને નિર્દોષ આનંદ લેવાનો અખંડ ભંડાર ભર્યો છે તે પણ વિદ્યા વિના આપણને ન મળી શકે. વિદ્યા વિનાનો માણસ પશુ સમાન છે એ અતિશયોક્તિ નથી પણ શુદ્ધ ચિત્ર છે. એટલે જેમ પુરુષને તેમજ સ્ત્રીને કેળવણી તો

જોઇએ જ. જેમ પુરુષને અપાય છે તેમ જ સ્ત્રીને કેળવણી અપાવી જોઇએ એમ હું નથી માનતો. પ્રથમ તો મેં બીજે સ્થળે જણાવ્યું છે તેમ આપણી સરકારી કેળવણી ઘણે અંશે ભૂલભરી અને હાનિકારક ગણાએલી છે. એ બંને વર્ગને સારૂ તદ્દન ત્યાજ્ય છે. તેની ખામીઓ દૂર થાય તોપણ સ્ત્રીઓને સારૂ તે સર્વથા યોગ્ય જ છે એમ હું ન કબૂલ કરૂં. સ્ત્રી અને પુરુષ એક દરજ્જાના છે, એક જ નથી; એ અપૂર્વ જોડી છે, એકબીજાની પૂરણી છે અને બંને અરસપરસ ટેકા રૂપ છે, તે એટલે સુધી કે એકને અભાવે બીજાનો સંભવ જ નથી. પણ જો પુરુષ અથવા તો સ્ત્રી સ્થાનભ્રષ્ટ થાય તો બંનેનો નાશ થાય, એ સિદ્ધાત ઉપલી સ્થિતિમાથી જ નીકળી આવે છે. તેથી સ્ત્રીકેળવણીની રચના ઘડનારે આ વાત નિરંતર યાદ રાખવી જોઇએ. દંપતીની બાહ્ય પ્રવૃત્તિમા પુરુષ સર્વોપરી છે, તેથી બાહ્ય પ્રવૃત્તિનું વિશેષ જ્ઞાન તેને આવશ્યક છે. આતરપ્રવૃત્તિમા સ્ત્રીનું પ્રાધાન્ય છે, તેથી ગૃહવ્યવસ્થા, બાળકોની માવજત, તેઓની કેળવણી વગેરે વિષયોમા સ્ત્રીને સારૂ વિશેષ જ્ઞાન જોઇએ. કંઇ પણ જ્ઞાન લેવાની કોઇને બંધી કરવાની અહીં કલ્પના નથી. પણ કેળવણીનો ક્રમ આ વિચારોને ઉદ્દેશીને ઘડાયલો ન હોય તો બંને વર્ગને પોતાના ક્ષેત્રોમા પૂર્ણતા મેળવવાની તક ન મળે.

સ્ત્રીઓને અંગ્રેજી કેળવણીની જરૂર છે કે નહિ એ વિષે પણ બે બોલ કહેવાની જરૂર છે. મને તો લાગ્યું છે કે આપણા સાધારણ ક્રમમા સ્ત્રી અથવા પુરુષ બેમાથી એકેને સારૂ અંગ્રેજી આવશ્યક નથી. કમાણીને અર્થે અને રાજ્ય-

પ્રકરણી પ્રવૃત્તિને સારૂ જ પુરુષોને અંગ્રેજી ભાષાના જ્ઞાનની જરૂર હોઇ શકે. સ્ત્રીને નોકરીઓ શોધવાની કે વેપાર કરવાની ઉપાધિ વિષે હું માનતો નથી, એટલે અંગ્રેજી ભાષાનું જ્ઞાન થોડી સ્ત્રીઓ જે લેશે, જેને લેવું હશે તે પુરુષોને સારૂ સ્થપાયલી શાળામાં જ લઇ શકશે. સ્ત્રીઓને સારૂ સ્થપાયલી શાળામા અંગ્રેજી દાખલ કરવું એ આપણી પરાધીનતા લંબાવવાનું કારણ થઇ પડશે.

આટલો કેળવણીના પ્રકાર વિષે આપણે અહીં વિચાર કરી લીધો એટલે બાલિકાઓ પરણતી મટી ગઇ અને સ્ત્રીઓને તેમના સ્વાભાવિક હકો મળી ગયા એવું માનવાને કાઇ કારણ નથી. તેથી જે બાલિકાઓ પરણ્યા પછી આપણી દૃષ્ટિએથી અલોપ થઇ જાય છે તેનું શુ? તેઓ આપણી શાળાઓમાં આવવાની નથી. એક વખત નાની ઉમ્મરે પરણાવવાનું મહા-પાપ કરી દીધું એટલે તેની માતાઓ પણ પાપનૂ ભાન થયે પોતાની છોકરીને કેળવણી આપવા કે બીજું કાઇ આશ્વાસન આપવા અશક્ત થઇ પડશે. જે પુરુષ બાલિકાની સાથે લગ્ન કરે છે તે પરોપકાર દૃષ્ટિએ નથી કરતો પણ ઘણે ભાગે વિષયાસક્તિથી જ. **આ બાળાઓનો બેલી કોણ થાય? આ પ્રશ્નમાં સ્ત્રીનો ઉદ્ધાર મોટે ભાગે સમાયલો છે.** જવાબ પણ અઘરો અને એક જ છે. પુરુષ વિના બીજો સંસારી બેલી તો આ બાલિકાનો કોઇ નથી. બાળલગ્ન કરેલા પુરુષને સ્ત્રી સમજાવી શકે એ લગભગ અશક્ય છે, એટલે આ વિકટ સુધારાનું કામ સમજુ પુરુષે જ કરવું રહ્યું છે. મારામા શક્તિ હોય તો બાળકન્યાઓનું વસ્તીપત્રક બનાવું, તે કન્યાઓના ધણીઓના મિત્રોને શોધી કાઢું, અને તે મિત્રોની

મારફતે અને ધાર્મિક તથા વિનયી બીજાં પગલાં મને મળી શકે તે વાટે, આવા ભરથારોને હું કહેવરાવું: 'તમે અજ્ઞાનપણે બાળવિવાહનું પાપ કર્યું છે, જ્યાં સુધી કન્યાની પાકી ઉમ્મર નથી થએલી, તે કેળવણી નથી પામેલી ત્યા સુધી તમે શુદ્ધ બ્રહ્મચર્ય પાળી તેને તમે પોતે અથવા બીજાની મારફતે શિક્ષણ આપી પ્રજા ઉત્પન્ન કરવા અને પાળવાને સારૂ લાયક ન બનાવો ત્યાં સુધી તમે કોઇ પણ પ્રકારે આ પાપમાંથી મુક્તિ મેળવવાના નથી.'

# સ્ત્રીઓ અને અક્ષરજ્ઞાન

(ભગિની સમાજના સભ્યો સાથે થએલી એક વાતચીતમાંથી)

વિવાહિત અને વિધવા બહેનોને સારૂ અક્ષરજ્ઞાન કેમ આપવું? આની દવા તો કામ કરનારા જ શોધી શકે, પણ આથી નિરાશ થવાની જરૂર નથી. જે માણસ કામ કરતો હોય તેણે એકદમ સંતોષ પામવાની આશા રાખવી ન જોઇએ.

સામાન્ય રીતે ગુજરાતી સ્ત્રીને ઘરસંસારમા પડયા પછી શરૂઆતમા શીખવાની નવરાશ મળતી નથી, અને મોટી ઉમ્મરે આળસ આવે છે. આનો ઉપાય પુરુષોથી થઇ ન શકે. ગુજરાતી ભાષા જાણનાર કોઈ પ્રૌઢ પ્રતાપી બાઇ સારા અભ્યાસવાળી નીકળે તો આ વિષયમા સ્ત્રીઓને પોતાના આત્મભોગથી ઉત્તેજિત કરી શકે. . . .

પણ હું તો નવી દૃષ્ટિથી વાત કરવા માગુ છું. વિવાહિત કે વિધવા સ્ત્રીને ભણતર આપવાની વાત ભૂલી જાઓ, અથવા તો ગૌણ બનાવી દો. હું એમ ઇચ્છું છું કે જ્યાં આપણી ગરીબ બહેનો ગંધાતી કોટડીમા રહે છે ત્યા જઇને કામ

કરવાવાળી આપણામાંથી કેટલીક સ્ત્રીઓ નીકળે. આપણી ગરીબ બહેનોને પોતે કેમ રહેવું, પોતાનું અને પોતાના બાળકોનું આરોગ્ય કેમ જાળવવું, બાળકોને કેમ ઉછેરવાં, સ્વચ્છતા અને સંયમ કેમ રાખવાં વગેરે બાબતોનો કશો ખ્યાલ હોતો નથી. અત્યારે આવી બહેનોને ભણતર આપવાની જરૂર નથી. પણ સારી રહેણીકરણીનું ભાન આપવાની ખાસ અગત્ય છે.

વળી 'સુતારનું મન બાવળીએ,' એમ મારી તો એક જ ઇચ્છા છે કે દરેક બહેનના હાથમા રેંટિયો જોઇએ. તે સિવાય આપણી બહેનોની પવિત્રતાનું રક્ષણ કરવાનું બીજું એકે સાધન નથી. વળી હિંદુસ્તાન જે ભૂખમરાથી પીડાય તેને માટે તમે સ્ત્રીઓ જ મુખ્યત્વે કરીને જવાબદાર છો પુરુષોનુ કામ કમાઇ લાવવાનું છે, પણ તે દ્રવ્યનો ઉપયોગ કરવાનુ કામ સ્ત્રીઓનું જ છે તેમ જ આપણા જીવન-વ્યવહારની ઘટના કરવાનું કામ પણ સ્ત્રીઓ હસ્તક હોય છે. સ્ત્રીઓના હાથમા પહેલા જે ઉદ્યોગ હતો તેનો પુનરુદ્ધાર થવો જોઇએ. અત્યારે સ્ત્રીઓને સૌથી મોટામાં મોટી જરૂર માત્ર રેંટિયાની છે. સ્ત્રીઓને કદાચ અક્ષરજ્ઞાન ન મળ્યું તો તેથી શું નુકસાન થઈ જવાનું છે? મારી માતા અક્ષરજ્ઞાન પામી હોત તોપણ તેણે મને ત્રણ પ્રતિજ્ઞાઓ (માસ, મદિરા ને વ્યભિચારનો ત્યાગ) આપી હતી. તેથી વધારે કાઇ આપી શકત એમ હુ નથી માનતો. અક્ષરજ્ઞાન ન પામેલી હોય તે સ્ત્રી સંસ્કાર વિનાની હોય એમ માનવાની કશી જરૂર નથી. આપણી સ્ત્રીઓને ઘણુંખરૂં જ્ઞાન વારસામા મોઢેથી જ મળે છે. આપણી સ્ત્રીઓ સીતા, સાવિત્રી અને દમયંતીને જાણતી હોય

છે. મહાભારત અને રામાયણની કથાઓ આપણા કુટુંબોમાં કહેવા સાભળવાનો રિવાજ પ્રાચીન કાળથી પ્રચલિત છે. આથી અક્ષરજ્ઞાન નકામુ છે એમ કહેવા હું નથી માગતો, પણ તેમા જ આપણો ઉદ્ધાર છે એમ સમજવાની તો કોઇએ ભૂલ ન કરવી. . . .

અત્યારે આપણને સૌથી વધારે ચિંતાનો વિષય ભૂખમરાનો છે; એનો તરત જ ઉપાય કરવાની જરૂર છે. હાલ બીજું બધું ભૂલી જાઓ. આ ભૂખમરાનો ઉપાય માત્ર રેંટિયો છે; માટે રેંટિયાનો પ્રચાર કરો. ઝીણામા ઝીણું સૂતર કેમ કંતાય તેની તજવીજ કરો. અને રેંટિયાના વિજ્ઞાનને યથાર્થ સમજવા મહેનત લ્યો. અક્ષરજ્ઞાનને કાઢી ન નાખો પણ તેને ગૌણપદ આપો; તમારૂં મુખ્ય ધ્યેય તો સ્વાશ્રયી બનવાનુ, ભૂખમરો ટાળવાનું અને રેંટિયો ફેરવવાનું હોવુ જોઇએ. આ કામ સ્ત્રીઓનું જ છે. આ કામમા તેઓ પુરુષોની મદદ લે તેમા વાધો નથી. પણ કામનો બોજો તો સ્ત્રીઓને માથે જ હોવો જોઇએ. . . .

ત્રણ વસ્તુઓને એકસરખું સ્થાન મળવું જોઇએ. (૧) અક્ષરજ્ઞાન (૨) પતિત સ્ત્રીઓના ઉદ્ધાર અર્થે અને આરોગ્ય સંરક્ષણ, બાળ સંવર્ધન અને એવી બીજી અગત્યની બાબતોમાં જ્ઞાન ફેલાવવા માટે કેટલીક સ્ત્રીઓએ આપવો જોઇતો આત્મભોગ અને (૩) રેંટિયાનો પ્રચાર. . . .

# કન્યાકેળવણી

(ભોગીન્દ્રરાવ કૃત 'સ્ત્રીઓ અને સમાજસેવા' નામના પુસ્તકને લખેલી પ્રસ્તાવનામાંથી)

કન્યાકેળવણી આપણને જોઇએ છે. તે કેળવણી કયા પ્રકારની હોવી જોઇએ તે હવે શોધાશે. અત્યારે તો આપણે અખતરાઓ કરી રહ્યા છીએ. પણ સ્ત્રીકેળવણીને આપણે માત્ર કન્યાકેળવણીથી જ પહોંચી વળવાના નથી હજારો કન્યા બાર વર્ષની ઉમ્મરે બાળલગ્નનો ભોગ થઇ આપણી નજરેથી અલોપ થઇ જાય છે. તેઓ ગૃહિણી બને છે ' આ પાપી રિવાજ જ્યાં સુધી આપણામાંથી નહિ જાય ત્યાં સુધી પુરુષોને સ્ત્રીશિક્ષક બનતા શીખવું પડશે. તેઓની આ વિષયની કેળવણીમાં આપણી ઘણી આશાઓ છુપાએલી પડી છે. આપણી સ્ત્રીઓ આપણા વિષયનું પાત્ર અને આપણી રસોયણ મટી આપણી સહચરી, આપણી અર્ધાંગના, આપણા સુખદુઃખની ભાગિયણ ન બને ત્યાં લગી આપણા સર્વ

પ્રયાસ મિથ્યા જણાય છે. કોઈ પોતાની સ્ત્રીને પશુ સમાન ગણે છે. આ સ્થિતિને સારૂ કેટલાંક સંસ્કૃત વચનો અને તુલસીદાસનો એક પ્રસિદ્ધ દુહો બહુ જવાબદાર છે. તુલસીદાસે એક જગ્યાએ લખ્યુ છે કે ढोर गवार शूद्र अरु नारी, ये सब ताडनके अधिकारी । તુલસીદાસને હું પૂજું છું. પણ મારી પૂજા આંધળી નથી કા તો ઉપરનો દુહો ક્ષેપક છે. અને જો તુલસીદાસનો જ હોય તો તેમણે વગર વિચાર્યે પ્રચલિત રૂઢિને અનુસરી જોડી કાઢેલો હોવો જોઇએ. સસ્કૃત વચનો વિષે તો એવો વહેમ પેસી ગએલો જોવામા આવે છે કે સંસ્કૃતમા લખાએલા શ્લોકો તો કેમ જાણે શાસ્ત્રકથન જ હોય નહિ. આ વહેમ દૂર કરીને આપણામાં સ્ત્રીને હલકી ગણવાની જે પ્રથા પડેલી છે તેને જડમૂળથી ઉખેડવી જોઇશે. બીજી તરફથી વિષયાંધ થઇ આપણામાના કેટલાક સ્ત્રીને ઢીંગલીદેવી ગણી પૂજા કરે છે ને જેમ ઠાકોરજીને આપણે પહોરે પહોરે નવીન આભૂષણોથી શણગારીએ છીએ તેમ શણગારે છે. આ પૂજા-દોષમાંથી નીકળી જવું જરૂરનું છે. છેવટે તો જેમ શંકર અને ઉમા, રામ ને સીતા, નળ અને દમયંતી હતા તેમ આપણી સ્ત્રીઓ આપણી ગોષ્ઠિમા ભાગ લેતી, આપણી સાથે વાદ-વિવાદ કરતી, આપણા ઉદગારો સમજતી, તેને પોષતી, પોતાની અલૌકીક પ્રેરણાશકિતથી આપણી બાહ્યોપાધિઓને સાનમાં સમજી તેમા ભાગ લેતી, આપણને શીતળતામય શાંતિ દેતી થશે, ત્યારે જ — પણ તે પહેલા — નહિ આપણો ઉદ્ધાર સંભવે છે. એવી દશા હાલ તુરતમા કન્યાશાળા મારફતે પ્રાપ્ત થવાનો ઘણો જ થોડો સંભવ છે જ્યા લગી બાળલગ્નની હાંસડી આપણે પહેરવી સરજી હશે, ત્યા લગી